મહંતશ્રી-સ્વામી

# રામદાસ બાબાજી કાઠીયા



મૂલ્ય રૂ. ૧-૮-૦

જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય.

[illegible] અમદાવાદ અને મુંબાઈ.

ફીનીક્ષ પ્રી. પ્રેસ અમદાવાદ.

શ્રી સમર્થ

# સ્વામી રામદાસ બાબાજી કાઠીયાનું

# જીવનચરિત્ર


અનુવાદક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય**

તંત્રી ભાગ્યોદય, ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

શાખા—કાલબાદેવીરોડ મુંબાઈ



અમદાવાદ—શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપી અને પ્રસિદ્ધ કર્યું.
ખાડીયાઃ અમદાવાદ

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૫૦૦ સંવત ૧૯૮૫. સને ૧૯૨૯

૧ ·૮-૦

# પ્રસ્તાવના

શ્રી સ્વામી રામદાસ બાબાજી કાઠિયા નામના મહા-પુરૂષ વન્દ્રાવનમાં થઈ ગયા છે. તેમનું જીવન ચરીત્ર તેમના શિષ્ય શ્રી સ્વામી સન્તદાસજી વ્રજવિદેહી મહારાજે બંગાળી ભાષામાં લખ્યું છે. શ્રી સ્વામી સન્તદાસજી ગૃહસ્થાશ્રમમાં હતા ત્યારે તેમનું નામ શ્રી તારાકિશોર ચૌધરી હતું. તેઓ એમ. એ., બી૦ એલ૦ કલકત્તા હાઈકોર્ટના વકીલ હતા. તેઓ જયારે ગૃહસ્થાશ્રમમાં હતા ત્યારે તેમને લોકો ધર્મપરાયણ સજ્જન મહાત્મા માનતા. તે વખતે તેમણે પોતાના ગુરુશ્રીનું જીવનચરીત્ર લખેલું. હાલતો તેમણે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી વરાગ ધારણ કર્યો છે અને હાલ પોતે શ્રી રામદાસ બાબાજીની ગાદીએ મહન્ત શ્રી સ્વામી સન્તદાસ નામથી વ્રજવિદેહી મહન્તના પદ ઉપર પ્રતિષ્ટિત થયા છે.

મહન્ત શ્રી રામદાસ બાબાજીના જીવન ચરિત્રનો આ-ગ્રંથ ઘણોજ મધુર અને સાર ગર્ભિત છે. આ ગ્રંથ વાંચતાં અમને ઘણો ઉપયોગી લાગવાથી તેનું ગુજરાતી ભાષાંતર કરવા અમે તેના મૂળ લેખક સ્વામી શ્રી સન્તદાસજી પાસે પરવાનગી માગતાં તેમણે તરતજ અમને પરવાનગી આપી પોતાની સાધુતા દર્શાવી. તે માટે અમે તેમનો આ સ્થળે ઉપકાર માનીએ છીએ. તે પછી આ ગ્રંથનું ભાષાંતર કરી

ભાગ્યોદયમાં દરમાસે અકેક ફોર્મ લેવા માંડયું અને તે પૂર્ણ થતાં આ સ્વતંત્ર પુસ્તક પણ છાપી તૈયાર કર્યું.

મહાત્મા રામદાસ બાબાજી કાઠિયા નિમ્બાર્ક સમ્પ્રદાયના અંતર્ગત વૈષ્ણુઅવધુત હતા પણ ઘણા નિમ્બાર્ક સમ્પ્રદાય નામનો કોઇ વૈષ્નવ સંપ્રદાય છે એ જાણતા નથી. એથી એ સમ્પ્રદાય અને તેની ઉપાસના પદ્ધતિનું કાંઇક વર્ણન આમાં આપવું જરૂરનું હોવાથી મૂળ ગ્રંથકારે તે આ પુસ્તકના છેવટના ભાગમાં પરિશિષ્ટના નામે જોડી દીધું છે.

આ પુસ્તકનું ભાષાંતર કરવામાં તેના હિંદી અનુવાદનો આધાર લેવામાં આવ્યો છે. માટે મૂળ લેખકનો તેમજ હિંદી પ્રકાશકનો ઉપકાર માનવામાં આવે છે. આવા મહાપુરુષોનાં ચરિત્રો જન સમાજમાં ફેલાય એ ઇચ્છવા જોગ છે. અને તેથી પ્રજામાં ધાર્મિક સંસ્કારો જાગ્રત થશે એવી ઇચ્છાથી આ ગ્રંથ તયાર કરી પ્રસિદ્ધ કર્યો છે. જેનો પ્રજા વર્ગ સારો લાભ લેશે એવું માનવામાં આવે છે.

ભાગ્યોદય ઓફીસ
અમદાવાદ.
વસંતપંચમી
મહા સુદ ૫ ૧૯૮૫
તા. ૧૪—૨—૧૯૨૯

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે
અધિપતિ-ભાગ્યોદય

વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો.

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર

ત્રીજી આવૃત્તિ.

આ પુસ્તક થોડા વખતથી બહાર પડયું છે. જેની અંદરની **મેસ્મેરીઝમ અને હિપ્નોટીઝમ** વિદ્યા, યોગવિદ્યા, ત્રિકાળદર્શક દર્પણ અને ત્રિકાળ દર્શી આયના બનાવવાની વિદ્યા–દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, પ્રેતાવાહન વિદ્યા, પ્લેન્ચેટ બનાવવું, વશીકરણ વિદ્યા, કોકશાસ્ત્ર, રતીશાસ્ત્ર અને કામશાસ્ત્ર સ્ત્રીઓની, ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

મંત્રવિદ્યા—વશીકરણનો, લક્ષ્મીપ્રાપ્તિનો, વગેરે અનેક મંત્રો છે.

યંત્રવિદ્યા—જેમાં કષ્ટનીવારક, વશીકરણ, આકર્ષણ, સુખપ્રસવનો એકત્રીસો યંત્ર–વીસોયંત્ર, કાર્યસિદ્ધિનો યંત્ર વિગેરે.

તંત્રવિદ્યા—ઈંદ્રજાળ અને જાદુઈ પ્રયોગો ચમત્કારીક પ્રયોગોનો સંગ્રહ હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવા, હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા, થોટ રીડીંગ વગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ છે. તેમાંનો એકજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપીયા મેળવી શકાય છે. કીંમત રૂા. ૫

---

**સુખી દંપતિ** અને જયાદેવીની આત્મકથા–આ પુસ્તકમાં અતી ઉપયોગી ૧૧ પ્રકરણો છે. પત્નીએ પતીને સહાય કરવી, પતિવ્રતાની કસોટી, પડતીમાંથી ચડતી, બાળકો કેમ ઉછેરવાં વીગેરે રસીક વિષયો છે. કીંમત રૂ ૧—૮—૦

જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

# ધનવાન ( ચોથી આવૃત્તિ )

જો તમે ઘણા ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગમાં ધારેલો લાભ ન થતો હોય, ખેતીમાં વીસ પચીસ ઘણું પકવવાની ઇચ્છા હોય, હુન્નરકળાનું સર્વોત્તમ જ્ઞાન મેળવી કળાકુશળ બનવું હોય, કોઈ પણ ધંધાની સાથે હજારો રૂપીઆ સહેલાઇથી કમાઇ શકાય એવી શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડો ધનના સ્વામી બનવું હોય તો આજે જ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો. આ પુસ્તકના ઉપયોગીપણાનાં હજારો સરટીફીકેટો મળ્યાં છે. તેની અંદર તેર ભાગમાં અને ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો શોધનો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે. કીં. રૂ. ૧૦

---

દરેક ધર્મના મનુષ્યને ઉપયોગી. બાળકથી વૃદ્ધ સર્વને વાંચી મનન કરવા યોગ્ય ઉપયોગી પુસ્તક.

# સ્વધર્મનિષ્ટ દૈવીજીવન

## અથવા ધર્મસ્થાપક મહાપુરૂષોનાં જીવનવૃત્ત.

આ ઉપયોગી પુસ્તક તૈયાર છે. તેની અંદર હીંદુ જૈન પારસી અને મુસલમાન સર્વ ધર્મોનું રહસ્ય, તે તે ધર્મના ધર્મસંસ્થાપક મહાપુરુષોનાં જીવનવૃત્તાંતો, દરેક માણસ પોતપોતાના ધર્મનું શીક્ષણ મેળવી, ધર્મને આચારમાં ઉતારી સ્વધર્મનિષ્ટ દૈવીજીવન શી રીતે ગાળી શકે. સંસારમાં ઉચ્ચ જીવન ગાળી આદર્શમય ચારીત્ર્યશીલ શી રીતે બને તેવાં અનેક વૃત્તાંતોનો અને ૧૫૦ ઉપરાંત મહાપુરુષોનાં જીવનચરીત્રો છે. પાકું પુઠું પાન ૭૬૦ ઉપર છે. કિંમત રૂ ૬-૦ હાલ તરતમાં રૂ ૪-૦

જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો

# ધનપ્રાપ્તિના માર્ગો

અને

## હુન્નર ઉદ્યોગ વ્યાપાર શિક્ષક ( વૉ. ૨ જુ )

જેમાં ધનવાન થઇ શકાય તેવા હજારો હુન્નર ઉદ્યોગના ખેતીવાડીના, વૈદકના પ્રયોગો, વ્યાપારી શિક્ષણ, દેશપરદેશમાં બનતી વસ્તુઓની માહીતી દેશપરદેશના વ્યાપારીઓની ડીરેકટરી વિગેરે વિષયો છે. ભાગ ૧૫ ભેગા છે. પાન ૬૫૦ કીંમત રૂ. ૮—૦ આ પુસ્તકમાં આવેલા પ્રયોગોમાંથી માત્ર એકજ પ્રયોગ સિદ્ધ કરી લેવાથી હજારો રૂપીયા કમાઇ શકાય છે. હાલ તરત મંગાવનારની પાસે જ રૂ ૫-૦—૦ લેવાશે.

# સ્ત્રીહિતશિક્ષક

## અને ચન્દ્રકાંતની આત્મકથા ( બીજી આવૃત્તિ ) સચિત્ર

આ પુસ્તકમાં લગભગ ત્રીસ ઉપરાંત પ્રકરણોમાં સ્ત્રીઓની મહત્તા, પત્નીનો પતી પ્રત્યેનો ધર્મ, પતિની પત્ની પ્રત્યેની ફરજ, પતિવ્રતાપણું શી રીતે પાળવું. સ્ત્રીઓનો ઘરકારભાર, સ્ત્રીઓની જવાબદારી; સંકટ વખતે પતિને સહાય કેવી રીતે કરવી; સતી સ્ત્રીઓનું જીવન, સ્ત્રીઓનું ગૃહણીપદ; સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે. સ્ત્રી પુરૂષના ધર્મ, સ્ત્રીઓનું શીયળવ્રત, વિધવા સ્ત્રીઓના ધર્મ, સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન સ્ત્રીઓ એ પતિની અર્ધાંગના છે. સંસારમાં સ્ત્રીઓની પદ્વી સ્ત્રીઓના ઉત્તમ આચાર વિચાર, સ્ત્રીરોગ ચીકીત્સા બાળકોને કેવી રીતે કેળવવાં, બાળકોની દવાઓ વગેરે ૩૧ પ્રકરણો ઉપરાંત, લગભગ ૨૦૦ ઉપરાંત સતી સ્ત્રીઓને મહાનપુરૂષોનાં જીવનચરિત્રો છે. કીં રૂ. ૪—૦—૦

ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી હોય તો

# ભવિષ્યવેત્તા ( ચોથી આવૃત્તિ )

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—જે પુસ્તક ઉપરથી દરેક માણસ ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે. તેમાં જ્યોતિષશાસ્ત્ર, રમળશાસ્ત્ર, સ્વરોદયશાસ્ત્ર, જન્મોતરી બનાવવાની રીત; તે જોવાની રીત વગેરે, ભાગ્યોદય, દાસપણું, બંધિખાનું, રોગ સ્ત્રીસુખ, લગ્નનું સુખ, પ્રજાનું સુખ; જીંદગીનું, શરીરનું સુખ, અકસ્માત ધનપ્રાપ્તિ; રાજ્યલક્ષ્મી, વાહનનું, મકાનનું, વિદ્યાનું, સુખ દુઃખ ક્યારે મળે વિગેરે જોવાની રીત. ધંધામાં લાભ થશે કે કેમ, વગેરે ભવિષ્યની વાત જોવાની રીત. કીં. રૂ. ૫)

---

# આત્મજ્યોતિ કિંવા બ્રહ્મદર્શન

આત્મજ્યોતિના દર્શન કરાવનાર અનેક સરળ માર્ગોને બતાવનાર, બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવી શકે તેવા ઉપાયો બતાવી મનુષ્યને આત્માનંદ આપે છે. રૂ ૧—૦—૦

**ભાગ્યોદય**—શરીર,મન અને આત્માની ઉન્નતિ કરાવનાર,આર્થિક ઉન્નતિથાય તેવા, તત્વજ્ઞાનના, હુન્નરના, વૈદકના વિષયો અને રસમય વાર્તાઓ, મહાપુરુષોનાં જીવનચરીત્રો સ્ત્રી અને બાળકો કેળવાય તેવા વિષયો આ માસીકમાં આવે છે. દરવર્ષે ૧૫૦ પાની ઉત્તમ ભેટ મફત મળે છે, લવાજમ રુ. ૩–૦–૦ નમુનાનો અંક મફત

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે

ભાગ્યોદય ઓફીસ ખાડીયાઃ—અમદાવાદ

ભાગ્યોદય ઓફીસઃ કાલબાદેવી રોડ—મુંબાઇ



### અવધૂત મહંત શ્રી સ્વામી

# रामदास बाबाजी काठीया

### અને તેમના ગુરુશ્રીનું જીવનચરિત્ર

## પ્રથમ અધ્યાય

### બાલ્યાવસ્થા.



૧૦૮ શ્રી ગુરુજી મહારાજ સ્વામી રામદાસ બાબાજી મહાન સમર્થ મહાત્મા થઇ ગયા છે. જેમનું જીવન ચરિત્ર અત્રે આપવામાં આવે છે. તેઓશ્રીએ પોતાના પટ્ટ શિષ્ય શ્રી સંતદાસ બાબાજીને પોતાના જીવન સંબંધમાં કેટલીક હકીકત કહી હતી, તે અત્રે અમો આપીએ છીએ.

અમૃતસરથી લગભગ ૨૦ ગાઉ દૂર લોનાચમારી નામનું એક ગામ છે. જે ગામની પાસના એક ગામમાં બ્રાહ્મણજાતિમાં મહાત્માશ્રી રામદાસ બાબાજીનો જન્મ થયો હતો. તેમના પિતાજી લોકોને મંત્રો-

પદેશ આપવાનું ગુરુનું કામ કરતા. બ્રાહ્મણો તેમને વધુ માનતા. તેમને ત્રણ ભાઇઓ હતા. તેઓ સર્વથી નાના હતા. તેમની માની તેમની ઉપર બધા કરતાં વધુ પ્રીતિ હતી. અર્થાત તેમના ઉપર તેમની માનો વધુ મોહ હતો. તેમના પિતાશ્રીને ત્રણ ચાર ભેંસો હતી. તેમના બાપ રોજ ૧૦ શેર દૂધ પીતા. તેમજ પોતે અને તેમના ભાઇઓ પણ રોજ બહુ જ દૂધ પીતા, તેમની માતા સાદાં અને સરળ હૃદયનાં હતાં. તે પ્રેમથી અતિથી સત્કાર કરતાં. તેમના ગામમાં તેમના ઘરથી નજીકમાં એક મંદિરમા પરમહંસજી સાધુ રહેતા. તેમની પાસે રામદાસ વારંવાર જઇ બેસતા, પરમહંસજી તેમના ઉપર ઘણી પ્રીતિ રાખતા હતા. આ પરમહંસજીનાં દર્શન કરવા ગામના ઘણા લોકો આવતા. સર્વ પ્રકારના લોક–ધનવાન, દરિદ્ર, બાળક યુવાન, વૃદ્ધ,સ્ત્રી, પુરુષ, સર્વ તેમની આગળ સાષ્ટાંગ દંડવત્ કરતા હતા. જે રામદાસ નાનપણમા જોયા કરતા અને પોતે હૃદયમાં વિચાર કરતા કે આ સંસારમાં આ પરમહંસ મહારાજ સર્વ કરતાં મોટા જણાય છે, આ પછી રામદાસની આ પરમહંસ ઉપર ઘણી શ્રદ્ધા ચોટી ગઇ.

રામદાસ જ્યારે ચાર વર્ષના હતા ત્યારે એક દિવસ એકલા પરમહંસજી પાસે બેઠા હતા, અને સ્નેહપૂર્વક પરમહંસજી પાસે આમ તેમ વાતો કરતા હતા, તે પ્રસંગે રામદાસે તેમને કહ્યું કે; મહારાજ, આપ આ સંસારમાં બધા કરતાં મોટા છો. સર્વ લોક આપને આપણા ચરણોમાં માથાં મૂકે છે. આપ બધા કરતાં મોટા શી રીતે થયા છો, તે મ્હને ન બતાવો ? આપ મને એ ઉપાય બતાવો તો હુ પણ કરૂં. અને બધા કરતાં તમારી માફક મોટો થઇ શકું આ સાંભળી પરમહંસજીએ હસતાં હસતાં કહ્યું કે, ભાઇ, હું ના સર્વ । રામ નામ જપું છું રામના નામેજ મને મોટો બનાવ્યો છે. રામનામના

જપ કરો; તું પણ એથી મોટો થઇ જશે. આ સાંભળી રામદાસે કહ્યું, રામનામ લેવાથી આટલી મોટાઇ મળે ખરી? બહુ સારૂં, હું પણ રામનું નામ જપ્યાં કરીશ. આ પછી રામદાસ રોજ રામ નામના જપ કર્યા કરતા અને તે પછી જ્યારે પરમહંસજીનાં દર્શન કરવા જતા ત્યારે તે તેમને રામ નામ જપવામાં ઘણા ઉત્સાહિત કર્યા કરતા હતા.

રામદાસ નાનપણમાં પોતાની ભેંસોને ચારવા જતા, તેમની ઉમ્મર સાત વર્ષની થઇ ત્યારે તે એક દિવસે બપોરના જંગલમાં ભેંશો ચારતા હતા. ત્યાં જંગલમાં મધ્યાન્હ સમયે એક સાધુ મહાત્મા ત્યાં આવી ચઢયા તેમના શરીરની છટા જોઇ રામદાસ મુગ્ધ બની ગયા. પગે લાગ્યા એટલે તે મહાત્માએ હસતાં હસતાં તેમને કહ્યું: "બચ્ચા, મને કાંઇક ખાવાનું આપીશ?" એટલે તેમણે કહ્યું; હા મહારાજ, આપ અહીં ઉભા રહી મારી ભેંસો જોતા રહો, તે નાસી ન જાય, હું ઘેર જઇ આપને માટે કાંઇક ખાવાનું લઇ આવું છું." મહાત્માએ કહ્યું; "સારૂં હું તારી ભેંસો જોતો રહીશ, જા તું મેરે માટે કાંઇક ખાવાનું લઇ આવ." રામદાસ ઘેર ગયા ત્યાં જઇ જોયું તો પોતાનાં માતા, પિતા, સર્વ સુઇ ગયાં છે. તેમને જગાડયા વગર તે રસોડામાં ગયા. અને પોતાની મરજી પ્રમાણે ઘણુંજ ઘી, સાકર અને લોટ લઇ તરત સાધુજી પાસે આવ્યા. આ જોઇ મહાત્માજીએ ઘણાજ પ્રસન્નવદને એ બધી વસ્તુઓ લીધી અને રામદાસને વરદાન આપ્યું કે: 'બચ્ચા, તુંમ યોગીરાજ હોગા." એ સાંભળી રામદાસે કહ્યું, "મારે તો મારાં માબાપ છે, ઘરબાર છે; ભેંસો છે, હું રોજ પાંચ શેર દુધ પીઉં છું. પછી હું યોગીરાજ કેવી રીતે બનવાનો?" મહાત્માજીએ કહ્યું, "બચ્ચા, મેરે વચનસે તું જરુર યોગીરાજ હો જાયગા" એટલું કહી તે મહાત્મા તરત ત્યાંથી અંતર્ધ્યાન થયા. તત્કાલ

રામદાસ વિચાર કરવા લાગ્યા કેઃ મારો સંસાર છુટી ગયો, મા,બાપ, ઘર તથા ભેંસો આદિ ઉપરનો મારો મોહ તુટી ગયો, તેમણે જાણ્યું કેઃ ગૃહસ્થાશ્રમ મારે માટે નથી, આ મનની વાત રામદાસે બીજા કોઇને ન કરી. તે પછી કેટલાક દિવસે તેમને યજ્ઞોપવિત આપવામાં આવ્યું. જનોઇ દીધા પછી તેમને તેમના પિતાજીએ વિદ્યાભ્યાસ કરવા માટે બીજા ગામે એક પ્રખ્યાત વિદ્વાન ગુરુજી પાસે મોકલ્યા. એ ગુરૂજીને ત્યાં તેમના પુત્રાદિ ઉપરાંત બીજા વિદ્યાર્થીઓ પણ અભ્યાસ કરતા હતા. રામદાસ ત્યા રહેવા લાગ્યા.

રામદાસ ઉપર તેમના ગુરુની પ્રીતિ વધવા લાગી. તેમના ઉપર ગુરુજીનો સ્નેહ જોઇ બીજા વિદ્યાર્થીઓ ઇર્ષ્યા કરવા લાગ્યા. ગુરુજી જે પાઠ આપતા તે રામદાસ એક બે વાર વાંચી જતા અને તે તેમને મોંઢે આવડી જતો. તે પછી તે બીજા બાળકોની સાથે રમવામાં કે પાઠ ગોખવા માટે વધુ રોકાતા નહીં. પણ હાથમાં માળા લઇ એક બાજુ બેસી જપ કર્યા કરતા. તેમને નાનપણમાં તેમના ગામના પરમહંસ-જીએ જે રામ નામનો જપ કરવાનો ઉપદેશ આપ્યો હતો તે નામની માળા ફેરવીને તે જપ કરતા. આથી ગુરુજીના પુત્ર તથા બીજા વિદ્યા-ર્થીઓએ ગુરુજીને કહ્યું કેઃ 'આપતો આ રામદાસને બધા કરતાં સારો જાણો છો પણ તે તો કદી પુસ્તક હાથમાં લેઇ વાંચતો જ નથી, આપ તેને પૂછશો તો જણાશે કે તે કાંઇ પણ અભ્યાસ કરતો નથી' આથી ગુરુજીએ તેમને બોલાવ્યા અને પૂછ્યું કે, " કેમ રામદાસ, સર્વ બાળકો કહે છે કે તું બિલકુલ વાંચતો નથી, પણ માત્ર માળાજ ખટકાવ્યા કરે છે, શું એ બરોબર છે ? " તેમણે હાથ જોડી કહ્યું " મહારાજ હું તો મારો પાઠ ખરો કરૂં છું જ, એ જે કહે છે કે હું વાંચતો નથી એ વાત ખોટી છે." એ સાંભળી ગુરુજીએ તેમને

કેટલાક સવાલ પૂછયા. તેમણે બધા સવાલોના જવાબ બરોબર આપ્યા. જે શ્લોક બોલવાનું કહ્યું તે બોલી ગયા. એટલે ગુરુજી તેમના ઉપર ઘણા પ્રસન્ન થયા, અને બીજા વિદ્યાર્થીઓને ઠપકો આપવા લાગ્યા કે તમે બધા જુઠા છો. એણે પોતાનો પાઠ ખરો કર્યો છે. પોતાનો પાઠ ખરો કરી પછી માળા ફેરવે તો પછી શું હરકત છે.

તે પછી ગુરૂજી તેમના ઉપર વધુ સ્નેહ રાખવા લાગ્યા, તે પછી રામદાસ તો વધુ ઉત્સાહિત થઇ થોડા જ સમયમાં પોતાનો રોજનો પાઠ ખરો કરીને પછી એકાગ્રચિત્તે રામ નામનો જપ કરવામાં બધો વખત ગાળતા. આવી રીતે આઠ નવ વર્ષ અહીં ગુરૂજીને ત્યાં રહી તેમણે વિદ્યાભ્યાસ કર્યો. તેમણે સારસ્વત વ્યાકરણ, હોડાચક્ર આદિ જ્યોતિષ, સ્મૃતિ, વિષ્ણુ સહસ્રનામ આદિ શાસ્ત્રો ભણી લીધાં, પછી ગુરુજીએ તેમને ગીતા ભણાવવા માંડી. ગીતાના પાઠનો આરંભ કરતાંજ તેમને લાગ્યું કે: 'હવે મારા મનમાં પ્રાણ આવ્યા ખરા.' ગીતા તેમને પ્રાણથી પણ વધુ વ્હાલી લાગવા માંડી. તે એકાગ્રચિત્ત થઇ તેને ભણતા. ગીતાધ્યયન સમાપ્ત થઇ ગયા પછી ગુરૂજીએ તેમને ઘેર જવાની રજા આપી. તેમણે કહ્યું કે: હવે તો તમારે અહીં વધુ રહે- વાની જરૂર નથી. રામદાસે ગુરુજી તથા બીજા સહાધ્યાયી વિદ્યાર્થી- ઓને વંદન કરી રજા માગી, પછી પોતાના ગ્રંથોની એક પોટલી બાંધી ખભે ભરવી તે ઘર તરફ વિદાય થયા, ભગવદગીતા તેમને ઘણી જ ઉત્તમ લાગી, તેને વક્ષઃ સ્થળ પર રાખી કપડાથી બાંધી ગુરુજીને ઘેરથી તે પિતાને ત્યાં આવી પહોંચ્યા.



## અધ્યાય બીજો.

### સંન્યાસ.







વિદ્યાભ્યાસ પૂરો કરી રામદાસ પિતાજીને ત્યાં આવ્યા એટલે તેમના વિવાહ માટે પિતાજીએ તજવીજ કરવા માંડી. રામદાસે કહ્યું કેઃ મારે લગ્ન કરવું નથી, માટે આપ બીજા પુત્રોનાં લગ્ન કરો. તે પછી તેમના નાના ભાઈઓનાં લગ્ન કર્યાં રામદાસે ઘેર આવી પ્રથમ ગાયત્રી મંત્રને સિદ્ધ કરવાનો યત્ન કર્યો, તેમના ગામમાં એક મોટું વડનું ઝાડ હતું, જે તેમના પિતાજીના ઘરની પાસે જ હતું. તેમણે ગાયત્રી મંત્રના શાપ, શાપોદ્ધાર અને કવચ આદિને યથાવિધિ શીખી તે વટવૃક્ષની નીચે બેસી વિધિ-પૂર્વક ગાયત્રી મંત્રના જાપ કરવા માંડયા. તે જાણતા કે સવાલક્ષ જાપ પૂર્ણ થવાથી આ મંત્ર સિદ્ધ થાય છે. એટલા જપ પુરા કરવાનો વિચાર કરી ને એકાગ્ર મનથી ક્રમશઃ ગાયત્રી મંત્ર જપવા લાગ્યા, જ્યારે એક લાખ જાપ પુરા થઇ ગયા અને માત્ર ૨૫ હજાર જપ બાકી રહી ગયા તે વખતે અચાનક આકાશવાણી તેમના સાંભળવામાં આવી કેઃ ' હે વત્સ, હવે બાકીના ૨૫ હજાર જપ તું જ્વાલામુખીમાં જઈ પુરા કરી લે, એથી તું સિદ્ધ

થઇશ.' એ આકાશ વાણીને સાંભળી અત્યંત ઉત્સાહિત થઇ તરત તે જ્વાલામુખી જવા માટે તૈયાર થયા. તેમનો એક ભત્રીજો તેમની ઉમ્મરનો હતો, તેની તેમના ઉપર પ્રીતિ પણ હતી તે પણ તેમની સાથે જવા તૈયાર થયો.

જ્વાલામુખી તેમના ગામથી ૩૦-૪૦ ગાઉ દૂર હતું. માર્ગમાં જતાં જંગલ વટાવતાં તેમણે એક સ્થળે એક અતિશય તેજઃ પુંજ કલેવરવાળા મોટા જટાધારી મહાત્માને બેઠેલા જોયા. તેમને જોઇ રામદાસે આનંદિત થઇ તેમની પાસે જઇ પ્રણામ કર્યા તે મહાપુરુષનાં દર્શનથી જ તેમના પ્રતિ તેમને એટલો બધો અનુરાગ થયો કે તેમની જ્વાલામુખી જવાની ઇચ્છા ત્યાં જ શમી ગઇ. એ મહાત્માજી આગળ સાષ્ટાંગ દંડવત કરી તેમણે કહ્યું કેઃ "મહારાજ, મેં બ્રાહ્મણ કુળમાં જન્મ લીધો છે. આપના ચરણોનું હું શરણ માગું છું. આપ મને આપનો શિષ્ય બનાવો. મહાત્માજી પ્રસન્ન થયા અને મંદ મંદ હસતાં બોલ્યા કેઃ "તને શિષ્ય બનાવંશ, તું થોડા દિવસ અહીં રહી જા." એ દિવસથી જ તેમણે વૈરાગ્ય આશ્રમમાં પ્રવેશ કર્યો. ગુરુજીની તેમના ઉપર કૃપા થઇ, તેમની કૃપાથી તેમને એવો અનુભવ થયો કે, તેમના સમસ્ત અભિષ્ટ પૂર્ણ થઇ ગયા. તેમની સર્વ પ્રકારની અશાન્તિ શમી ગઇ, અને પોતે આનંદમાં મગ્ન થઇ ગયા.

રામદાસજીનો ભત્રીજો જે તેમના સાથે આવ્યો હતો, તે આ જોઈ દંગ બની ગયો. તેણે તેમને વૈરાગ્યાશ્રમ ન લેવા માટે ઘણા સમજાવ્યાં, રોકયા, પણ જ્યારે તેમણે તેમની એક પણ વાત ન સાંભળી ત્યારે તે નિરાશ થઇ ઘેર પાછો ફર્યો, અને તેમનાં માબાપને આ વાતની ખબર આપી. આથી તેમના પિતાજી તથા બીજાં સગાં વ્હાલાં, એ છોકરાને સાથે લઈ અહીં આવ્યાં અને તેમને ઘેર

પાછા આવવા સમજાવવા લાગ્યાં, છતાં પોતે તો મક્કમ હતા, તેમને તેમની કશી પણ અસર ન થઇ. એટલે તેઓ ગુસ્સે થઇ તેમને અને તેમના ગુરુને ધમકી આપવા લાગ્યાં અને કહ્યું કેઃ મહારાજ ! મારી નાની ઉમ્મરના પુત્રને લાલચ આપી, તમે સાધુ બનાવ્યો છે, માટે તમારા ઉપર કોર્ટમાં ફરીયાદ કરી તમને હેરાન કરીશું. એ સાંભળી રામદાસે કહ્યું કેઃ હું કાંઇ નાનો બાળક નથી. હું જાતે આવી ત્યાં કહીશ કેઃ " મેં મારી ઇચ્છાથી મૂંડાવી વૈરાગ્ય આશ્રમ ગ્રહણ કર્યો છે. મારા ગુરુએ તો મને કાંઇ પણ લાલચ આપી નથી. " આ સાંભળી તેમનાં માબાપ તથા બીજાં સગાં વ્હાલાં નિરાશ થઇ પસ્તાવો કરવા લાગ્યાં; અંતે તેમણે રડતાં રડતાં તેમના ગુરૂશ્રીના ચરણોમાં પડી આ પ્રમાણે કહ્યું, " આપ એકવાર મારા આ પુત્રને રજા આપો, એની મા; તેના વિયોગથી વિકલ થઇ રહી છે. તેને એકવાર મળી એ પાછો આપની સેવામાં ચાલ્યો આવશે. " આથી ગુરુજીએ દયાર્દ્ર થઇ રામદાસને કહ્યું કેઃ 'ઠીક બચ્ચા, સાધુ કો એક વાર જન્મસ્થાન કે દર્શન ભી કરના ચાહીયે. સભી દોર એકસા હે, ઇસમેં કુછ દોષ નહીં. તુમ ઇનકે સંગમે જાઓ, અપને જન્મ સ્થાનકો ચેતાઓ ' આવી ગુરૂની આજ્ઞા સાંભળી તેમને સાષ્ટાંગ દંડવત કરી પિતાજીની સાથે પોતે જન્મસ્થાનમાં પાછા આવ્યા.

---



## અધ્યાય ૩ જો

### જન્મસ્થાનગમન.



રામદાસજી પોતાના પિતાજીની સાથે જન્મસ્થાનમાં પાછા ફર્યા, ત્યાં જઇ તેમણે કહ્યુંઃ પિતાજી, હું સાધુ થયો છું. કોઇના પણ ઘરમાં રહેવું એ મારો ધર્મ નથી; એથી હું સાધુઓના રીવાજ પ્રમાણે ગામની બહાર એક વૃક્ષની નીચે મારૂં આસન જમાવીશ. " આ સાંભળી તેમનાં માતા રડવા લાગ્યાં, કારણ કે તેમનો મોહ તેમના ઉપર વધુ હતો એટલે રામદાસે કહ્યું કેઃ " મા, હું સાધુ થયો છું, એથી હું ઘેર ન રહી શકું; મારા હિતની જ ખાતર તારે આ પ્રકારે રડવું ન જોઇએ. જો તું રડીશ તો હું પાછો ચાલ્યો જઇશ." આ સાંભળી તેમનાં માતાજી છાનાં રહ્યાં અને ગામની ભાગોળે ઝાડ નીચે રહેવાની પરવાનગી આપી. તેમણે જે વૃક્ષની નીચે ગાયત્રી મંત્રના પહેલાં જપ કર્યાં હતા ત્યાં પોતાનું આસન લગાવ્યું. ગામના લોકો તેમને જોવા માટે ટોળેટોળાં આવવા લાગ્યાં. તેમણે આવી કહ્યું કેઃ તમારે રોજ વારાફરતી એક જણને ત્યાં બપોરના આવી ભિક્ષા લઈ જવી. એટલે તેમણે કહ્યું કેઃ " હું ગામના બીજા લોકોને ત્યાં ભિક્ષા લેવા તો જઇશ પણ મારી માને ઘેર નહિ જઉં, કેમકે હું ત્યાં જઇશ કે તે મને જોઇનેજ માથુ કુટવા અને રડવા માંડશે."

આ સાંભળી તેમની માએ ગદગદ સ્વરે કહ્યું: "ભાઇ, હું નહીં રહું, તું અમારે ત્યાં આવીને ભિક્ષા કરી જજે." તેમની માની આ વાત તેમણે માની લીધી. તે પછી પ્રથમ દિવસે તેમના ગામના એક ગૃહસ્થને ત્યાં જઇ ભિક્ષા લઇ આવ્યા. એ દિવસે રાત્રે એ વૃક્ષની નીચે પોતે આસન લગાવી મનને એકનિષ્ટ કરી બેઠા હતા કે એટલામાં અચાનક આકાશમંડળ ભેદીને ગાયત્રીદેવી આવિર્ભૂત થયાં. ગાયત્રી દેવીએ કહ્યું "બેટા, તારી નિષ્ઠાથી પ્રસન્ન થઇ હું તારે માટે સિદ્ધ થઇ છું. મારા મંત્રના બાકીના જાપ હવે તારે નહિ કરવા પડે; તું મારી પાસે વરદાન માગ."

રામદાસે આ દિવ્ય વાણી સાંભળી ઉભા થઇ દેવીને પ્રણામ કર્યા અને કહ્યું કે: "માતેશ્વરી! હવે તો હું સાધુ થઇ ગયો છું, સંસારનો મેં ત્યાગ કર્યો છે, મને કોઇ પણ વાસના રહી નથી, આપ મારા ઉપર પ્રસન્ન રહો એ સિવાય મારે બીજું કોઇ વરદાન માગવાની જરૂર રહી નથી." આ સાંભળી દેવી एवमस्तु (એમ થશે) કહી તિરાભૂત થઇ ગયાં.

તે પછી રામદાસ પ્રથમની માફક નિયમાનુસાર બપોરના ગામમાં જઇ ભિક્ષા લઇ આવતા અને નિર્વાહ ચલાવતા. તે એક દિવસ પોતાની માતાને ઘેર ભિક્ષા લેવા ગયા. માતાએ ભિક્ષા આપી પણ માતાને જોઇ છાતી અને માથું કુટતા રડવા લાગ્યા, તેમનું હૈયું ભરાઇ આવ્યું, એટલે રામદાસે કહ્યું કે: માતા, આ માટેજ મેં કહ્યું હતું કે હું તારે ત્યાં ભિક્ષા લેવા નહિં આવું. તું આ પ્રમાણે રડે છે, કકળાટ કરે છે પછી મારાથી શી રીતે ખવાશે?" આ સાંભળી તેમનાં માતાજી શાંત થઇ ગયા, અને રામદાસે ભિક્ષા ગ્રહણ કરી લીધી, પણ માતાજીનો અશ્રુપ્રવાહ બંધ થયો નહોતો; ભોજન કરી રહ્યા પછી

તેમણે કહ્યું "તમે આમ રહેશો તો પછી હું કેવી રીતે અહિં ભિક્ષા લેવા આવીશ. મેં જે માર્ગનો સ્વીકાર કર્યો છે તેથી તો મારૂં અને તમારૂં બન્નેનું કલ્યાણ થશે." આ સાંભળી માતાજીએ કહ્યું: "સારૂ બેટા, તારૂં ભલું થાઓ, હવે હું નહિં રડું, પણ તું મારે ત્યાં રોજ ભિક્ષા લેવા જરૂર આવજે."

આ પછી રામદાસ વડની નીચે આસન લગાવી ભજન--મનન કરવા લાગ્યા અને તે બપોરના ગામમાં જઇ વારાફરતી વસ્તીમાંથી ભિક્ષાન્ન લેવા લાગ્યા. કેટલાક દિવસ એમ ત્યાં ચાલ્યા ગયા. એક દિવસ સંધ્યાકાળ પછી તેમના પૂર્વાશ્રમના સંબંધવાળી એક યુવતી અને રૂપવતી ભાભી તેમના આસનની પાસે આવીને બેઠાં અને ઘણી વાર સુધી નાના પ્રકારની વાર્ત્તા કરી પાછાં ગયાં તે પછી રોજ સંધ્યાકાળ થઇ ગયા પછી તે યુવતી એકલી તેમની પાસે આવી. આમોદ–પ્રમોદની તથા હાસ્ય સંબંધી વાતો કર્યા કરતી. તે પછી બે ત્રણ દિવસે એમ રોજ આવવાથી તેમને તેના મનોગત અભિપ્રાય સંબંધી સંદેહ થયો એટલે તેમણે તેને કહ્યું: "હું સાધુ થયો છું, તમારા જેવી યુવતીએ આ નિર્જન સ્થાનમાં રાતના સમયે એકલાં મારી પાસે ન આવવું જોઇએ. તમારે ધર્મની વાતો સાંભળવી હોય તો દિવસે આવવું. સંધ્યાકાળ પછી તમારે હવે પછી મારી પાસે કદી ન આવવું." તેમની આ વાત સાંભળી તે યુવતી હસીને બોલી: "પણ એમાં દોષ શો છે?" તેમણે કહ્યું; "નહિં, તમારે કદી પણ અહિં ન આવવું, એમાં દોષ છે. એ સાધુઓના નિયમની વિરૂદ્ધ છે. મારી પાસે જો આવવું હોય તો દિવસે આવવું. રાતની વખતે કદી ન આવવું."

આ સાંભળી તે દિવસે તો તે હસતી હસતી ચાલી ગઇ પણ

બીજે દિવસે સન્ધ્યાકાળ વિત્યા પછી પાછી તે રાતના વખતે તેમના આસન પાસે આવી, તેને જોઇ તેમણે કહ્યું, મેં તમને આવવાની ના પાડી છે, છતાં પણ તું રાતના સમયે એકલી મારી પાસે કેમ આવી? તે હસતી હસતી બોલી "હું આપની પાસે આવી તેમાં મારો દોષ શો છે? આથી રામદાસ ગુસ્સે થઇ એક પથરો લઇ તેને મારવા દોડયા. જેથી તે ખિન્ન થઇ ત્યાંથી ચાલી ગઈ. પછી તેમણે વિચાર કર્યો કે, હું બહુ દિવસથી અહીં છુ, હવે અહીં રહેવું લાભકારક નથી એથી હવે મારે આ સ્થાનને છોડી ચાલ્યા જવું જોઇએ. એવો જ વિચાર કરી સર્વની પાસે રજા લઇ તેમણે જન્મસ્થાનનો પરિત્યાગ કર્યો; તે પછી પોતે કદી જન્મસ્થાનમાં ગયા નથી, તે ત્યાંથી નીકળ્યા તે છેવટનાજ નીકળ્યા. પછી તે ત્યાં ગયા નથી. આ પ્રકારે આ વખતે તો તે સ્ત્રીજાતિની આકર્ષણ શક્તિથી બચી ગયા. ફરી પણ એકવાર આજ રીતે તેમને એક સ્ત્રી ફસાવા આવી હતી. એકવાર અતિ સ્વરૂપ યૌવનસમ્પન્ન રાણીની સંયોગવશાત તેમને મુલાકાત થઇ ગઇ. તે ઘણી ભક્તિથી તેમની સેવા કરવા લાગી. તેની સેવા અને ભક્તિથી પોતે અલક્ષિત ભાવથી તેના તરફ આકર્ષાવા લાગ્યા. તે પછી તે એક દિવસે એકાન્તમાં તેમને ત્યાં ગઇ અને સંપૂર્ણ રૂપથી તેમને આત્મસમર્પણ કરી બોલીઃ "હું પતિહીન, બાળવિધવા છું. આપ તરફ મારૂં મન બહુજ આકર્ષાયું છે એથી આપ હવેથી મારી સાથે સદા રહો અને મારા આ સમસ્ત રાજ્યનો ઉપભોગ કરો." તેમનું મન તેના તરફ પ્રથમથી જ કાંઇક આકર્ષાયલું હતું એટલે તેની વાત સાંભળી પ્રથમ તો મનમાં ને મનમાં કાંઇક પ્રસન્ન થયા, પણ તત્કાલ જ તેમને પોતાના વૈરાગ્યાશ્રમનું સ્મરણ થઇ આવ્યું જેથી પોતાના મનને ધિક્કારી તેમણે રાણીને કહ્યું કેઃ "હું સાધુ છું, હું મારા આશ્રમની અવજ્ઞા

ફરી કેવી રીતે તમારી સાથે ભોગવિલાસ કરી શકું ? એથી આપ મારા ઉપરના મોહને છોડી દો. હું હવે અહીંથી ચાલ્યો જઇશ. ” એવું કહી પોતે તરતજ તે સ્થાનનો ત્યાગ કરી ચાલ્યા ગયા, પરંતુ તે રાણીની તરફ તેમનું મન પહેલાંથીજ અલક્ષિતરૂપે આકર્ષાયલું હતું તેથી રસ્તામાં જતાં તેના હાવભાવના સ્મરણથી તેમનું મન કદી કદી ઉદ્વિગ્ન થઇ જતું હતું. આગળ જતાં જતાં તે વિવશ થઇ જતા હતા. તેમના મનમાં હવે વિચાર આવવા લાગ્યો કે: હું હવે પાછો વળી એ સ્ત્રી પાસે જઉં કે નહિં. અંતે ભગવાનની કૃપાથી તેમનો મોહ છુટી ગયો; ફરી તે સાવધાન થઇ એ દેશને છોડી ચાલ્યો ગયો.

આ વાત કહેતાં બાબાજી મહારાજ કહેતા કે: “ બાબા, સ્ત્રીની આકર્ષણ શકિતનો પાર પામવો એ પુરૂષને માટે વિશેષતઃ યુવકને માટે ઘણું કઠિન છે. એ વાત હું આ બાઇના ઝપાટામાં આવતાં જાણી ગયો. ભગવાનની કૃપા વગર જીવ આ મોહથી બચી શકતો નથી. હું બાલ વૈરાગ્યની અવસ્થામાં પણ એકવાર આ પ્રકારની આપદામાં પડી ગયો હતો જેમાંથી હું માત્ર ભગવાનની કૃપાથી બચી ગયો હતો.”

બાબાજી મહારાજ તે સ્થળેથી પછી હિંદના ઉત્તરાખંડમાં—હિમાલયમાં ગયા. ત્યાં ગંગોત્રીની પાસે એક પહાડ ઉપર ભ્રમણ કરતાં તેમણે સામે એક મોટો ઉચ્ચ પ્રસ્તરમય પહાડ જોયો. તેની પાસેની ભૂમિ પાસે એક સ્થળે તેમને જણાયું કે એક ગુફાના દ્વાર પાસે બરફનો ઢગલો જામેલો છે. કૌતુહલ વશ થઇ તેમણે તે ઢગલો ખસેડી નાંખ્યો, તો ત્યાં એક ગુફાનું દ્વાર જણાયું, એટલે પોતે ગુફામાં પેઠા. ગુફામાં મોટા શરીરવાળા બહુજ પ્રાચીન સુપક્વ જટાજુટ ધારી એક પુરૂષ યોગાસને બેઠેલા છે, તેમની ભ્રકુટીના બાલ નીચે એટલા બધા વધી ગયા છે કે: તેથી તેમની આંખો પણ ઢંકાઇ ગયેલી છે. તેમને

જોઇ તે પાછા વળી ગુફાની બહાર ચાલ્યા આવ્યં, એટલે અંદરના યોગી પણ તેમની પાછળ પાછળ બહાર આવ્યા અને પોતાની આંખો ઉપર લટકતા ભ્રકુટીના વાળને બંને હાથે ઉંચા કર્યા તો બાબાજીને જણાયું કે: તેમનાં વિશાલ નેત્રોમાંથી અગ્નિ વરસી રહ્યો છે. એ જોતાં જ પોતે ભયાભત થઇ વિચાર કરવા લાગ્યા કે, આ હમણાંજ મને ભસ્મ કરી નાંખશે, કેમકે તેમની તપસ્યામાં મેં વિઘ્ન નાંખ્યું છે. એ બૃહત્કાય યોગીએ તેમને પૂછ્યું કે: ' તું કોણ છે?'' આ સાંભળી ભયભિત થઇ તેમણે કહ્યું; "મ્હારાજ ! હું આપનો ચેલો છું." યોગીએ કહ્યું, "ચેલો કેવી રીતે ? હું જે કહું તેવું કરીશકીશ?" તેમણે કહ્યું, "આપની કૃપાથી જરૂર કરીશ." જ્યાં આ પ્રમાણે બંનેમાં વાતચીત થઈ રહી છે તે સ્થળ આ પ્રસ્તરમય પર્વતનો એક ભાગ હતો તેની પાસે એક ઊંડી ખીણ હતી જે લગભગ ૫૦ હાથ ઉંડી હતી. તે ખીણની નીચેના ભાગમાં નક્ષત્ર વેગથી એક પર્વતીય ઝર ની માફક ગંગા નદી પ્રવાહિત થઇ રહી હતી. મારો ઉત્તર સાંભળી એ બૃહત્કાય અતિ પ્રાચન યોગીએ પ્રવાહિત ગંગાની ધારા તરફ સંકેત કરીને કહ્યું કે, 'તું ચેલો હોય તો આમાં કૂદી પડ."

આ આજ્ઞા સાંભળી તેમના મનમાં વિચાર આવ્યો કે: જો હું ગંગાજીમાં નહિં કુદું તો એ મને ભસ્મ કરી નાંખશે, અને જો હું કુદી પડીશ તો પણ મારે મરવુ તો પડશે જ. તથાપિ આ બેમાં એ ઉત્તમ છે કે, ગંગામાં પડવાથી હું તેમની આજ્ઞાને તો માનું છું, એમ નક્કી કરી પોતે નીચે ગંગાજીના ઊંડા જળમાં કુદી પડયા, પરંતુ વેગની તિવ્રતાને લીધે તે જલ્દી જળની ઉપર આવી ગયા. અહીં ગંગાજીનો પટ ઘણો સાંકડો હતો, બન્ને બાજુ ઘણા જ ઉંચા પર્વતો હતા, જેથી ગંગાજીમાં પ્રકાશ ઘણોજ ઓછો હતો. એ અંધકારમય સ્થાનમાં જળના

વેગની તિવ્રતાને લીધે વિવશ થઇ પોતે જગાની સાથે વહેવા લાગ્યા, ત્યારે એ પુરૂષ પ્રવરે પહાડની ઉપર રહીને જ પોતાના યોગબળથી પોતાનો હાથ નદી સુધી લંબાવીને તેમના કેશ પકડી તેમને પાણી-માંથી બહાર કાઢી એકાએક પોતાની સામે લાવી ઉભા કર્યાં. આથી પોતે આ અલૌકિક અદ્‌ભુત કર્મથી ચકિત થઇ તેમના ચરણોમાં પડયા. તેમને સ્નેહથી ઉઠાવી બોલ્યા "બેટા, તું ચેલો થવાને યોગ્ય છે. તારૂં કલ્યાણ થાઓ. તું હવે અહીંથી બીજે કંઇક જા, આ ઋષિયોનું તપ કરવાનું સ્થાન છે. અહિં તું રહીશ નહિં." આ પછી બાબાજી તેમને દંડવત્ કરી ત્યાંથી ચાલ્યા ગયા.

ઉત્તરાખંડના હિમાલય પર્વતમાં અનેક સ્થળોમાં ગુપ્તપણે એવા પ્રાચીન ઋષિઓ રહે છે. જેમની કોઇ પણ પ્રકારે અવજ્ઞા કરવાથી ઘણેભાગે વિપત્તિ ભોગવવી પડે છે.

---



## ચતુર્થ અધ્યાય.

### ગુરુ પાસે નિવાસ



કેટલાક દિવસો પછી રામદાસજી પોતાના પૂજ્યપાદ ગુરૂ. દેવની સેવામાં પાછા જઇ પહોંચ્યા. તેમના ગુરૂ અતિ દીર્ઘકાય બૃહતજટા મન્ડિત હતા. પોતે શ્રી નિમ્બાર્ક સમ્પ્રદાયના અંતર્ગત શ્રીમન નાગાજી દ્વારાના આચાર્ય હતા. તે શ્રી ૧૦૮ શ્રી સ્વામી દેવદાસજી કહેવાતા હતા. અયોધ્યા પ્રાન્તની પાસેના કોઇ સ્થાનમાં તેમણે જન્મ લીધો હતો. તે યોગીશ્વર સિદ્ધ પુરૂષ હતા. તેમનાં દર્શન કરતાં જ પોતાની મેળે સર્વ કોઇને તેમને દંડવત કરવાનું મન થઇ જતું. તે છ માસ સુધી એક આસનપર સમાધિમાં બેસી શકતા.

તેમના ગુરૂશ્રીના સંબંધમાં શ્રી રામદાસ બાબાજી મહારાજ કહેતા હતા કે: તેઓ છ માસ સુધી સમાધિ લગાવી બેસતા, ત્યારે તેમણે તેમને પૂછ્યું કે, “ આ સમાધિ તો છુટી જાય છે માટે ચિર સ્થાયી નથી, પણ એવી સમાધિ પણ હશે કે જે કદી છુટી ન શકે. જે સમાધિ ઉતરી જાય તે તો એક પ્રકારની જડ સમાધિ છે. ” તેમને આ વાત થતી હતી તે વખતે ત્યાં એક બીજા સાધુ બેઠા હતા,

જેમનું નામ ગિરિધારી હતું. તે બોલ્યા, "અરે છ મહિના સમાધિ લગાવીને બેસવું એ કાંઇ જેવી તેવી વાત છે? એ શું બીજા કોઇથી બની શકે ખરું? એ સમાધિને જડ સમાધિ કેમ કહેવાય? એવી સમાધિ લગાવીને બેસનારા તો જરૂર પરમાત્મા સ્વરૂપ થઇ રહે છે." આ સાંભળી બાબાજી મહારાજે કહ્યું કે: "અરે એ જડ સમાધિ નહિં તો બીજું શું? જડની માફક તો તે છ માસ સુધી બેસી રહે છે. પરમાત્મા સ્વરૂપ થવું એ તો બીજી વાત છે. તે તો એક વખત થવાય તો પછી છુટાય નહિં, તેને પછી 'સમાધ—ફમાધ' કાંઈ નથી કરવું પડતું, તે તો સદૈવ એક અખંડ રહે છે."

રામદાસ મહારાજ પછી બાબાજી મહારાજના નામે ઓળખાવા લાગ્યા. તે કહેતા કે, તેમના ગુરૂ જ્યારે સમાધિમાંથી જાગ્રત થતા અને સમાધિમાં રહેતા નહિં ત્યારે પણ તે સુતા નહોતા, તે વખતે તે ગાંજો અને ચરસ કદી કદી પીતા હતા અને દિવસે એક વાર ધુણીમાંથી કાંઇક વિભૂતિ લઇ મારી પાસે કપડછાણ કરાવી તેમાંથી જોખીને કેટલીક લઇ એક લાકડાના કમન્ડલમાં પાણીમાં નંખાવતા અને તે ઘોળીને પછી પી જતા. કેટલીકવારે ઓડકાર ખાઇ પાણી સાથે મિશ્ર કરેલી તે વિભૂતિને એક વાસણમાં વમન કરી નાંખતા, અને મને કહેતા કે, આને જોખી જુઓ,કે મેં જેટલી ઘુંટીને પાધી હતી તેટલીજ છે કે નહિં. તે જ્યારે જોખતા ત્યારે જેટલી પીધી હતી તેટલી જ થતી. માત્ર આ તેમનો આહાર હતો. બાબાજી મહારાજ તેમને સાક્ષાત ભગવાન જાણતા હતા. તેમનો આહાર ન કરવાના આ નિયમને તે કોઇ કોઇવાર બદલતા. એક દિવસે તેમણે બાબાજીને કહ્યું કે, "બાબા! મારો કોઠો ગરમ થઇ ગયો છે, તું જો મને અત્યારે કંઈક દુધ પાય તો ગરમી મટી જાય." આથી બાબાજી મહારાજ તત્કાળ વસ્તીમાં

ગયા અને ત્યાંથી એક મોટા દેગડો ભરીને અર્ધોમણ દૂધ લઇ આવ્યા અને તેમની સામે તે દેગડો મૂકી હાથ જોડી બોલ્યા, "મહારાજ! હું આ દૂધ લાવ્યો છું. આપની જેટલી ઇચ્છા હોય તેટલું પી લો."

આ સાંભળી યોગીરાજ તો પ્રસન્નતાપૂર્વક એ દેગડાને બન્ને હાથે ઉંચકી જોતજોતામા તે બધું દૂધ પી ગયા. અર્ધો મણ દૂધ એ પ્રમાણે વગર રોકાયે પી જતા જોઇ પોતે તો દંગ બની ગયા. ગુરૂજીએ બધું દૂધ પી ગયા પછી કહ્યું, "બેટા, મારા કોઠાની ગરમી કાંઇક મટી ખરી પણ હજુ તો બહુ જ ગરમી બાકી રહી ગઇ છે. મને બીજું વધારે દૂધ પા. આ વાતથી દંગ થઈ પોતે ગુરૂ મહારાજની પ્રદક્ષિણા કરી અને સાષ્ટાંગ દંડવત્ કર્યા પછી તેમણે નિવેદન કર્યું કે, "મહારાજ, આપ પરમાત્મા છો, આપના કોઠાની ગરમીને બીજું કોણ મટાડનાર છે? મારામાં સામર્થ્યજ ક્યાં છે કે હું તે મટાડી શકું. આપ તો એક જ ઘુંટડામાં અર્ધો મણ દૂધ પી ગયા છતાં આપ કહો છો કે આપના કોઠાની ગરમી મટી નથી, તો હું બીજું શું કરી શકું. મારી આ વાતથી તે હસ્યા અને બોલ્યા કે, "નહિં નહિં બચ્ચા, હજુ બીજું દુધ લાવ; તું જે દુધ હવે લાવીશ એથી મારા કોઠાની ગરમી મટી જશે." તેમની આ આજ્ઞા માનીને ફરી રામદાસ બાબાજી મહારાજ વસ્તીમાં દુધ લેવા ગયા, અને બીજું પાંચ સાત શેર દુધ એકત્ર કરીને લાવ્યા અને તે પણ ગુરુજી તો પી ગયા. પછી તે બોલ્યા કે, 'હવે તો મારા કોઠાની ગરમી મટી ખરી. હું પ્રસન્ન થયો." આ દુધને તેમણે ભસ્મના પાણીની માફક વમન કરીને બહાર કાઢી નાંખ્યું નહિં.

એક વખતે બાબાજીના ગુરૂએ એક નગરથી થોડે દૂર એક જંગલમાં પોતાનું આસન લગાવ્યું હતું. તે વખતે બાબાજી શુદ્ધાં બીજા

ત્રણચાર ચેલા તેમની સાથે હતા તે બધા બાબાજી મહારાજ કરતાં ઉમ્મરમાં મોટા હતા. એ જંગલમાં વ્યાઘ્રાદિ હિંસક જંતુઓનો પણ અભાવ ન્હોતો; એક દિવસે અર્ધ રાત્રિ પછી ગુરૂદેવે બધા ચેલાઓને બોલાવીને કહ્યું, "આ જંગલથી થોડે દૂર જે નગર છે ત્યાં તમારામાંથી એક જણ જઇ બે રૂપિયાનો ગાંજો વેચાતો લઇ આવો "રાત્રિ અંધારી હતી અને જંગલમાં અનેક પ્રકારનાં હિંસક જીવો રહેતાં હતાં; એથી તે બધા ચેલાઓમાથી કોઇપણ એ વખતે ગામમાં જવા તૈયાર થયા નહિં એટલે બાબાજી મહારાજે કહ્યું: "મહારાજ! આપની આજ્ઞા હોય તો હું જવા માટે તૈયાર છું" એટલે ગુરૂદેવે પ્રસન્ન થઇને કહ્યું, "અચ્છા, તું જા. નગરમાં જતાં જ બે રૂપિયા મળી જશે, તેના ગાંજો વેચાતો લઇને તું પાછો આવજે."

બાબાજી મહારાજને પાકો વિશ્વાસ હતો કે, ગુરૂદેવનું કાર્ય કરવામાં તેમને કોઇ પણ પ્રકારનો ભય અથવા વિઘ્ન ઉપસ્થિત થઇ શકતું નથી, એથી પોતે ગુરૂજીને પ્રણામ કરીને નિર્ભય રીતે જંગલમાંથી શહેરમાં ગયા; શહેરમાં ગયા ત્યાં બધી દુકાનો બંધ હતી અને અંધકાર છવાઇ રહ્યો હતો. રાજમાર્ગ પરથી જતાં જતાં કાંઇક દૂર જોતાં જણાયું કે: ત્યાં એક ઘરમાં પ્રકાશ જણાય છે;પોતે ધીરે ધીરે જ્યાં તે ઘરના બારણા આગળ ગયા ત્યાં એક મનુષ્યે તેમને જોતાંજ પ્રસન્ન વદને ઘરમાંથી બહાર નીકળી તેમને દંડવત્ કર્યા અને કહ્યું, "મહારાજ! આપે આજે મારા ઉપર મહાન કૃપા કરી છે. કોઇ સાધુને બે રૂપિયા આપવાની ઇચ્છાથી હું અત્યાર સુધી કોઇ સાધુ આવવાની રાહ જોતો હતો. મારા મહાન ભાગ્યથી આપ આ સમયે અહીં પધાર્યા; આપે મારા ઉપર દયા કરી છે. મારા સંકલ્પ કરેલા આ બે રૂપિયાનો આપ સ્વીકાર કરો."

બાબાજી મહારાજે એ બે રૂપિયા લીધા અને ગુરૂચરણોનું સ્મરણ કરતા તેમના મહિમાને હૃદયમાં વિચારી ઘણીજ ભક્તિથી ત્યાં માનસિક દંડવત કર્યા; પછી પોતે ગાંજાવાળાની દુકાને જઇ તેને જગાડયો અને તેની પાસેથી બે રૂપિયાનો ગાંજો લીધો, આ વખતે બાબાજી મહારાજને પણ ગાંજો પીવાનો બરાબર અભ્યાસ હતો, એથી એ ગાંજામાંથી એક ચલમ ગાંજો તૈયાર કરી ચલમમાં ભરી તેમણે ત્યાંજ પી લીધા અને બાકીનો ગાંજો લઇ પોતે ગુરૂ મહારાજ પાસે ગયા; ગુરૂ મહારાજને દંડવત કરી ગાંજો તેમના ચરણમાં મૂકયો.

ગુરૂ મહારાજે કહ્યું: "બેટા, શું આવી રીતે ગુરૂની આજ્ઞાનું પાલન થતું હશે કે? પ્રથમ તો અગ્રભાગ આપણે જાતે લઇ બાકીનો ભાગ ગુરૂને આપવો એ બરોબર કહેવાય? શું એજ તું શીખ્યો છે કે?" તેમની આ વાત સાંભળી બાબાજી તો સ્તંભિત થઇ ગયા. તે પોતે સમજી ગયા કે: ગુરૂજી તો નિઃસંદેહ સર્વજ્ઞ અને અંતર્યામી છે. કોઇ પણ પ્રકારે ગમે તેટલે દૂર પણ તેમની દૃષ્ટિનો અવરોધ કરી શકતું નથી; એમ જાણી પોતે ભયભીત થઇ હાથજોડી કહેવા લાગ્યા કે, "મહારાજ! મારાથી અપરાધ થઇ ગયો છે. હું અજ્ઞાન બાળક છું. આપનો મહિમા ન સમજી શકયો. મારા અપરાધને કૃપા કરી ક્ષમા કરો. આવું કામ મારાથી ફરી કદી નહિં થાય."

આ સાંભળી પ્રસન્ન થઇ ગુરૂદેવે કહ્યું, "ઠીક, તું બાલક છે, તારો અપરાધ આ વખતે તો હું ક્ષમા કરૂં છું. આવું કામ હવે પછી ન કરતો. એ જાણજે કે તારા ગુરૂથી કોઈ પણ કામ કે તારા મનની વાત પણ છુપી રહી શકતી નથી." આ પછી બાબાજી મહારાજે પોતે કાનપટી પકડી એ નિશ્ચય કર્યો કે: ગુરૂદેવ સર્વજ્ઞ ભગવાન્ છે, એમની મર્યાદાનું હવે પછી ઉલ્લંઘન નહિં કરૂં. પછી તેમણે નક્કી

વિચાર કરી લીધો કે, એમનાં પવિત્ર ચરણોનો પરિત્યાગ કરીને હું હવે પછી કંઇ પણ જઇશ નહિં.

ગુરુ મહારાજનો મહિમા તેમણે અનેકવાર પ્રત્યક્ષ જોયો. તેમાંથી માત્ર બેએક પ્રસંગોનું વર્ણન અત્રે કરીએ છીએ. એકવાર લગભગ એક હજાર સાધુઓને પોતાની સાથે લઇને ગુરુ મહારાજે લાહોરની પાસે પોતાનું આસન સ્થાપન્ન કર્યું; શહેરના ઘણા વાણીયા, શેઠ શાહુકારો તેમનાં અને તેમની જમાતના સાધુઓનાં દર્શન કરવાને માટે ત્યાં આવ્યા; દર્શન કરવા આવનારમાં શાલોનો વ્યાપારી એક અતિ ધનવાન વણિક પણ હતો; ગુરુ મહારાજે તેને કહ્યું: "આજ તમે આ સર્વ સાધુઓને જમાડો," તે બોલ્યો: "આટલા બધા સાધુઓને હું જમાડી શકું એમ નથી," એ ઉપરાંત તેણે સાધુઓને માટે કાંઇક અપશબ્દો પણ કહ્યા.

ગુરુ મહારાજે કહ્યું: "બનિયા, તું ધનને લીધે આવો મદાન્ધ થઇ ગયો છે કે, સાધુઓની પણ અવજ્ઞા કરે છે, માટે તને તેનો કાંઇક દંડ પણ આપવો જોઇએ, જા તું તારે ઘેર ચાલ્યો જા, તારી શાલોની ગાંસડીઓ ઉપર આજે જ અગ્નિદેવનો કોપ થવો જોઇએ;" વાણીયાના ગયા પછી ગુરુ મહારાજે થોડુંક પાણી હાથમાં લઇ પોતાની ધુણીની આગમાં છાંટયું, અને કહ્યું: "બનિયાની દુશાલોની ગાંસડીમાં આ આગ સળગી" બાબાજી મહારાજ આ વખતે તેમની પાસે બેઠા હતા.

થોડીજ વારમાં તે વાણીયો ઉર્ધ્વશ્વાસ ભર્યો દોડતો દોડતો પાછો ત્યાં આવી પહોંચ્યો, અને આવતાં જ તેણે દંડવત કર્યા, અને રડતાં રડતાં કહ્યું: "મહારાજ, મારી રક્ષા કરો, મારો સર્વ નાશ થઇ રહ્યો છે, મારી દુકાનમાં શાલોની ગાંસડીઓમાં આગ સળગી ઉઠી છે,

હું આપની જમાતના સર્વ સાધુઓને સાત દિવસ સુધી જમાડીશ;" ગુરુ મહારાજે કહ્યું: "અચ્છા, તું સાત દીવસ સુધી જમાતને જમાડજે તારી શાલની ગાંસડીઓમાં સળગી ઉઠેલી આગ હોલવાઇ ગઇ, જા. માત્ર તારા દંડના ખાતર તારી એક શાલ બળી ગઇ છે, સાધુઓની હવે પછી કદી અવજ્ઞા ન કરીશ;" આ સમયે તે વાણીયાના ઘેરથી એક મનુષ્ય દોડતો આવ્યો અને કહ્યું કે: "મહારાજ, જે સાલમાં પહેલાં આગ લાગતી જોઇ હતી, તેને મેં ઓરડામાંથી બહાર કાઢી નાંખી, જેથી માત્ર એક જ શાલ નષ્ટ થઇ અને આગ હોલવાઇ ગઇ છે; તે પછી તે વાણીયો તત્કાલ જ ગુરુ મહારાજને સાષ્ટાંગ દંડવત કરી સાધુઓને જમાડવા માટે રસોઇની વ્યવસ્થા કરવા ત્યાંથી ઘેર ગયો.

બાબાજી મહારાજે ગુરુમહારાજની આગળ સાષ્ટાંગ દંડવત કરી હાથ જોડી નિવેદન કર્યું કે: "આ વિચિત્ર ઘટનાથી હું ઘણો વિસ્મય પામ્યો છું. આપને કાંઇ હરકત ન હોય અને મારે સાંભળવા યોગ્ય હોય તો આનો ભેદ કૃપા કરીને મને સમજાવશો." એટલે પ્રસન્ન થઇ ગુરુ મહારાજ બોલ્યા કે: બેટા આમા વિસ્મય પામવાનું કશુંજ કારણ નથી. યોગીશ્વર સર્વ પ્રકારની વિદ્યાઓમાં કુશલ હોય છે. તે પ્રયોજન પડતાં તેનો પ્રયોગ કરે છે આ વાણીઓ સજ્જન છે, કેવળ ધનથી ગર્વિત થઇ ધર્મ માર્ગથ ભ્રષ્ટ થઇ રહ્યો હતો. હવે દંડ થવાથી નમ્ર થશે. અને હવે પછી નાના પ્રકારનાં ધર્માનુષ્ટાન કરશે. જે વિદ્યા દ્વારા તેના કલ્યાણને માટે આજ મેં તેને શિક્ષા આપી તે કાલાગ્નિ-વિદ્યા કહેવાય છે. એ હું તને પણ શિખવાડીશ પણ તેને ગુપ્ત રાખવી અને કદી પણ અપાત્રોને ન શીખવવી."

બાબાજી મહારાજ કહેતા કે: એકવાર ફરતા ફરતા ભૂપાલ તાલમાં

અમે સર્વ પહોંચ્યા, ત્યાંથી અમને બધા શિષ્યોને કાંઇક દૂર રાખી ગુરૂ મહારાજે તલાવની સામી પારે જઇ પોતાનું આસન લગાવ્યું અને ત્યાં બેસી તેમણે ઘણા જ જોરથી શંખધ્વનિ કર્યો. પાસે જ તાલ્લની બીજી તરફ એક મુસલમાન નવાબનું નિવાસસ્થાન હતું. કેટલાક દિવસ પહેલાં તેણે એવો હુકમ કહાડયો હતો કે: તેના નિવાસ્થાનની પાસે કોઇ પણ સ્થળે શંખ અથવા ઘંટાનો ધ્વનિ ન કરવો; જે આ ઘોષણાની અવજ્ઞા કરશે તેનું શિરચ્છેદન કરવામાં આવશે. અહીં ગુરુજીએ જોરથી શંખ બજાવ્યો કે તેનો ધ્વનિ નવાબ સાહેબના કાન સુધી પહોંચ્યો ત્યારે તેમણે પોતાના અનુચરોને આજ્ઞા આપી કે: “ જાઓ જુઓ કે કોણ છે ? કે જે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી શંખ ધ્વનિ કરે છે ? ” તત્કાલ નવાબ સાહેબના નોકરો કિનારે આવીને જુએ છે તો ગુરુ મહારાજ હાથમાં શંખ લઈને બેઠેલા છે. તેમણે તલાવપરથા તરત પાછા જઇ નવાબ સાહેબને કહ્યું કે: “એક જટા જુટધારી તેજસ્વી યોગીએ શંખ વગાડયો છે; એથી નવાબે કહ્યું કે: શું એ મનુષ્ય એવો દુષ્ટ છે કે: મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી, મારા નિવાસસ્થાનની નિકટ જ તલાવ પર બેસી આ પ્રમાણે શંખ વગાડે છે ? જાઓ તરત જઇ તેનો શિરચ્છેદ કરો અથવા તો તેને પકડી મારી પાસે લાવો. ”

નવાબની આ વાત સાંભળી નોકરો અસ્ત્ર શસ્ત્ર લઇ જ્યાં ગુરૂ મહારાજ બેઠા હતા ત્યાં આવ્યા; પરંતુ ત્યાં જઇ જુએ છે તો ત્યાં કોઇ પણ જીવતો મનુષ્ય જણાયો નહિં; પરંતુ તે સાધુનું માથું એક સ્થાનમાં પડયું હતું, હાથ બીજા સ્થાનમાં અને પગ જુદીજુદી જગાએ પડયા હતા. એ પ્રકારે શરીરના ટુકડા ટુકડા પડેલા જોયા એટલે પેલા નોકરોએ પાછા જઇ નવાબ સાહેબને કહ્યું કે: એ તો અમારા

પહોંચતા પહેલાં જ કોઇએ એ સાધુના શરીરના ટુકડે ટુકડા કરી નાંખ્યા છે. આ વખતે પાછો જોરથી શંખધ્વનિ સંભળાયો. ત્યારે નવાબે એ મનુષ્યોને ફરી તે સ્થળે મોકલ્યા. આ વખતે આ મનુષ્યોએ ત્યાં આવી જોયું તો, ત્યાં કોઇ પણ મનુષ્ય જોવામાં આવ્યું નહિં. તેમ સાધુના શરીરના જે ટુકડા પહેલાં ત્યાં જોયા હતા તે પણ જણાયા નહિં. આથી નોકરોએ વિસ્મય પામી નવાબ સાહેબ પાસે જઇ આ વાત કરી, પરંતુ આ વાત થતી હતી, એટલામાં પાછો જોરથી શંખધ્વનિ થયો. જેથી નવાબ સાહેબ ભયભિત થઇ વિચાર કરવા લાગ્યા કે: શંખ વગાડનાર કોઇ અપાર શકિતશાલી સિદ્ધ મહા પુરુષ હોવો જોઇએ. તેની સાથે વિરોધ કરવો લાભકર્ત્તા નથી. તે સાધુ શાપ દઇ રાજ્યમાં કોઇ વિઘ્ન ઉત્પાદન ન કરે એવા વિચારથી તેમને પ્રસન્ન કરવાને માટે નવાબસાહેબ અમાત્યોની સાથે એ સ્થાન પર જાતે ગયા, ત્યાં જઇ જુએ છે તો એક જટાજૂટધારી દીર્ઘકાય યોગિરાજ હાથમાં શંખ લઇ વિરાજેલા છે. નવાબ સાહેબે મંત્રિઓ સાથે યથાવિધિ તેમને પ્રણામ કરી ક્ષમા માગી અને કહ્યું કે: આપનો જે અભિપ્રાય હોય તેને પૂર્ણ કરવાને માટે અમને આજ્ઞા આપો."

ગુરૂ મહારાજે કહ્યું: " આ સ્થળે શંખ ઘંટા વગાડવાનો જે તમે નિષેધ કર્યો છે તે ઘણો અન્યાયી છે. તમે મુસલમાન છો, તમે તમારા ધર્મનું પાલન કરો, પણ હિંદુઓને તેમના ધર્મનું પાલન કરવામાં કેમ અડચણ કરો છો ? તમારા એ હુકમને તમે પાછો ખેંચી લ્યો. અને તલાવની પાસે એક દેવમદિર છે, જેનો હું સંસ્કાર કરાવીશ. તેમાં પણ તમારે કાંઇ હરકત ન કરવી." આ આજ્ઞાનો સ્વીકાર કરી નવાબ સાહેબ પોતાના મંત્રિઓ સાથે ગુરૂ મહારાજને પ્રણામ કરી ત્યાંથી પોતાના રાજભૂવનમાં પાછા ફર્યા. તે પછી ગુરૂ

મહારાજે એ સ્થાન ઉપર એક દેવમંદિર નિર્માણ કરાવ્યું. ત્યારથી એ ભૂપાલ તાલ આ પંથના સાધુઓનું ગુરૂદ્વારા ગણાય છે.

આ પ્રકારે સદ્‌ગુરૂનું શરણુ મેળવી બાબાજી મહારાજ પ્રફુલ્લિત મનથી અને શુદ્ધ નિષ્ઠાની સાથે તેમની સેવા કરતા અનેક ઉપદેશોનું પાલન કરવા લાગ્યા. ગુરૂ મહારાજ તેમને એવો ઉપદેશ આપતા કે જેનું પાલન કરવાથી તે સાચા સાધુ બને. માયા મોહનો કોઇ પણ પ્રભાવ તેમના ઉપર પડતો નહોતો. તેમને પોતે એ ઉપદેશ આપતા હતા કે: તારે દરરાત્રિએ સંધ્યાકાળ પછી ધુણી ચેતાવી તેની પાસે આસન લગાવી બેસવું, ત્યાં બેસી ભજન કર્યા કરવું. તથા સંધ્યાકાળ પછી બીજા કોઇની પાસે જવું નહિં. તેમને ગુરૂજીએ માત્ર ત્રણ હાથ લાંબુ એક વસ્ત્ર આપ્યું હતું. જો રાત્રે તેમનાથી બેઠા ન રહેવાય તો સુઇ જતા, પણ વસ્ત્ર નાનું એટલે ટાઢ વાતી. એથી નિરૂપાયે બેઠા થઇ ધુણીની પાસે બેસવું પડતું. હિમાલયમાં ઘણો બરફ પડે છે તેની ઠંડી ઘણી વાય છે. ત્યાં એક વૃક્ષની નીચે તેમનું આસન હતું. તેમને જે વસ્ત્ર મળ્યું હતું, તે પગ ઉપર ઓઢતા; તો છાતી અને માથું ઉઘાડાં રહેતાં, માથે ઓઢતા તો પગ ઉઘાડા રહેતા. એટલે ટાઢ જ તેમને સુવા દેતી નહિ. પણ બેઠા કરી દેતી. સામે ધુણી હતી જેના તાપથી શરીર ગરમ રહેતું અને કપડાને બેવડું કરી પાછળ ઓઢતા. પછી જટા ફેલાવી દેતા. એથ પાછળનો ભાગ ટાઢથી બચાવી શકાય. એમ આખી રાત આસન ઉપર બેસીને ભજન કરવું પડતું. એ ઉપરાંત તેમને મંત્રોપદેશ આપતી વખતે તેમના ગુરુજીએ કમર ઉપર મોટી અને ભારે લાકડાની પેટી (કમરબંધ) અને તેવીજ લાકડાની લંગોટી વિધિપૂર્વક ધારણ કરાવી હતી. સુતી વખતે શરૂઆતમાં એથ ઘણું દુઃખ થતું, પરંતુ કેટલાક દિવસ પછી તો એ લાકડાની પેટી અને

લંગોટી પહેરી સુઇ રહેવાનો તેમને અભ્યાસ પડી ગયો હતો. શરૂઆતમાં તો શયન કરતી વખતે ઘણું કષ્ટ વેઠવું પડતું. તેમને રોજ એક વખત જમવાનો નિયમ હતો. દિવસે બપોરના સમયે જમ્યાપછી કેટલીક વાર કોઈ જગા પર રેતીને આઘી પાછી કરી સુવાનો ચાલ હતો. તે વખતે પોતે પોતાના કમરની લાકડાની પેટીને રેતમાં કળી જાય એમ રાખી રેતી ઉપર શરીર સમતલ રહે એવી રીતે પડી રહેતા. જેથી સુવામાં વધુ કષ્ટ થતું નહિં. એવી રીતે કેટલાક દિવસ સુધી સુવાનું રાખ્યું.

તેમના ગુરુજી એક નાની સરખી પર્ણકુટીમાં રહેતા હતા, આસન ઉપર જ તે સદા બેસી રહેતા,તેમનો આહાર કાંઇ નહોતો, એ વાતતો આગળ કહી છે. માત્ર ધુણીની રાખોડી પીતા. તે થોડીવારે એટલી જ પાછી ઉલટી કરીને કાઢી નાંખતા, કદી કદી ચડસ અને ગાંજો પીતા. તેમના શાસનની કઠોરતાથી તેમના સર્વ શિષ્યો ક્રમશઃ તેમનો સંગ છોડીને કંઇને કંઇ ચાલ્યા ગયા; માત્ર એક બાબાજી પોતે જ રહ્યા. તેમની શાસનપ્રણાલી કેવી કઠોર હતી એ નીચેની વાતથી સમજાશે.

એક દિવસે હિમાલયમાં ટાઢ વખતે રાત્રે ધુણી પાસે બેસી બાબાજી મહારાજ ભજન કરતા હતા; પણ તામસી આળસને લીધે તે દિવસે તેમને નિદ્રા આવી ગઇ; જેથી પોતે ધીરે ધીરે સુઇ ગયા ગાઢ નિદ્રા આવી જતાં કેટલોક વખત તો તે અચેત રહ્યા,ત્યાં બરફ પડતો હતો, ધુણી એની મેળે જ થોડી વારે હોલવાઇ ગઇ. ધુણી હોલવાઇ જતાં થોડા વારે એટલી બધી ટાઢે તેમના શરીરમા પ્રવેશ કર્યો કે તે કંપવા લાગ્યા અને સહેજમા તેમની ઉંઘ ઉડી ગઇ. પોતે કંપતા ઉઠી બેઠા થઇ જુએ છે તો ધુણી એકદમ ઠંડી થઇ ગઇ છે. અને ચારે તરફ બરફ પડી રહ્યોછે. જો અત્યારે ધુણી સળગાવવામાં ન આવે તો મૃત્યુ

જરૂર આવવાનું, એટલે પોતે વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું.

ગુરુ મહારાજે તેમને મના કરી હતી કે રાતની વખતે આસન છોડી કંઇપણ જવું નહિં; તેમની પાસે પણ જવું નહિં, એવી આજ્ઞા હતી. જેથી જો હું તેમની પાસે દેવતા લેવા જઇશ તો તે જાણી જશે કે આતો ભજન છોડી સુઇ ગયો હતો એથી તે જરુર શિક્ષા કરશે. પરંતુ દેવતા નહિ લાવવામાં આવે તો બરફથી શરીર પણ બરફમય થઇ જશે અને જરૂર મરી જવાશે, એવો વિચાર કરી નક્કી કર્યું કેઃ ભલે ગુરુ મહારાજ શિક્ષા કરે, તેમની પાસેથી દેવતા તો લઇ આવું, તેમની આજ્ઞાનો ભંગ કરી બીજી જગાએ તો નહિં જઉં. એવો વિચાર કરી પોતે ધીમે ધીમે ચાલી ગુરુજીની પર્ણકુટીના દ્વારપર જઇ ઉભા, એટલે ગુરુજીએ તત્કાલજ પૂછ્યું કેઃ "બહાર કોણ ઉભું છે ?" એટલે પોતે બોલ્યા કેઃ "મહારાજ ! હું રામદાસ છું." તેમણે કહ્યું–"તું રાત્રિના વખતે તારૂં આસન છોડી અહીં કેમ આવ્યો ?" એટલે પોતે કહ્યું કેઃ "મહારાજ મારી ધુણી ઓલવાઇ ગઇ છે, હું દેવતા લેવા આવ્યો છું." આ સાંભળી ગુરૂજીએ કહ્યું, તું સુઇગયો હતો, નહિં તો ધુણી કેમ હોલવાઇ જાય?તું શું આમ સૂવા માટે તારા માબાપને રડાવી અને ઘરબાર અહીં આવ્યો છે? આમ સુઇને રાત્રિ વ્યતીત કરવી હતી છોડી તો તું તારે ઘેર સુખેથી સુઇ શકત. માબાપને કષ્ટ દેવાનું શું પ્રયોજન હતુ?આવી ઘણી ઘણી વાતો કહી ધમકાવવા લાગ્યા, બાબાજી મહારાજ ટાઢે થથરતા બોલ્યા–"મહારાજ મારાથી અપરાધ થઇ ગયો છે, અચાનક ઉંઘે મને ઘેરી લીધો છે, મારો અપરાધ ક્ષમા કરો, હવે હું વધુ સાવધાન રહીશ. આ સાંભળી તેમણે બહુ ધમકાવી કહ્યું "તું જયાં ઉભો છે ત્યાં ઘણીવાર ઉભો રહે આ વખતે દેવતા નહિં મળે" ગુરૂ મહારાજનો મહિમા તે જાણતા હતા એટલે તેમની આજ્ઞા ન

પાળવાનું તો તેમનું ગજું નહોતું, તે ત્યાં ઉભા ઉભા ટાઢથી કંપવા લાગ્યા. કેટલીક વારે ગુરૂ મહારાજે પોતાની ધુણીમાંથી એક બળતો અંગારો કાઢી તેમના તરફ ફેંક્યો અને કહ્યું: "આ વખતે તો આ લઈ જા, પછી એવું ન કરનો." અંગારો લઇ જઇ રામદાસે પોતાની ધુણી સળગાવી અને આસનપર બેસી ભજન કરવા લાગ્યા.

એક દીવસે ગુરુ મહારાજે તેમને કહ્યું કે: "બેટા, એક કામને માટે મારે બીજી જગાએ જવું છે, હું જયાં સુધી અહીં પાછો ન આવું ત્યાં સુધી અહીંથી ઉઠી તું બીજે કંઇ પણ બીજા કોઈ પણ કામે જઇશ નહિ." તેમણે કહ્યું: "આપની આજ્ઞાનું હું પ્રાણપણથી જરૂર પાલન કરીશ." તે પછી તેમણે એક સ્થાન બતાવી કહ્યું: "હું પાછો આવું નહિં ત્યાં સુધી તું અહીં બેસી રહેજે" એમ કહી ગુરૂ મહારાજ ચાલ્યા ગયા. બાબાજી મહારાજ તેમને પાછા આવવાની વાટ જોતા ત્યાં બેસી રહ્યા. પરંતુ દિવસપર દિવસ વિતવા છતાં ગુરુમહારાજ પાછા ન આવ્યા. અંતે આઠમને દિવસે તે પાછા આવ્યા એટલે બાબાજી મહારાજે ઉભા થઇ હર્ષથી પ્રણામ કર્યા. તેમણે કહ્યું: બેટા તું અહીજ બેસી રહ્યો હતો!' રામદાસે કહ્યું 'હા મહારાજ જયારથી આપ અહીંથી ચાલ્યા ગયા હતા, ત્યારથી અહીંજ બેઠો છું" તેમણે કહ્યું શૌચાદિ ક્રિયાઓ માટે પણ તું અહીંથી ઉઠયો નથી?" પોતે કહ્યું; "જી નહિં, આપનાં ચરણોના પ્રતાપથી મને એવી કાંઇ વિશેષ આવશ્યકતા ન પડી," "તેમણેકહ્યુંને કશું ખાધું પણ નથી" પોતે કહ્યું "મહારાજ, કાંઇ ખાધું નથી;" આ સાંભળી તે પ્રસન્નથઇ બોલ્યા: "ગુરૂની આજ્ઞા આ રીતે પાલન કરવામાં આવે છે. માતા પિતાને કષ્ટ દઇ સ્વજનોને રડાવી, ઘેરથી ચાલ્યા આવ્યા પછી ગુરુની આજ્ઞા આ પ્રમાણે તન, મન, વચનથી માનતા રહેવાથી

જ ભગવાનની કૃપા થાય છે. અને માબાપને રડાવ્યાં તે પણ સાર્થક થાય છે. આ પ્રકારે દઢ વ્રત થઈ સેવામાં સંલગ્ન થઇ પોતે ગુરૂના આદેશનું પાલન કરવા લાગ્યા. ગુરૂજીએ તેમને કૃપાપૂર્વક ક્રમશઃ હઠયોગની બધી ક્રિયાઓની સાથે અષ્ટાંગ યોગનું શિક્ષણ પણ આપ્યું અને પ્રયોગની વિધીઓ બતાવી સર્વ મંત્રોનો ઉપદેશ પણ તેમને કર્યો.

બાબાજી મહારાજનો ક્રોધ, અભિમાન, આદિનું દમન કરવા માટે વખતો વખત ગુરુ મહારાજ તેમને શાસન કરતા અને ક્રોધ ઉપજાવે તેવાં વાકયો દ્વારા તેમનો તિરસ્કાર પણ કરતા. સામાન્ય ને કલ્પિત કારણો દર્શાવી તેમને ભંગી, ચમાર,તેં પેટને માટે વૈરાગ્ય લીધો છે, એવા અપશબ્દો પણસંભળાવતા. જે વાકયોથી સાધારણ લોકો સાધુ-ઓનો તિરસ્કાર કરે છે એવાં વચનો સંભળાવતા. આમ કહી તે પરીક્ષા લેતા હતા કે; તેમનો ક્રોધ અને અભિમાન ઉત્તેજીત થાય છે કે નહિં. કદી કદી તો તેમને ભૂખ્યા રાખી એ પરીક્ષા લેતા હતા કે ક્ષુધાને લીધે તેમની ધર્મબુદ્ધિ વિલુપ્ત થાય છે કે નહિં. તેમજ નાના પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજનો તેમના સમીપ મૂકીને તેમની પરીક્ષા કરતા હતા કેઃ તે પ્રલુબ્ધ થાય છે કે નહિં. તેમના ઉપર ગુરુજીનો સ્નેહ અધિક હતો. પરંતુ તેમના કલ્યાણાર્થે આ પ્રકારે કઠોર વ્યવહાર કરવામાં તે કુન્ઠિત થતા નહિં.

આ પ્રમાણે બાબાજી મહારાજ ઘણાં વર્ષ ગુરૂ મહારાજ પાસે રહ્યા. તે પોતે પોતાના ગુરુ મહારાજને સાક્ષાત ભગવાન સ્વરૂપ જાણતા હતા. સમય સમય સર તેમના પ્રભાવ અને મહિમાને જોઇ પોતે વિસ્મત થતા હતા, આ પ્રકારે ઘણાં વર્ષ વ્યતિત થયા પછી એક દિવસે ગુરુ મહારાજ એક મોટી લાકડી હાથમાં લઇ રૂદ્રમૂર્ત્તિ બની અચાનક તેમની સામે જઇ અને એક ડંડાથી તેમને મારવા

લાગ્યા કે; "હરામખોર, મારા સર્વ મોટા મોટા ચેલા ચાલ્યા ગયા, અને તું એકલો મારો પીછો કેમ છોડતો નથી. જા અહીંથી. મારે કોઇની સેવાની જરૂર નથી." એમ કહી બાબાજી મહારાજને એટલા માર્યા કે: શરીર ફુલી ગયું અને આખા શરીરમાં ઘણી ભારે વેદના થઇ. છતાં પોતે ઉઠી ધીમે ધીમે ઉભા થયા અને હાથ જોડીને વિનીત તથા સ્થિર ભાવે ગુરુજીને કહેવા લાગ્યા કે: " મહારાજ, મારી એક વાત આપ કૃપા કરીને સાંભળો. આપ એ જાણો છો કે મારાં માબાપને ત્યાં ખાવા પીવાની કશી પણ કમી નથી. હું મારી ઇચ્છાથી, તેમનો ત્યાગ કરી આપના શરણે આવ્યો છું. ત્યારથી હું આપનેજ માતા, પિતા, ભાઈ, ગુરુ સમજી આપની સેવા કરૂં છું. આ સંસારમાં હું બીજા કોઇને મારો પોતાનો સગો માનતો નથી. આપ મારો ત્યાગ કરશો તો પછી હું બીજે કયાં જઇશ ? છતાં પણ આપ મારો ત્યાગ કરવા ઇચ્છો તો આ મારૂં ગળું હું આપની સામે ધરૂં છું. આપ ચાકુથી તેને કાપી નાંખી, મારો દેહાન્ત કરો. જીવતાં તો હું આપનો કદી ત્યાગ નહિં કરૂં " મારી આ વિનંતિથી ગુરૂજી પ્રસન્ન થયા અને બોલ્યા. 'બેટા, આજે મેં તારી છેલ્લી પરીક્ષા લીધી. તું એમાં પણ પાસ થયો છે તારી બુદ્ધિ નિશ્ચલ થઇ ગઈ છે. હું તારા ઉપર ઘણોજ પ્રસન્ન થયો છું. હું તને વરદાન આપું છું કે તારી સર્વ મનોકામના પુર્ણ થશે. અને તને ભગવદ્દર્શન થશે. ઋદ્ધિ સિદ્ધિ સદા તારા સમીપ હાજર રહેશે. તું મોંથી જે કહીશ તે સિદ્ધ થશે. તારૂં વચન કદી પણ નિષ્ફળ નહિં થાય." આ વરદાનો મેળવી બાબાજી મહારાજ તો અવાક જેવા થઇ ગયા. તેમને ગુરુ મહારાજની પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ દંડવત કર્યાં.

આ બનાવ બન્યાં પછી કેટલાક દિવસે એક દિવસ ગુરુ મહા

રાજ એક સમૃદ્ધિ સમ્પન્ન શહેરની ભાગોળે પધારી ત્યાં પોતાનું આસન લગાવ્યું. તેમના આસનથી કાંઇક દૂર બાબાજીએ પોતાનું આસન રાખ્યું કેમકે કોઇપણ ચેલાને ગુરુ મહારાજના આસનની પાસે પોતાનું આસન રાખવાની આજ્ઞા નહોતી. તેમની તેજ:પૂંજ મૂર્તિના દર્શનની લાલસાથી એ નગરના લોકો તેમની પાસે આવવા લાગ્યા, ઘણા ગુરૂજીનાં દર્શન અને દંડવત કર્યા પછી બાબાજીનાં દર્શન કરવા આવતા, તેમાના એકે બાબાજીને દંડવત કરી તેમની પાસે ચાર રૂપિયા ભેટ મૂકી એટલે તેમણે કહ્યું કે: રામ રામ, તમે આ શું કરો છો? મારા ગુરુદેવ યોગિરાજ પાસેજ વિરાજે છે, તેમની સેવામાં જઇ આ ભેટ અર્પણ કરો. તેઓ વિદ્યમાન હોય તે વખતે તેમની પાસે ભેટ ન મૂકતાં મારા આગળ મૂકો એ ઉચિત નથી. આથી તે મનુષ્યે કહ્યું કે: બાબાજી હું આપની પૂજા કરૂં છુ. આપના ઉપર મારી શ્રદ્ધા થઇ છે. જેથી આ ભેટ આપના આગળ મૂકી છે" બાબાજીએ કહ્યું: એમ કદી નહિં બને. યોગીશ્વર ગુરૂમહારાજ સાક્ષાત હાજર હોવા છતાં આ પૂજાકે ભેટનો હું કદી સ્વીકાર નહીં કરૂં. આ રૂપિયા લઇ જઇ તમે ગુરુ મહારાજ આગળ અર્પણ કરો પરંતુ તે મનુષ્યે તેમની વાત કોઇ રીતે પણ ન માની, ત્યાં રૂપિયા મૂકી તે ચાલ્યો ગયો. એટલે બાબાજી મહારાજ તત્કાલ જ ગભરાઇને ઉઠયા અને રૂપિયા લઇ ગુરૂમહારાજની સેવામાં જઈ પહોંચ્યા. રૂપિયાને ગુરુની પાસે મૂકી હાથ જોડી વિનતી કરી કે: મહારાજ ! એક મનુષ્ય આ ચાર રૂપિયા મારી આગળ ભેટ મૂકી ચાલ્યો ગયો છે તે કૃપા કરીને આપ સ્વીકાર કરો." એટલે તે ક્રોધથી બોલ્યા—" અરે તું કેવો ચેલો? ગુરૂ પાસે હોવા છતાં પણ તું ભેટ લેવા લાગ્યો ?" તેમણે હાથ જોડી ઘણાંજ નમ્રતાથી વિનંતિ કરી કે: " મહારાજ આ ભેટને હું લઇ લેવા નથી ઇચ્છતો, એ મનુષ્યને

હું વારંવાર કહેતો હતો કે, ભેટ એ આપની સેવામાં મુકે પણ એણે કોઇ રીતે મારૂં કહેવું માન્યું નહિં અને ભેટને મારી પાસે મૂકી ચાલ્યો ગયો. તેના ગયા પછી તરત જ હું આપની પાસે આવ્યો. હું, મેં એ ભેટ જાતે લીધી નથી.

આ સાંભળી ગુરૂ મહારાજ મંદમંદ હાસ્ય કરતા બોલ્યા "બેટા તું પણ હવે સિદ્ધ થઈ ગયો છે" એમ કહી પોતે પોતાની મેળે કહેવા લાગ્યા કે: "તું પણ હવે શેર [સિંહ] થઇ ગયો છે. પણ બે શેર એક જગ્યાએ સાથે રહી શકતા નથી." આ બન્યા પછી બે ત્રણ દિવસ પછી ગુરૂ મહારાજે તેમને કહ્યું કે: "બેટા, દ્વારકાં આપણા સંપ્રદાયનું મુખ્ય ધામ છે. ત્યાં જઇ તારે એકવાર દર્શન કરી આવવાની જરૂર છે." બાબાજીએ કહ્યું "મહારાજ ! આપને જ હું તો ભગવાન સમજું છું. શાસ્ત્ર પણ કહે છે કે: ગુરૂનાં ચરણોમાં સર્વ તીર્થ વિરાજે છે એથી આપનાં ચરણોનાં દર્શનથીજ મને તો સર્વ તીર્થોનાં દર્શન થાય છે, બીજા તીર્થોનાં દર્શન કરવાની મને અભિલાષા નથી."

ગુરુ મહારાજે કહ્યું: "અરે, તું તો મહાન જ્ઞાની થઇ ગયો છે ! તારા જેવો જ્ઞાની બીજો કોઇ થયો નથી ! તારા ગુરુ દ્વારકાં દર્શન કરવા ગયા હતા, દાદાગુરૂ ગયા હતા, પરદાદા ગુરુ ગયા હતા, પણ તું એવો જ્ઞાની થઇ ગયો કે, તારે હવે કોઇ તીર્થનાં દર્શન જ કરવાની જરૂર નથી. એવી બુદ્ધિ છોડી દે. હું કહું છું કે તું દ્વારકાં ધામનાં દર્શન કરી આવ." ગુરુમહારાજની આવી વાત સાંભળી તેમણે કહ્યું, "મહારાજ ! હું જાણતો નથી કે દ્વારકાં ક્યાં છે, ક્યાં એ દેશ છે, હું દ્વારકાંજી કેવી રીતે જઉં ? આપ મારા ઉપર કૃપા કરો કે હું આપનીજ સેવામાં રહું. આપની સેવા કરવાથી મારૂં ચિત્ત પ્રસન્ન રહે છે." ગુરુ મહારાજ આ સાંભળી તે વખતે તો કાંઇ ન બોલ્યા; બીજે

દિવસે બે સાધુઓ ગુરુ મહારાજની પાસે આવ્યા; તેમને દંડવત્ કરી બેઠા; ગુરૂ મહારાજે તેમને પૂછ્યું કે: "તમે કયાં જશો ?" સાધુઓએ કહ્યું: અમે દ્વારકાંધામનાં દર્શન કરવા જઇએ છીએ. બાબાજી પાસે જ હતા એટલે ગુરુ મહારાજે તેમની સામે જોઇ કહ્યું: તું કહેતો હતો કે દ્વારકાંધામ કયાં છે તે તું જાણતો નથી, આ બે સાધુ જે આવ્યા છે તે દ્વારકાંધામ જવાના છે, એથી એમની સાથે તું પણ દ્વારકાંની યાત્રા કરવા જા."

આથી બાબાજી મહારાજે વિવશ થઇ એ સાધુઓની સાથે દ્વારકાં જવાનું કબુલ કર્યું. તેમણે ગુરૂ મહારાજને સાષ્ટાંગ દંડવત્ કરી તેમની પાસેથી વિદાયગીરી લીધી. એ બે સાધુઓ સાથે દ્વારકાં જવાની તૈયારી કરી; ગુરૂ મહારાજે તેમને આશિષ આપી કહ્યું: " તું દ્વારકાંજી દર્શન કરી આવ, માર્ગમાં તને કશું જ કષ્ટ નહિં પડે; તારે જે જે વસ્તુઓની જરૂર પડશે તે સર્વ વગર માગે તને મળ્યાં કરશે."

વાસ્તવમાં બાબાજી મહારાજને દ્વારકાંજીની યાત્રા કરવામાં કોઇ વસ્તુનો અભાવ કે કશી વાતની પ્રતિકુળતા ન નડી. જ્યાં જઇ બપોરના કે સંધ્યાકાળે આસન લગાવતા ત્યાં કોઇ આવી ખાવાની સામગ્રી, ગાંજો, ચડસ આદિ આપી જતા; રજપુતાનો મરૂભૂમિને પાર કરવા માટે વસ્તીના લોકો બળદ ગાડીનો પણ બંદોબસ્ત કરવા લાગ્યા. આ પ્રકારે બાબાજી મહારાજ સુખરૂપે દ્વારકાં પહોંચ્યા અને ત્યાં જઇ દ્વારકાંનાથનાં દર્શન કર્યાં. તે પછી પોતે પાછા ફર્યા; જ્યાં પોતે ગુરૂ મહારાજને મૂકી ગયા હતા ત્યાં જઇ જુએ છે તો તેમના મોટા ગુરૂભાઇ ઉદાસ થઇ બેઠા હતા, પણ ત્યાં ગુરૂ મહારાજ નહોતા; તેમનાજ પૂછવાથી તેમણે ખેદથી કહ્યું કે: ગુરૂ મહારાજે તો દેહ છોડી

દીધો; આ દારૂણ સંવાદ સાંભળી તેમનું માથું ધુમવા લાગ્યું પણ પોતે જાણતા હતા કે: ગુરૂ મહારાજ ભગવાન છે, બ્રહ્મર્ષિ છે, જરા મૃત્યુરહિત છે, એથી ગુરૂ ભાઇઓની આ વાત ઉપર તેમને વિશ્વાસ ન આવ્યો. તે થોડીવાર શાંત રહ્યા પછી તેમના ગુરૂ ભાઇને તેમણે કહ્યું કે: "ગુરૂ મહારાજ સર્વ શક્તિમાન ભગવાન હતા, તેમનું મૃત્યુ કેમ થઇ શકે? આપ મને ભુલાવામાં નાંખો છો." આ સાંભળી તેમણે કહ્યું કે: "ગુરૂદેવે અમારી સામેજ શરીર છોડયું છે અને અમે તેમના શરીરનો અંતિમ સંસ્કાર પણ કર્યો છે." આ સાંભળી પોતે અત્યંત વિકલ થયા, અને બોલ્યા કે: હાય, શું આ માટે તેમણે પોતાની પાસેથી મને દ્વારકાં મોકલ્યો હતો! પણ એ તો ભગવાન છે; તેમનું મૃત્યુ કેમ થાય; તેમનાં દર્શન કર્યા વગર હું જીવીશ નહિ. શોકથી ક્રમશ: પોતે એવા વિવશ થઇ ગયા કે તે પોતાના માથાની દીર્ઘ જટા તોડવા લાગ્યા, જેથી ગુરુ ભાઇઓએ દયાર્દ્ર થઇ તેમને શાંત પાડયા. પરંતુ તે શોકાકુલ થઇ જમીન પર સુઇ અને ઉપવાસ કરીને કાલક્ષેપ કરવા લાગ્યા. કોઇના સમજાવવાથી તેમનાપર કશોજ પ્રભાવ ન પડયો. કેવળ નિરંતર રોતા, વિલાપ કરતા દિવસો ગાળવા લાગ્યા. અંતે સાતમે દિવસે પ્રસન્ન થઇ ગુરૂ મહારાજે તેમને દર્શન દીધાં, અને શાંત પાડી તેમને કહ્યું કે: "બેટા, તું શોક ન કર, ઉઠ, બેઠો થા, તારૂં મંગળ થશે, મારૂં મૃત્યુ નથી થયું. તું શાન્ત થા. એ સમજ મારૂં મૃત્યુ નથી. પણ કોઇ કારણથી મારે આત્મ-ગોપન કરવું પડયું છે, એને મૃત્યુનું જે દૃશ્ય જણાયું છે તે માત્ર લીલા જ છે. સમય સમય પર તને પણ દર્શન દેતો રહીશ, હમણાં હું બીજા ઓથી અલક્ષિત થઇ નર્મદા કિનારે રહું છું અને ત્યાંજ રહીશ. તું હવે શોક ન કર, ઉઠ, સાધુ માર્ગમાં વિચરણ કર, તારી સર્વ કામ-

નાઓ સફળ થશે." આવી વાતોથી બાબાજીને સમજાવી ગુરૂ મહરાજ પાછા અંતર્ધ્યાન થયા. તેમનાં દર્શન અને પ્રબોધ વાકયથી તેમનું ચિત્ત શાંત થયું. તે ઉઠયા અને સ્નાન કરીને ભોજન કર્યું. તેમના મોટા ગુરૂભાઇએ યથાવિધિ ગુરુ મહરાજનો ભંડારો કરી પોતપોતાને સ્થાને પધાર્યા. તે પછી ગુરુ મહારાજ સમય સમય પર આવિર્ભુત થઇ બાબાજી મહારાજને દર્શન આપતા પોતાનાં વચનને પૂર્ણ કરવા લાગ્યા.

---



## અધ્યાય ૫ મો.

### સિદ્ધિલાભ-ભગવદ્દર્શન



ત્યાર સુધી ક્રમાનુસાર શ્રી બાબાજી મહારાજના જીવન વૃતાંતનું વર્ણન એમની પાસેથી સાંભળેલી વાતોના આધારે કર્યું છે. પોતાના ગુરૂ મહારાજના અંતર્ધાન થયા પછી તેમણે કેવી રીતે સાધના કરી હતી, તેનું વૃતાંત તેમણે મને કહી સંભળાવ્યું નથી. તેમને પૂછવાનું મેં સાહસ પણ ન કર્યું. માત્ર એટલું જ તેમણે કહ્યું હતું કેઃ માનસરોવરથી કન્યાકુમારી સુધી ભારતવર્ષનાં સર્વ તીર્થોનાં અનેક વાર તેમણે પગે ચાલીને દર્શન કર્યાં હતાં. એ વખતે હિંદમાં રેલ્વેનો પ્રચાર અત્યારના જેટલો નહોતો. ઘણીવાર તો તેમને મોટાં મોટાં વનમાં થઇને જવું પડ્યું હતું, હિંસક જંતુઓએ અનેક વાર તેમનાં દર્શન કર્યાં હતાં. પરંતુ તેમના ઉપર તેમણે આક્રમણ કર્યું નહોતું. એકવાર મહારાજજી કેટલાક સાધુઓની સાથે હિંસક જંતુઓથી ભરેલા વનમાં થઇ જતા હતા, પોતે બધા સાધુઓની પાછળ ચાલતા હતા. સર્વની આગળ જે સાધુ જતો હતો તે હિંસક જંતુઓની ગર્જના સાંભળીને બોલ્યો. હું આગળ નહિં જઇ શકું, મને ઘણો ભય લાગે

છે. એ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યા. હું સર્વની આગળ ચાલું છું, તમે મારી પાછળ પાછળ આવો. એટલે એ બીજા સાધુઓ પાછળ રહ્યા અને બાબાજી મહારાજ સર્વની આગળ ચાલવા લાગ્યા. પરંતુ થોડીજ વારમાં એક મોટા વાઘે આવી પેલા પાછળ ચાલનાર સાધુના ઉપર તરાપ મારી તેને લઇ ચાલતો થયો, અને બીજા સર્વ લોકો વનને નિર્વધ્ન પાર કરીને એક ગામડામાં આવી પહોંચ્યા.

ભારતના ઉત્તરાખન્ડના અનેકાનેક વનોમાં તે ફર્યા હતા. એક વાર ભગવાન છલથી સાધુનો વેશ ધરીને ઉત્તરાખન્ડમાં તેમની સાથે લગભગ એક માસ સુધી વસ્યા હતા. તે કાંઇપણ ખાતા પીતા નહોતા. અંતે એ દિવસે શ્રી બાબાજી મહારાજનો સાથે બોલ્યા કે મારી સાથે સેલ કરવા ચાલો. શ્રી બાબાજી મહારાજ તેમની સાથે ચાલ્યા. બંને એક નદી ઉપર બાંધેલા પુલ પરથી જતા હતા, એટલામાં તે સાધુવેશ ધારી ભગવાને આકાશ તરફ આંગળી ઉઠાવી કહ્યું કેઃ જુઓ આ શું છે? શ્રી બાબાજી મહારાજ બોલ્યા. એ તો નિર્મલ આકાશ છે. પછી નીચે નદીના પાણીને આંગળી વડે બતાવી તેમણે કહ્યું: "જુઓ, આ શું છે?" શ્રી બાબાજી મહારાજ બોલ્યા. "એ તો પાણી છે." તે પછી સાધુ વેશધારી ભગવાને ફરી આકાશ તરફ આંગળી બતાવી કહ્યું: "હવે જુઓ, ઉપર શું છે?" શ્રી બાબાજી મહારાજે ઉંચું જોઇ કહ્યુ કેઃ ઘણી કાળી ઘટા આકાશ મન્ડલમાં છવાઇ રહી છે. એ જોઇ એ બોલ્યા: "એ તો ભોજ વિદ્યાના જેવું કર્મ જણાય છે, એ એક પ્રકારના જાદુ સિવાય બીજું કાંઇ નથી. એ સાધુ વેશધારી ભગવાન આગળ કાંઇ ન બોલતાં આગળ ચાલ્યા. શ્રી બાબાજી મહારાજ પણ તેમની સાથે ચાલવા લાગ્યા, તે પછી એ સાધુ વેશધારી ભગવાન શ્રી બાબાજી મહારાજને પાછળ પાછળ

આવવાની ઇશારત કરી પુલની નીચે નદીમાં ઉતર્યા, તો શ્રી બાબાજી મહારાજ પણ તેમની સાથે નદીમાં ઉતર્યા. પરંતુ એ એક ઘણી આશ્ચર્યની વાત જોવામાં આવી કે એ નદી બહુજ ઉંડી હોવા છતાં પણ બન્ને પગે ચાલીને નદી પાર જઇ શકયા. અને કોઇને ઘુંટણથી ઉપર પાણી આવ્યું નહિં, એ બંને ચુપચાપ નદી ઉતરીને એક જંગલમાંથી જતા હતા. ત્યાં બાબાજી મહારાજે જોયું કે: પગડંન્ડીની બન્ને તરફ કંઇક મશાણમાં ચિતા બળી રહી છે, કંઇક શબનો સમુહ પડયો છે, કઇક કાપેલાં રુન્ડનાં મુન્ડ પડયાં છે, એવા નાના પ્રકારનાં ભીષણ દશ્ય જોતાં કાંઇક દૂર ચાલી શ્રી બાબાજી મહારાજે જોયું કે એ સાધુવેશધારી ભગવાન ત્યાં નથી. બહુ જ શોધવા છતાં પણ શ્રી બાબાજી મહારાજને તેમનો ફરી પત્તો ન મળ્યો. તે ત્યાંથી પાછા ફરવા લાગ્યા. પણ પહેલાં જોયેલી ચિતાઓ કે શબાદિ કાંઇ પણ તેમના જોવામાં ન આવ્યું. એ સ્થાનોએ માત્ર વનમાં નાના પ્રકારનાં વૃક્ષો, લતાદિ જ જણાયાં. જેથી એ નિર્ણય થયો કે સ્વયં ભગવાને જ સાધુનો વેશ ધારણ કરી એમને આશ્ચર્યમાં નાંખ્યા હતા.

એકવાર શ્રી બાબાજી મહારાજ હરિદ્વાર પાસે ચન્ડીના પહાડની સમીપ એક પર્વત પરથી ઉતરતા વખતે પગડન્ડીને છોડી ચાલતાં ચાલતાં કોઇ નિર્જન સ્થલમાં એક સાધુનાં દર્શન કર્યા, જે ત્રણસો વર્ષના હતા. એ સાધુએ તેમને ફળ મુળાદિ ખાવા આપી ઘણો સત્કાર કર્યો. અને આ વાત કોઇને કહેવી નહિં એવું જણાવ્યું. પરંતુ આ વાત ન માની બાબાજી મહારાજે હરિદ્વાર પાછા આવી પોતાની જમાતના બીજા સાધુઓને આ વાત કરી હતી, અને એ સાધુઓનું કૌતુહલની નિવૃત્તિને માટે તો તેમને સાથે લઇ ત્યાં ગયા હતા. પરંતુ ત્યાં જઇ જોયું તો ત્યાં તે સાધુ જ નહોતા, તેમ તેમને રહેવાની

ગુફા પણ હતી નહિં, નિષ્ફળ મનોરથ થઈ પોતે ત્યાંથી પાછા આવ્યા.

સિપાઇ વિદ્રોહ સમયે એકવાર યમુનાજીના કિનારે કિનારે એક રસ્તે થઈ શ્રી બાબાજી મહારાજ આગરા જતા હતા. એ દિવસે યમુનાજીમાં ગોરાઓનું એક નાવ હતું, એ વહાણ પરથી તેમને યમુનાજીને કિનારે જતા જોઇ તેમના તરફ બંદુક તાકી એક ગોરા સિપાઇએ ગોળી છોડી. ગોળી બાબાજી મહારાજની પુઠ પાસે થઇ નીકળી ગઇ. ગોરા સિપાઇએ બીજી ગોળી છોડી પણ તેમની પુંઠ પાસે થઇ નીકળી ગઇ. ગોરાએ ફરી ગોળી મારવા માટે બંધુક ઉઠાવીતો " એ તો છોડશે નહિં. એમ લાગે છે ' એવો વિચાર કરી તેમણે આંખો મીંચી દીધી. પરંતુ તત્કાલ જ બંધુક ગોરાના હાથમાંથી છુટી યમુનાજીમાં પડી ગઇ. એથી ગોરો વિસ્મિત થઇ પડયો સાથે આખું ટોળું તેમની પાપે આવ્યું અને માથાની ટોપી ઉતારી સલામ કરવા લાગ્યો.તેણે ફરી બાબાજી મહારાજની સાથે કોઇ અનિષ્ટ આચરણ ન કર્યું,

એક દિવસે એક ગામમાં પોતે પંચાગ્નિ તપ કરવા લાગ્યા ગામના લોકો તેમના ઉપર ઘણી શ્રદ્ધા ભકિત કરવા લાગ્યા એ સમયે એક બીજો સાધુ તેમની સાથે હતો. એ સાધુને બાબાજી ઉપર એવી ઇર્ષ્યા થઇ કે તેમનો વધ કરવાનો તેણે સંકલ્પ કર્યો. તેણે એક દિવસ જ્યારે બાબાજી મહારાજ પંચાગ્નિની મધ્યે યોગાસનમાં ઉપવિષ્ટ થઇ ધ્યાનમાં નિમગ્ન હતા, તેમની ચારે તરફ લગભગ એક હજાર લાકડાંની ગાંડો એ પ્રકારે ગોઠવી કે ચારે બાજું લાકડાંનો ઢગલો બાબાજી મહારાજના માથાથી પણ ઉંચો થયો, અને બાબાજી મહારાજ દેખાતા બંધ થયા તે પછી એ સાધુએ અગ્નિ સળગાવ્યો, એટલે ચારે બાજુથી એક સરખી રીતે અગ્નિ સળગવા લાગ્યો, એ સાધુ તો અગ્નિ સળગાવી ત્યાંથી નાસી ગયો, ગામના લોકોએ ત્યાં આવી

ભભકતી આગની ઉગ્ર જ્વાલાઓ જોઇ કહ્યું કે અગ્નિએ શ્રી બાબાજી મહારાજને જરૂર ભસ્મ કરી દીધા હશે, યથાસમય સર્વ ગાંઠો બળી ગઇ, અગ્નિની જ્વાળા શાંત થઇ અને શ્રી બાબાજી મહારાજનાં ધ્યાનનો પણ ભંગ થયો. તેમના શરીર પર અગ્નિની કાંઇ પણ અસર થઇ નહિં. ધ્યાનભંગ થતાં લાકડાની ભસ્મના ઢગલાની વચ્ચે થાઇ એ નીકળી આવ્યા. ગામના લોકો એ જોઇ અત્યંત વિસ્મિત થઇ તેમને ધન્ય ધન્ય કહેવા લાગ્યા. શ્રી બાબાજી મહારાજે ગામના સરદારને કહ્યું કેઃ હવેથી હું રોજ એકહજાર લાકડાંની ગાંઠોની વચ્ચે બેસી ધુણી તાપીશ, તમારે રોજ મારે માટે એટલાં લાકડાંની વ્યવસ્થા કરવી પડશે.

સરદારે કહ્યું: મહારાજ! દરરોજ એટલાં લાકડાં તો હું કયાંથી લાવું ? તે બોલ્યાઃ આટલી ગાંઠો તમે આજ કયાંથી લાવ્યા હતા ? શું તમારી ઇચ્છા મને ભસ્મીભૂત કરવાની હતી. જો એટલાં લાકડાંના અગ્નિની વચ્ચે પણ હું અખંડ રહ્યો છું. અગ્નિ દેવે કૃપા કરીને મારૂં એક રૂવું પણ બાળ્યું નથી. સરદારે કહ્યું: ' મહારાજ ! ' આપની સાથેના પેલા સાધુએજ અમારી પાસે માગીને આટલા લાકડાં એકઠાં કર્યાં હતાં. અમે જાણતા નહોતા કે એ આ બધા લાકડાને એક દિવસમાં બાળી દેશે. અમે તો ધાર્યું હતું કે રોજની માફક તે થોડાં લાકડાં જ બાળશે. એ સાધુએ ઇર્ષ્યાને લીધે આપના પ્રાણ લેવા માટે આમ કર્યું લાગે છે. નહિં તો એ આજે તેનો સામાન લઇ અહીંથી કેમ નાસી જાત ? અત્યારે તે અહીં જણાતો નથી તેમ તેનો સામાન પણ નથી. આપ જ્ઞાન આપો તો અમે તેને શોધી લાવીએ, અને આપ કહો તે શિક્ષા તેને કરીએ.

શ્રી બાબાજી મહારાજે કહ્યું: "નહિં નહિં, તમારે કાંઇ પણ

કરવાની જરૂર નથી. તેણે અન્યાય કર્યો છે તો તે એની મેળે શિક્ષા ભોગવશે," એ પછી બેએક દીવસે પોલીસ તે સાધુને કોઇ બીજા ગુન્હા માટે પકડી લાવી; અને તેને છ મહિનાની સજા કરવામાં આવી.

બાબાજી મહારાજને અમે પૂછેલું કે શરીર અગ્નિથી કેમ ન બળ્યું ? તેના જવાબમાં પોતે કહ્યું કે: ધુણી તાપવા બેઠા પહેલાં જ આત્મરક્ષાના મંત્રથી અગ્નિના તાપને રોકી દેવો પડેછે. જેથી અગ્નિથી શરીરનું રક્ષણ થાય છે. જેનું શરીર અગ્નિથી દુઃખ પામે છે તે મંત્ર ન જાણનારા કુયોગી છે. મંત્રવિત નથી હોતા.

જે પ્રકારે શ્રી બાબાજી મહારાજ ગ્રીષ્મકાલમાં પંચાગ્નિ તાપતા હતા, એ પ્રકારે શીતકાલમાં જલશય્યામાં અવસ્થિત રહેતા હતા. પોતે બ્રાહ્મમુહુર્ત્તમાં જળમાં યોગાસન લગાવી ધ્યાનમાં મગ્ન થઇ જતા હતા અને લગભગ છ પહોર દિવસ ચઢતાં તેમના સેવક સાધુ લોકો તેમને પાણીમાંથી ઉઠાવી લાવતા હતા અને તેમના શરીરને અગ્નિનો તાપ આપી તેમનામા ચેતનતા પ્રકટાવતા હતા.

આ પ્રકારે તેમણે અનેક પ્રકારની કઠોર તપશ્ચર્યા કરી હતી, અને નાના પ્રકારના તીર્થોમાં ફર્યા હતા. અંતે વ્રજ ધામમાં પધારી પોતે ત્યાં સ્થાયી રૂપથી રહેતા હતા. તે કહેતા હતા કે સર્વ સ્થાનો કરતાં વ્રજ મન્ડલ જ તેમનો વધુ પ્રિય લાગતું હતું, અને સાધુઓને રહેવા યોગ્ય એવું બીજું કોઇ સ્થાન તેમને જણાયું ન્હોતું. તેમણે કહ્યું હતું કે: ઉત્તરાખન્ડ પણ તપ કરવાને માટે યોગ્ય સ્થાનછે. ખરૂં પણ ત્યાં કન્દમૂળ જ ખાઇ નિર્વાહ કરવો પડતો હતો; અને વર્ષાકાલમાં એ નક્કી કરી રાખવું પડે છે કે: તે કયાં ઉગેલાં છે, એ પ્રકારે આહારની તજવીજ ત્યાં પણ કરવી પડે છે. મેં વિચાર કર્યો કે વ્રજ ધામજ એથી ઉત્તમ છે. જ્યાં આહાર સંગ્રહ કરવાનો પ્રયત્ન

કરવો પડતો નથી. અહીં સાધુઓને યોગ્ય ખાવાની સર્વ વસ્તુઓ સદા મળ્યા કરે છે. એવી રીતે વ્રજમાં જ રહેવું મેં નક્કી કર્યું છે.

ભરતપુરમાં સલ્લાનિનો કુન્ડ નામનો એક કુન્ડ છે. વ્રજધામમાં આવી સ્થાયી રૂપે વસતા પહેલાં એ કુન્ડની સમીપ એક સ્થાન પર શ્રી બાબાજી મહારાજ કેટલાક દિવસ સુધી રહ્યા હતા. સાંભળ્યું હતું કે ત્યાં એમને ભગ દર્શન થયાં હતાં, અને ત્યાં તે પૂર્ણ રૂપે સિદ્ધ મનોરથ થતા હતા એને માટે આ કહેવત પ્રસિદ્ધ છે.

રામદાસને રામ મળ્યા સૈલાનિના કુન્ડે
સન્તત તો સાચું માને જુઠું માને ગુન્ડે,

તેમણે ભરતપુરમાં પહેલ વ્હેલાં ચેલા કરવાનો આરંભ કર્યો. ત્યાંના એક ઉત્તમ જાતિના અને સારી નિષ્ટાવાળા બ્રાહ્મણે સર્વથી પહેલાં પોતાના પુત્રને લાવી શ્રી બાબાજી મહારાજનો ચેલો બનાવરાવ્યો. જે ગરીબદાસના નામે પ્રસિદ્ધ થયો. તેણે પોતાની બાલ્યાવસ્થાથી દેહાન્ત સુધી શ્રી બાબાજી મહારાજની સાથે રહી ઘણા યત્ન અને નિષ્ટાથી તેમની સેવા કરતાં કરતાં સિદ્ધિનો લાભ મેળવ્યો હતો,તેમનું ચરિત્ર એવું નિર્મળ હતું. એ એવા ત્યાગી તથા પ્રેમી હતા કે સાધુ માત્ર એમના પર શ્રદ્ધાન્વિત રહેતા હતા. અને તેમના નમ્રસ્વભાવ ધૈર્ય, ગુણ,ગુરુની સેવા કરવામાં સર્વ પ્રકારનું કષ્ટ સહેવાનો અભ્યાસ અને સર્વ પર દયા આદિ ગુણોની અત્યંત પ્રશંસા કરતા હતા. તેમનું સ્વરૂપ એવું શાંત હતું કે: તેમને પહેલાથીજ જોઇ હું સમજ્યો હતો કે આ કોઇ અસાધારણ પુરુષ છે અને શાંતિની તો જાણે તે મુર્ત્તિ છે. તેમને જોવાથી જ ચિત્ત પ્રશાન્ત થતું હતું.

શ્રી બાબાજી મહારાજના બીજા ચેલાનું નામ ભગવાનદાસ રાખવામાં આવ્યું હતું. એ કેટલાક દિવસ શ્રી બાબાજી મહારાજની

સેવા કર્યા પછી સાધન ભજન કરી અંતે મુંબાઇની બહુ જ પાસે એક સ્થાનમાં મહન્ત થઇને રહેતા હતા, હાલમાં તો તેમનો દેહાન્ત થઇ ગયો છે.

શ્રી બાબાજી મહારાજના ત્રીજા ચેલાનું નામ ઠાકુરદાસજી હતું. તે મહાન વિદ્વાન હતા અને તીવ્ર વૈરાગ્યને લઇ પરમહંસ વૃત્તિ ધારણ કરી તે ભારતના ઉત્તરાખંડમાં ચાલ્યા ગયા હતા, ત્યારથી તેમની કોઇ ખબર નથી મળી.

ભરતપુરના એક નિષ્ટાવાન તપસ્વી બ્રાહ્મણના પુત્ર શ્રી બાબાજી મહારાજના ચોથા ચેલા હતા જેમનું નામ નરોતમદાસજી હતું. એક દિવસ તે કુવામાંથી પાણી લેવા ગયા; સંયોગવશાત શ્રી બાબાજી મહારાજનું કમન્ડલુ કુવામાં ગબડી પડ્યું જેથી મારના ભયથી તે નાસી ગયા. પછી પોતે પોતાની મેળે સાધન ભજન કરી પ્રતિષ્ઠિત થયા હતા. તેમની સાથે અનેક સાધુઓ રહેતા હતા. અને તે ઘણી મોટી જમાતને લઇ હંમેશાં ફર્યા કરતા હતા. તથા હંમેશાં મહંત જેવા માનને મેળવતા હતા, તેમનો પણ દેહાન્ત થયો છે.

નરોતમદાસજીને મેં એક વાર પૂછ્યું હતું કેઃ શું આપે બાલ્યા વસ્થામાં શ્રી બાબાજી મહારાજને કોઇ પ્રકારે સાધન સાધતાં જોયા હતા? તેમણે કહ્યું: “ એ વખતે તો એ સિદ્ધ થઇ ગયા હતા તેથી તેમના સાધનની સ્થિતિ મેં જોઈ નહોતી. મેં મારી નાની ઉમ્મરમાં તેમની સેવામાં રહેતો વખતે તેમને માત્ર એક જ ક્રિયા કદી કદી કરતાં જોયા હતા. મહિનામા એક કે બે વાર કદી ગરીબદાસજીને અને કોઇ દિવસ મને સાથે લઇ તે કોઇ એકાદ જંગલમાં જતા હતા. એ વખતે અમારી પાસે એક મોટું પવાલું રહેતું હતું. જેમાં અમારી પાસે તે સ્વચ્છ પાણી ભરાવતા હતા. તેમાં અર્ધો શેર પાણી માતું

હતું. એ પાણી ને તે લિંગેદ્રિય દ્વારા બધું ખેંચી લેતા હતા અને કેટલીક વાર પછી પેશાબ કરીને તે પાછું પવાલામાં કાઢતા હતા. તેમણે અમને પહેલાંથી આજ્ઞા કરી હતી તે અનુસાર અમે રૂની બત્તી બનાવી સાથે લઇ જતા હતા. જેવી આરતી વખતે બત્તી હોય છે. તેવી બત્તી સાથે લઇ જતા, પવાલામાંથી લિંગેદ્રિયદ્વારા ખેંચી લીધેલા જળને પાછું પેશાબ દ્વારા પવાલામાં કાઢી ગુરુ મહારાજ કહેતા હતા કે બત્તીને સળગાવી આ પાણીમાં રાખો અને જુઓ કે વગર અડચણે એ બત્તી બળે છે કે નહિં. અમે એ પ્રમાણે કરતા હતા. ઘીથી ભરેલા પવાલામાં રાખવાથી જેવી રીતે બત્તી નિઃશબ્દ સળગે છે, તેવી રીતે આ દીવેટ પણ પાણીમાં સળગતી હતી. એ સ્થિરભાવે બળતી પોતાની આંખો વડે જોતા આસન પર સુતા હતા. તેમની આ એક જ ક્રિયા મેં જોઇ છે; બીજી કોઇ ક્રિયા મેં કદી જોઇ નથી.

શ્રી બાબાજી મહારાજના પ્રથમ ચાર ચેલાઓનાં નામ અમે કહ્યાં છે, તે પછી તેમના અનેક ચેલા થયા હતા. જેમાંના ઘણા બંગાળી છે. તેમાંના ઘણા હજુ સુધી જીવે છે, એથી તેમના સંબંધી વધુ હકીકત અત્રે આપી નથી. શ્રી વૃન્દાવન નિવાસી એક નામીચા ચોરને તેમણે પાછળથી પોતાનો ચેલો બનાવ્યો હતો, આગળ તેના વિષે વધુ ઉલ્લેખ કરવામાં આવશે.

શ્રી બાબાજી મહારાજ એકવાર વિચરતા વિચરતા હાથરસ પધાર્યા. ત્યાંના એક મોટા ધનવાન જમીનદારને કોઇ પુત્ર નહોતો, જમીનદારે ઘણા યત્નથી તેમની સેવા કરી અને અંતે એ વિનતી કરી કે: મહારાજ! મારે પુત્ર નથી થતો. આપની મારા પર એવી કૃપા થાવ કે મને પુત્ર થાય, શ્રી બાબાજી મહારાજ બોલ્યા કે "ઠીક તમે વૃન્દાવનમાં મારે માટે એક ઠાકુરજીનું મંદિર બંધાવી આપવાનું

મને વચન આપો તો તમારે ત્યાં પુત્ર થય. તે ધનવાને કહ્યું: મારે પુત્ર થાય તો હું જરૂર વૃન્દાવનમાં મંદિર બંધાવી આપીશ.

શ્રી બાબાજી મહારાજે કહ્યું: આજથી વર્ષ દિવસની અંદર તમારે ત્યાં પુત્રનો જન્મ થશે. પણ મંદિર નહિ બંધાવી આપો તો તમારો પુત્ર જીવતો નહિં રહે. હું એક વર્ષ પછી ફરી તમારે ત્યાં આવીશ. તે પછી એ જમીન્દારની સ્ત્રી ગર્ભવતી થઇ અને નિયમિત સમયે તેને એક પુત્ર જન્મ્યો. એક વર્ષ થયા પછી શ્રી બાબાજી મહારાજ પાછા પેલા જમીનદારને ત્યાં પધાર્યા. તેમણે તેમનો સત્કાર કર્યો, અને પુત્ર થયાનો આનંદ પણ પ્રકટ કર્યો. પણ તે વૃન્દાવનમાં મંદિર બંધાવવા માટે તૈયાર ન થયો. તેણે કહ્યું: "મારો અહીં મોટો બાગ છે, તેમાં મંદિર બંધાવી આપું, આપ અહિં નિવાસ કરો." આ સાંભળી શ્રી બાબાજી મહારાજે કહ્યું કે: તમે વૃન્દાવનમાં મંદિર બંધાવી આપવાનું વચન આપ્યું હતું, પણ હવે પુત્ર થવાથી અહંકારી થઇ તેં તે તારી પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, એથી આજથી ત્રીજે દિવસે તારો પુત્ર મરી જશે. એમ કહી એમણે એ ધનવાનના સ્થાનનો ત્યાગ કરી ત્યથા થોડે દૂર પોતાનું આસન સ્થાપિત કર્યું અને મહારાજના કહ્યા પ્રમાણે ત્રિજે દિવસે તે ધનવાનના પુત્રનું મૃત્યુ થયું. જેથી તેની સ્ત્રી શોકની મારી રડતી કકળતી અંતઃપુરમાંથી નીકળી શ્રી બાબાજી મહારાજના આસનની સમીપ આવી, તેમનાં ચરણો પાસે પગે પડી રડતી રડતી કહેવા લાગી કે: " મહારાજ, મારા સ્વામીનો અપરાધ ક્ષમા કરો, હું પુત્ર વગરની હતી, આપની કૃપાથી મને પુત્ર થયો હતો, પણ મારા સ્વામીની કુબુદ્ધિને લીધે આપની અવજ્ઞા કરી છે, જેથી મારો પુત્ર મરી ગયો પરંતુ મેં તો કોઇ અપરાધ નથી કર્યો, મારા ઉપર આપ કૃપા કરો, આપ મને આજ્ઞા કરો તે કરવા

હું તૈયાર છું. અને આ પ્રકારે આર્તનાદ કરતી જોઇ શ્રી બાબાજી મહારાજ દયાર્દ્ર થઇ બોલ્યા. "ઠીક તારો એક પુત્ર મરી ગયો છે, તો મારા વચનથી તને ફરી બે પુત્ર થશે અને તે જીવશે જા, હું તમારી પાસેથી કાંઇ પણ લેવા ઇચ્છતો નથી. પરંતુ સાધુને પ્રથમ વચન આપી ફરી ફરી તેનું ઉલ્લંઘન કરવું નહિં.

તે પછી બાબાજી મહારાજ વૃન્દાવનમાં પાછા આવ્યા તે પહેલાં કેમારવનમાં દાવાનલ કુન્ડવાળા અખાડામાં કેટલાક દિવસ રહ્યા હતા. તે દિવસોમાં અનેક સાધુઓ ત્યાં રહેતા હતા. શ્રી બાબાજી મહારાજ ત્યાં રહી ત્રણ ચાર મણ લાકડાં વનમાંથી કાપી માથાપર ઉઠાવી લાવી સાધુઓની સેવા માટે ઉપસ્થિત રહેતા હતા. એ પ્રકારે ત્યાં કેટલાક દિવસ રહી ફરી યમુનાજીના તીરે શ્રી ગંગાજીની કુંજગલીમાં સામેના ઘાટ પર એક ઝાડ નીચે પોતાનું આસન લગાવી તે રહેવા લાગ્યા. અને ગરીબદાસજી તેમની સાથે સદા રહી તેમની સેવા કરતા હતા.

એ ઘાટપર ઘણા સ્ત્રી પુરુષો નિત્ય આવીને ન્હાતાં હતાં. કેટલાક વ્રજવાસીયોએ વિચાર કર્યો કેઃ એ ઘાટમાં ઘણી સ્ત્રીઓ હંમેશાં આવે છે, અને આ સાધુજી અહીં રહે છે; માટે એમની પરીક્ષા કરવી જોઇએ કે એ કેવા સાધુ છે. એ વિચારથી એક દિવસે ગંભીર અંધારી અર્ધ રાત્રિના સમયે જ્યારે સર્વ લોકોએ એક યુવતિને તેમની પાસે મોકલી, શ્રી બાબાજી મહારાજ પોતાના આસન પર સુતા હતા, એ સમયે પેલી સ્ત્રી ધીરે ધીરે જઇ આસનપર જઇ તેમના ભેગી બાબાજી મહારાજને વળગીને સુઇ ગઇ. આ સમયે શ્રી ગરીબદાસજી લગભગ વીસેક હાથ દૂર પોતાના આસન પર સૂતા હતા, પેલી સ્ત્રી શ્રી બાબાજી મહારાજને વળગી એટલે તેમણે ગરીબદાસને બોલાવી કહ્યું કેઃ " ગરીબદાસ! અહીં આવ, દીવો સળગાવી જો જોઇએ

મારા આસન પાસે કોણ છે?" ગરીબદાસે ઉઠી દીવો સળગાવ્યો, તો પેલી સ્ત્રીને પોતાના આસન પાસે સુતેલી જોઇ. શ્રી બાબાજી મહારાજ બોલ્યા:-"તું કોણ છે? આ વખતે તું મારા ભેગી આવી કેમ સૂતી છે?" એ સ્ત્રીએ કહ્યું: "મહારાજ! હું કામથી ઘણી વિવશ થઇ ગઇ છું, જેથી હું તમારી પાસે આવી છું, હું વિધવા છું, મારે કોઇ નથી." શ્રી બાબાજી મહારાજે કહ્યું: "તું કામથી વિવશ થઇ ગઇ હોય તો કોઇ ગૃહસ્થ પાસે જા, અહીં ગૃહસ્થ ઘણા છે," સ્ત્રી બોલી-મહારાજ! તમારા પર મારું મન ઘણું જ ચોટેલું છે. તમને મેં જ્યારથી જોયા છે ત્યારથી તમારા પર મારું મન બહુ મોહિત થઇ ગયું છે. તમે મારાપર કૃપા કરો." એથી ગુસ્સે થઇ શ્રી બાબાજી મહારાજ બોલ્યા: "ગરીબદાસ, તું અહીંથી જરા વેગળો ખસી જા. હું આ રાંડને કાંઇક સાધુની કરામત બતાવું. એ સાધુનું સત્વ ખેંચી લેવા ઇચ્છે છે, એને બતાવી આપું કે સાધુની સાથે રમણ કેવી રીતે થઇ શકે. કલાકની અંદર હું તેનો જાન હમણા જ ખેંચી લઇશ, ત્યારે તેને ખબર પડશે કે, સાધુનું સામર્થ્ય કેવું હોય છે."

આવું કહી એમણે પેલી સ્ત્રીને કહ્યું કે: હવે આવી જા તું મારી પાસે પેલી સ્ત્રી ઘણી જ ડરી ગઇ અને થરથર કંપતી બોલી; "મહારાજ! ક્ષમા કરો, મારો કોઇ દોષ નથી. વ્રજવાસિયોએ આપની પરીક્ષા કરવા માટે મને આપની પાસે મોકલી છે. એથી હું આપને ત્યાં આવી છું. મને ક્ષમા કરો" આ સાભળી તે બોલ્યા; "ઠીક. ચાલી જા, હવે પછી કદી સાધુની પાસે આવી રીતે ન આવવું. બધા સાધુ સરખા નથી. કોઇ કોઇ યોગિરાજ પણ હોય છે.

કેટલાક દિવસ પછી વળી સાયંકાળ પછી શ્રી બાબાજી મહારાજ એકલા એ ઘાટપર પોતાના આસનપર બેઠા હતા, કે એ સમયે

બે રૂપવંતી પંઝાબી યુવતિઓએ આવીને તેમને દંડવત કર્યાં. અને કાંઇક ભેટ મુકીને હાવ, ભાવ અને કટાક્ષની સાથે વાર્તાલાપ કરવો શરૂ કર્યો. કેટલીક વખતે એમજ વાતો કર્યા પછી અચાનક એક જણીએ તેમની ગુહ્યેંદ્રિય પકડી ખેંચવા માંડી. પણ બાબાજીમાં કામવાસના જાગ્રત ન થઇ. ઇંદ્રિયને ઉત્તેજીત કરવાનો યત્ન કરવા છતાં તે કોઇ પ્રકારે સફલ મનોરમા ન થઇ. એટલે પેલી સ્ત્રીઓ શરમાઇ ત્યાંથી ચાલી ગઇ. તેને બીજે દિવસે વૃન્દાવનના ગૌતમબ્રાહ્મણ છન્નુસિંહજી કે જે મોટો પહેલવાન હતો અને હંમેશાં બાબાજી મહારાજ પાસે આવીને ગાંજો પીતો હતો, અને ગપ્પાં મારતો હતો. તે આવીને બાબાજી મહારાજની સાથે વાતો કરવા લાગ્યો. શ્રી બાબાજી મહારાજ પણ ઘણા બળવાન પુરૂષ હતા. અને વ્રજવાસિયોની સાથે સખાભાવ રાખતા હતા જેથી તે પોતાની સાથેના, બરોબરીયાની સાથે મેળ રાખી મિત્રો સમાન હાસ્ય મશ્કરી પણ કરતા હતા. એ દિવસે છન્નુંસિંહ વાર્તાલાપ કરતાં કરતાં બોલ્યો; "બાબાજી તમારી પહેલવાની અને શકિત જાણી લીધી, તમે નામર્દ છો પછી તમારી પહેલવાની કેવી?" આ સાંભળી શ્રી બાબાજી મહારાજે ગયા દિવસની વાત સ્મરણ કરી આ વાકયનો અભિપ્રાય જાણી લીધો. અને તે બોલ્યા. "અરે, તેં મને નામર્દ કેવી રીતે જાણ્યો? જોઈ લે. તારા કરતાં મારામાં કેટલું બળ છે? તારામાં એટલું બળ કદી નહિં હોય. આમ કહી છન્નુસિંહની ખાત્રી કરી આપી જેથી તેનો ભ્રમ જતો રહ્યો અને પોતે દંડવત કરી બોલ્યા; બાબાજી તમે તો યથાર્થ કામજીત પુરુષ છો. જ્યારે એક રૂપવાન યુવતી પણ તમારામાં કામનો સંચાર ન કરી શકી તો પછી એમ જાણ્યું કે તમે જરૂર પુરૂષત્વહીન હશો. પણ આજ તમારા સ્વભાવની મને ખાત્રી થઇ. તમે તો સાક્ષાત મહેશ્વર છો.

એક દિવસે છન્નુસિંહજી શ્રી બાબાજી મહારાજની પાસે બેસી વાતો કરતા હતા. એટલામાં વૃન્દાવનનો એક નામીચો ચોર આવી શ્રી બાબાજી મહારાજની પાસે દંડવત કરી ગાંજો પીવાને માટે બેઠો. તે મનુષ્યનું નામ ગોસાયાં હતું. તે વૃન્દાવનમાં બ્રાહ્મણકુળમાં જન્મ્યો હતો. પણ લુંટારાઓનો સરદાર બન્યો હતો. અને નાના પ્રકારનાં ઉદ્ધત કાર્યો કરતો હતો. તેને કોઇ પણ પકડી શકતું નહોતું. અંતે ગોરાઓની પલ્ટન સાથે લઈ એક જંગલને ચારે તરફથી ઘેરી એક અંગ્રેજી ઓફીસરે તેને પકડ્યો હતો, તે કામમાં તેને ૧૪ વર્ષની શિક્ષા થઇ હતી. ૧૪ વર્ષ જેલમાં રહી તે વૃન્દાવન પાછો આવ્યો હતો. અને સખત મજુરીની સજા ભોગવવા છતાં તેનું ચરિત્ર કાંઇ પણ સુધર્યું નહોતું. તેના અત્યાચારથી સર્વ લોકો ભયભીત રહેતા હતા. તે ગાંજો પીવા માટે શ્રી બાબાજી મહારાજ પાસે જ્યારે આવી બેઠા, ત્યારે છન્નુસિંહજીએ તેમને કહ્યું: "બાબાજી મહારાજ ! આપ આ ચોરને સુધારી દો, બ્રાહ્મણ કુલમાં જન્મ લેવા છતાં તેના જેવો જબરો લુંટારો વૃન્દાવનમાં બીજો કોઇ નહોતો. તેના અત્યાચારથી સર્વ મહેલ્લાવાળા હંમેશાં ભયભીત રહેતા. ૧૪ વર્ષની સખત મજુરીની કેદ ભોગવવા છતાં પણ તેનામાં કાંઇ ફેરફાર થયો નહોતો. આપ સિદ્ધ મહાત્મા પુરુષ છો, એને આપ સુધારી લોકોને ભયથી મુક્ત કરો.'

આ સાંભળી શ્રી બાબાજી મહારાજે ગોસાંયાંને કહ્યું; કે કેમ ગોસાંયાં, તું સાધુ થઇ ચોરીનો ધંધો છોડી મારો ચેલો થઇશ? આ વચનોનો ગોસાયાંના હૃદયપર વિદ્યુતના પ્રવાહ સમાન પ્રભાવ પડ્યો. કેટલીકવાર ચુપ રહી તે બોલ્યો; " મહારાજ ! મનુષ્ય ન કરે એવાં કુકર્મો મેં કર્યાં છે. છતાં શું આપ મને આપનો ચેલો બનાવશો ?" શ્રી બાબાજી મહારાજ બોલ્યા. હા, ગોસાયાં હું તને ચેલો કરીશ, તું

હમણાં બજારમાં જઇ એક તુળસીની કંઠી લઇ આવ. એ કંઠીને તારા ગળામાં બાંધીને આજ જ હું તને મારો ચેલો કરી લઇશ. ” ગોસાયાં તરતજ બજારમાંથી કંઠી લઈ આવ્યો. અને બાબાજી મહારાજે શંખ વગાડી તેના ગળામાં કંઠી બાંધી તેને દીક્ષા આપી, ત્યારથી ગોસાયાંની આકૃતિમાં ફેરફાર થઇ ગયો. ચોરી કરવામાં તેમ લોકો ઉપર અત્યાચાર કરવાની તેની અભિલાષા જતી રહી. તે એક પ્રેમી અને શ્રદ્ધાળુ સાધુ બની ગયા. તેણે યમુનાજીના તટપર શ્રીવૃન્દાવનના એક એકાન્ત ઉપવનમાં પોતાનું નિવાસસ્થાન બનાવ્યું, અને ત્યાં રહી તે આખો દિવસ ભજન કરવા લાગ્યો, માત્ર સંધ્યાકાળ પછી જયારે એ એકવાર શહેરમાં જઇ કોઇની દુકાનની પાસે ઉભો રહેતો હતો, ત્યારે દુકાનદાર જાતે ગમે તો પહેલાંના ભયથી અથવા તો કોઇ બીજા કારણથી, તેને ભોજનને માટે દુધ, પુરી, આદી લાવી આપતો હતો. કદી કદી સાધુઓની જમાતમાં તે જતો હતો, અથવા તો ચિત્ત વિનોદાર્થે કે પૂર્વ સ્વભાવને વશ થઇ એકનો લોટો બાજાની પાસે અને બીજાનો ત્રીજાની પાસે સંતાડી દેતો. સર્વ લોકો આ ગોસાંયાનું કામ માની ચોર ગોસાયાં કહી હસવામાં વાત ઉડાવી દેતા.

ગોસાયાં પણ પોતાની પૂર્વની ચોરવૃત્તિ અને દીર્ઘ કારાવાસ સંબંધી સ્વ રચિત એક લાંબુ ગીત ગાઇ સંભળાવી સર્વ લોકોને પ્રસન્ન કરતો હતો. એવી રીતે જબરો લુંટારો પણ શ્રી બાબાજી મહારાજની કૃપાથી પ્રેમી સાધુ બની ગયો.





## પ્રકરણ ૬ ઠું

### શ્રી વૃન્દાવનમાં આવી ગંગાજી કુંજમાં વાસ



એ ઘાટ પર વૃક્ષની નીચે શ્રી બાબાજી મહારાજને જોઇતી સર્વ વસ્તુઓ વગર માગે લોકો લાવી લાવીને આપી જતા. એ ત્રણ રૂપિયાનો ગાંજો અને ચરસ તો રોજ આવતો હતો અને એવી રીતે ખાવાની સર્વ સામગ્રીયો પણ આવતી હતી. આ વૈભવને જોઇ ચોરોએ વિચાર કર્યો કેઃ શ્રીબાબાજી મહારાજે બહુ જ રૂપિયા એકઠા કરીને રાખી મૂકયા હશે એથી રાત્રિના ચોર દિવસે સજ્જન બનીને ફરતા હતા. ચોરોમાં કોઇ બ્રાહ્મણ, કોઇ ક્ષત્રિય તથા કોઈ બીજી જાતના મનુષ્યો હતા. તેમાંના ઘણા તો દિવસે શ્રી બાબાજી મહારાજના પાસે આવી બેસતા, તમાકુ ગાંજો પીતા અને ગપ્પાં મારતા હતા, એક દિવસ સવારે એવા ત્રણેક ભદ્રવંશોદ્દભવ વૃન્દાવન વાંસી ચોરો તેમની પાસે બેસી વાતો કરતા કરતા એવા ઉકળી પડયા અને બોલ્યા કેઃ—' બાબાજી સિંહની માફક નિર્ભય થઇને વાતો કરો છો, તેનું ફળ એક દિવસે રાત્રે સારી રીતે મેળવી લેજો'' એ સાંભળી બાબાજી મ્હારાજ બોલ્યા "હું સારી રીતે જાણું છું કેઃ તમે લોકો, ચોર બદ–

માસ છો, પણ હવે તમે એટલા બધા ઉદ્ધત બની ગયા છો કે તમે સાધુને પણ ધમકાવવા લાગ્યા. ઠીક હું કહું છું કે તમે આજે જ પોલીસના હાથમાં પકડાઇ જશો.” ચોરોએ કહ્યું: અરે, રહેવા દે બાબાજી તારી સિદ્ધાઇ, અમને પકડનારૂં તો કોઇ જ નથી. ‘ એમ કહી અવજ્ઞાપૂર્વક તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. પરંતુ એ પછી થોડીજ વારમાં પોલીસે કોઇ ચોરીના ગુન્હા માટે એ ત્રણેને પકડી કોર્ટમાં રજુ કરી દીધા. ત્રણે જામીન આપી છુટયા તેમના કેસની મુદત પડી, તેમાંથી બે તો જામીનપર છુટતાં જ બાબાજી મહારાજ પાસે આવ્યા અને હાથ જોડી તેમનાં ચરણોમાં પડી બોલ્યાઃ “ મહારાજ અમે તો આપના બાળકો છીએ, અમારા પર આપ કૃપા કરો, અમારા અપ-રાધને ક્ષમા કરો, અમને પોલીસ પકડીને કોર્ટમાં લઇ ગઈ હતી ત્યાંથી અમે જામીનપર છુટી ચાલ્યા આવ્યા છીએ, હવે જો અમારા પર આપની કૃપા નહિં થાય તો અમને શિક્ષા થશે. આપ અમારો અપરાધ ક્ષમા કરો, અમે ફરી કદી આવો અપરાધ નહીં કરીએ ત્યારે બાબાજી મહારાજ બોલ્યા, તમે એવી પ્રતિજ્ઞા કરો કે: તમારે ફરી કદી સાધુઓની સાથે આ પ્રકારે તકરાર ન કરવી અને ચોરી પણ હવેથી ન કરવી.” તેમણે કહ્યું: “ નહીં, કદી પણ નહિં કરીએ. ” ત્યારે શ્રીબાબાજી મહારાજે પ્રસન્ન થઇ કહ્યું, સારૂં જાઓ તમે બન્ને જણ છુટી જશો. તે બન્ને દંડવત કરીને ચાલ્યા ગયા; મુકદમાની તારીખે એ બંને છુટી ગયા. પણ ત્રીજાને ચાર માસની સજા થઇ, તેણે અપીલ કરી પણ તે નિષ્ફળ ગઇ; લોઢાની બેડીઓ પહેરાવી તેને મથુરાંથી વૃન્દાવન જતી સડકની દુરસ્તી કરવાના કામપર માટી ખોદવા માટે કામે વળગાડતા હતા.

એક દિવસ શ્રી બાબાજી મહારાજે મથુરાંથી વૃન્દાવન આવતી

વખતે માર્ગમાં સડક પર પેલા ચોર બ્રાહ્મણને માટી ખોદતાં જોયો હતો. તે ચોરે પણ મહારાજને જોઇ સડકપર દંડવત કર્યાં તથા રડતાં રડતાં કહ્યું: "મહારાજ આ વેળા તો હું નિર્દોષ હતો, તથાપિ આપના અભિશાપથી આ કષ્ટ ભોગવી રહ્યો છું. અમે વ્રજવાસી આપનાં અબોધ બાળકો છીએ. મને આટલી કઠીન શિક્ષા કરવી એ શું આપને યોગ્ય ગણાય? આટલા કલેશને જોઇ અને તેની નમ્રતાથી દયાર્દ્ર થઇ શ્રી બાબાજી મહારાજે કહ્યું: ઠીક ફરી સાધુઓને કદી કષ્ટ ન દઇશ આજથી ત્રીજા દિવસે તું કેદમાંથી છુટી જઇશ." એણે કહ્યું: 'મહારાજ એ શી રીતે બનશે! મારી અપીલ પણ સાંભળી હ્હોતીને!" તેમણે કહ્યું "અરે સંતોના વચન પર હજુ પણ તને વિશ્વાસ નથી આવતો! મારૂં વચન કદી જુઠું નહીં પડે." આ સાંભળી પ્રસન્ન થઇ તેણે ફરી દંડવત્ કર્યાં, પછી એ ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી ત્રીજે દિવસે રાજકીય હુકમ આવ્યો કે: દરેક જેલમાંથી ત્રણ ત્રણ કેદીને છોડી મુકવા. આ હુકમ અનુસાર આ બ્રાહ્મણને પણ છોડવામાં આવ્યો અને તે શ્રી બાબાજી મહારાજ પાસે વૃન્દાવનમાં આવી તેમની આગળ સાષ્ટાંગ દંડવત્ કરીને તેમના મહિમાનું વર્ણન કરવા લાગ્યો.

શ્રી વૃન્દાવનમાં એકવાર કુંભનો મેળો ભરાતાં શ્રી બાબાજી મહારાજનો સમસ્ત સાધુ મંડળે વ્રજધામના મહન્તપદ પર અભિષેક કર્યો. ઘણા સાધુઓ ગાંજો અને ચરસ પીવે છે. વ્રજવાસી પણ ઘણા ગાંજો અને ચરસ પીવે છે. એક ગૌતમ વ્રજવાસીએ સાધુઓના બળની પરીક્ષા લેવા માટે દાઉજીથી એક મોટી ભારે ચલમ બનાવી મંગાવી, તેમાં એકદમ સવાસેર ચરસ ભર્યો. ચરસ ભરવામાં પ્હેલાં ચલમમાં તમાકુ ભરી તે તમાકુની વચ્ચે ચરસની ગોળી રાખવામાં

આવે છે તે ઉપર બીજી તમાકુ ભરી એ તમાકુ ઉપર સળગતા અંગારા રાખવામાં આવે છે. પછી ચલમને હાથે પકડી મોથી દમ ખેંચી ધુમાડી કાઢવામાં આવે છે. જોરથી ખેંચવાથી ઉપરની તમાકુ સળગવાથી ચરસ સુધી આગની આંચ પહોંચે છે. અને ચરસ ધકધક બળવા લાગે છે. એ સમયે ચલમ ઉપર અગ્નિ શિખા જણાય છે. તેને ચરસ ઉડાવવો એમ કહે છે. સવાશેર ચરસનો ગોળો એકદમ ચલમમાં ભરવામાં ઓછામાં ઓછી સવાશેર ગડાકુ તમાકુ જોઇએ એ રીતે સવાશેર ચરસ એક મોટી ચલમમાં ચઢાવી તેને એક લોઢાની સાંકળે બાંધી એ વ્રજવાસીએ એક વૃક્ષની ડાળે તે લટકાવી દીધી અને કહ્યું. "જેનામાં સામર્થ્ય હોય તે આવીને ચલમ ઉડાવે." ઘણાએ યત્ન કર્યો પણ કોઇથી આ ચલમમાંથી ધુમાડો સરખો પણ કાઢી શકાયો નહિં, અંતે કેટલાક સાધુઓ એકઠા થઇ શ્રી બાબાજી મહારાજને ત્યાં જઇ તેમને કહ્યું કે: "મહારાજ ! એક વ્રજવાસી સવાશેર ચરસ એક ચલમમાં ભરીને કહે છે કે: જે સાધુમાં સામર્થ્ય હોય તે આવે. અમે યત્ન કર્યો પણ ધુમાડી સરખી ન નીકળી. આપ જ જો જઇ સાધુઓનું માન સાચવો તો બને.

તેમણે કહ્યું સારૂં, હું જઉં છું; પોતે ગરીબદાસજીને સાથે લઇ જ્યાં ચલમ લટકાવી હતી ત્યાં ગયા અને કહ્યું "ઠીક, ગરીબદાસ. તુ પહેલાં એને સળગાવ." ગરીબદાસજીએ સાંભળી જોરથી દમ મારી, કંઇક ધુમાડી નીકળી પણ ચલમ ઉડી નહિં. ત્યારે શ્રી બાબાજી મહારાજે જાતે જઇ એવી રીતે દમ મારી કે બધો ચરસ એકદમ ધકધક સળગી ઉઠયો અને તેની શિખા વૃક્ષ ઉપર જઈ પહોંચી, સર્વ લોક બૂમ પાડી "જય, જય, કરવા લાગ્યા અને આ વ્રજવાસીયોએ પણ પ્રસન્નતાથી ભેટ ચઢાવી તેમની પૂજા કરી.

શ્રી બાબાજી મહારાજની ધુમ્રપાનની શકિત વિષે બીજી એક કીર્તિકર ઘટનાનો અત્રે ઉલ્લેખ કરીએ છીએ, એકવાર પોતે શ્રી ગરીબદાસજીને સાથે લઇ ભરતપુરથી લગભગ બશેર ગાંજો સાથે રાખી શ્રી વૃન્દાવન જતા હતા. અંગ્રેજી રાજ્યમાં એટલો ગાંજો સાથે રાખવો એ કાયદા વિરૂદ્ધ ગણાય છે. પોલીસ તેમને પકડી મેજીસ્ટ્રેટ પાસે લઇ ગઇ. સાહેબે કહ્યું કેઃ તમે આટલો ગાંજો કેમ લઇ જાઓ છો, કેવી રીતે વેચશો ? તેમણે કહ્યુંઃ હું એટલો તો એકબે રોજમાં પી જાઉં છું. સાહેબે કહ્યું કે આટલો બે દિવસમા પી જાઓ છો ? ઠીક બતાવો જોઇએ, તેમણે ગરીબદાસજીને અર્ધો અર્ધો પાશેર ગાંજો ચલમમાં ચઢાવવાની આજ્ઞા આપી. અને તે સાહેબ અને મડમની સામે જ ચલમમાં દમ લગાવા લાગ્યા કે અગ્નિજવાળા ભકભક કરતી ચલમ ઉપર સળગી ઉઠી જે જોઇ મડમે ભયથી બૂમ પાડી સાહેબને કહ્યું કે "અરે આમને છોડી દો.' સાહેબે તેમને કહ્યું. ઠીક, સીતાપાદ્રી, તમને ચરસનું લાઇસન્સ આપીશું કે પછી તમને કોઇ પકડશે નહિં. શ્રી બાબાજી મહારાજ બોલ્યા મારે લાઇસન્સની જરૂર નથી કોઇ પકડશે તો ફરી આવી રીતે પીને બતાવી દઇશું પછી સાહેબે અને મડમે હસીને કહ્યું. "ઠીક જાઓ રજા છે."

એકવાર ઉજ્જૈનના કુંભ મેળામાં કેટલાક દિવસ પહેલાંથી જ અનેક સંન્યાસીઓ પહોંચી ગયા. તેમાં એક શ્રેષ્ટ તપસ્વી સન્યાસી હતા. જેમનામાં ઘણી અલૌકિક શકિતયો હતી. ઉજ્જનનો રાજા તેમની વિભૂતિયો પર મુગ્ધ થઇ તેમનો શિષ્ય થયો હતો. જેથી સન્યાસિયોએ ઉત્સાહ અને હર્ષથી ફુલાઇ જઇ કુંભ મેળાના સમસ્ત સ્થાનોપર પોતાનો અધિકાર જમાવી લીધો અને નિશ્ચય કર્યો કે, સાધુઓના કોઇ પણ મંડલને મેળામાં સ્થાન ન આપવું. સાધુઓ

યથાસમય મેળામાં હાજર થયા. પણ સંન્યાસિઓએ તેમના નિર્દિ
સ્થાનમાં પ્રવેશ કરવા ન દીધો. જેથી તેમને મેળાની બહાર એક
થવું પડ્યું. લગભગ ૬૦ હજાર સાધુઓ મેળાની બહાર એકત્રિત થઇ
પણ સંન્યાસિયોની સંખ્યા એથી પણ વધુ હતી, અને રાજાને અ
કૂળ જાણી તેમનો ગર્વ પણ વધી ગયો હતો. એથી સાધુઓને
સાહસ ન થયું કે: તેમની સાથે લડીને પોતે પોતાના નિર્દિષ્ટ સ્થા
પર અધિકાર જમાવી લે. મેળામાં જવાનું ન મળવાથી સર્વ સાધુએ
એકી સાથે ત્યાંથી પાછા ફરવા લાગ્યા વ્રજના મહન્તનો પણ પ્રત્યે
કુંભ મેળામાં જવાનો નિયમ હોય છે. એથી શ્રી બાબાજી મહારાજ
પણ કેટલાક સાધુઓને સાથે લઇ ઉજ્જેન તરફ જતા હતા. તેમ
પાછા ફરતા પેલા સાધુઓના મહન્તોએ કહ્યું કે: "તમે મેળામાંથ
કેમ પાછા આવો છો ? હજુ તો મેળાની તિથી પણ આવી નથી.'
મહન્તોએ કહ્યું; " અમે ૬૦ હજાર છીએ ખરા, પણ સંન્યાસીએ
અમારાથી વધારે છે. અને રાજાને ચેલો બનાવી શકિતસંપન્ન થઇ
ગયા છે. અને તેમણે અમારા નિર્દિષ્ટ સ્થાનો પર અધિકાર જમાવ
લીધો છે. અમે જો ત્યાં પ્રવેશ કરવા ઇચ્છીએ તો તોફાન થવાને
સંભવ છે, એથી અમે ત્યાંથી પાછા ફર્યા છીએ, એ સાંભળી શ્રી
બાબાજી મહારાજ બોલ્યા, "તમે વ્યર્થ સાધુ થયા છો, જો તમે
મૃત્યુથી ડરતા હો, તો તમારે ઘરમાં જ રહેવું હતું. સાધુ થઇ મૃત્યુથી
ડરવું એ યોગ નથી. જો તમારે તમારા નિર્દિષ્ટ સ્થાનો પર જવાના
પ્રયત્નથી લડાઇ થાત તો તેમાં હાનિ પણ શી હતી ? સંન્યાસીઓ
શિવજીની ઉપાસના કરે છે, તેમણે શિવજીની શ્રેષ્ટતા પ્રદર્શિત કરી
તમારા લોકોનાં સ્થાન પર અધિકાર જમાવી દીધો છે, તમે વિષ્ણુના
ઉપાસક છો, અને વિષ્ણુની શ્રેષ્ટતાનાં કીર્તન કરો છો. તમે તેમના

મહિમાનું કીર્તન કરતા, તમારા સ્થાન પર અધિકાર મેળવવા માટે કદાચ લડાઇ કરત તો તમે સર્વ ' વિષ્ણુ વિષ્ણુ ' કરતા પ્રાણ ત્યાગ કરી વૈકુન્ઠ ધામમાં જાત. અને સન્યાસી લોકો ' શિવ શિવ ' કરતા પ્રાણ ત્યાગ કરી શિવલોકને પ્રાપ્ત કરત. એમાં બંનેનું કલ્યાણ થાત. તમારે કાયરપુરુષોની માફક પાછા આવવું એ અનુચિત થયું છે. એથી તો તમે તમારા ઉપાસ્ય દેવ વિષ્ણુ પર કલંગ લગાડ્યું છે. તેમના આ વાકયથી સર્વ સાધુઓ ઉત્તેજીત થઇ બોલ્યાઃ ' મહારાજ! અમે અનર્થ કર્યો છે. અમારા આગળ આપ ચાલો, અમે સાઠહજાર તમારી સેના બનીને તમારી પાછળ પાછળ ચાલીએ છીએ. " એમ કહી તેમણે એક બીજા મહન્તના હાથીને શ્રી બાબાજી મહારાજની સામે લાવીને ઉભો રાખ્યો. એ ઉપર ચઢીને પોતે સર્વની આગળ આગળ ચાલ્યા અને સમસ્ત સાધુ દલે તેમનું અનુસરણ કર્યું. પરંતુ મેળામાં આ લોકો જતાં જ મહારાજનું સ્વરૂપ જોઇ સંન્યાસી લોકો મોહિત થઇ ગયા. તેઓ ભયભિત થઇ સાધુઓના નિર્દિષ્ટ સ્થાનને છોડી પોતાના જ નિર્દિષ્ટ સ્થાનપર જઇ તેમણે પોત પોતાનાં આસન લગાવ્યાં, એટલે સાધુઓએ જયધ્વનિ કરતા પોતાના નિર્દિષ્ટ સ્થાનો પર આસન લગાવ્યાં. અને તે પછી કોઇ કોઇ સાધુ તો સન્યાસિયો પર અત્યાચાર પણ કરવા લાગ્યા. એક ઉદ્ધત સ્વભાવના સાધુએ તો એક સન્યાસીને મારી પણ નાખ્યો. આ વાત જાણી રાજના અમલદારોની સાથે એક અંગ્રેજ ઓફીસર ત્યાં આવ્યો, તેણે શ્રી બાબાજી મહારાજને પૂછ્યું કેઃ ખુન કોણે કર્યું છે? તેને તમે પકડાવી દો. તેમણે કહ્યુંઃ " હું મારા આસનપર બેઠો છું, બીજા સાધુ પણ પોત પોતાના આસન પર બેઠા છે. એમાંથી કોણે ઉઠીને લડાઇ કરી ખુન કર્યું એ હું કેવી રીતે જાણી શકું? તમારા રાજ્યમાં કેટલાય લોકો

ખરાબ કામો કરે છે તે સર્વને તમે જાણી શકો છો ? તમારી સામે જ સાધુઓનું દલ પડેલું છે, તેમાંથી ગુન્હેગારને શોધી લ્યો."

જેણે ખુન કર્યું હતું તે કંઇક છુપાઇ ગયો હતો, એથી અપરાધી ન મળતાં સાહેબ નિરાશ થઇ પાછો ગયો. કુંભનો મેળો પણ નિર્વિઘ્ન સમાપ્ત થઇ ગયો, એકવાર સાધુઓની એક મોટી જમાતને સાથે લઇ શ્રી બાબાજી મહારાજ કંઇક જતા હતા. જમાતના સાધુઓની ચાલવાની પદ્ધતિ એવી છે કે: તે રાત્રિના અંતિમ ભાગમાં ઉઠી શૌચ સ્નાનાદિ કરી પોત પોતાના ઠાકોરજીની પુજા કરી મંગલ આરતી કરે છે. તે પછી પોતપોતાનું આસન ઉઠાવી સૂર્યોદય પહેલાંજ ચાલવા લાગે છે. અને બપોરના વખતે કોઈ સ્થલમાં પહોંચીને ગામની બહાર એવા ઠેકાણે ઝાડની છાયામાં પોત પોતાનાં આસન લગાવે છે કે જ્યાં પીવાને માટે સ્વચ્છ જળ પણ મળી શકે.

ભારતના પશ્ચિમ ભાગમાં સાધુઓની જમાત જે ગામમાં જાય છે તે ગામના લોકો દર્શનને માટે આવી તેમને દંડવત્ કરે છે અને સાધુઓની જેટલી મૂર્તિઓ હોય છે તેમની સંખ્યા અનુસાર લોટ, દાળ મીઠું આદિ સામગ્રી સર્વ ગામવાળા મળીને એકત્રિત કરી સાયંકાળ થતા થતામાં તો મહંતજીની પાસે પહોંચાડી દે છે. તે પછી મહન્તની આજ્ઞાથી બે ચાર સાધુ એમના આસન પાસે આવી એ સામગ્રીયોને લઇ દરેક સાધુના આસનની પાસે પહોંચાડી દે છે એથી કદી એમ પણ બને છે કે કોઇ સાધુની પાસે પાંચ મૂર્તિયો હોય તો તે કદાચિત દશ મૂર્તિયોના જેટલો સામાન માગી લે છે. એ માટે કદી કદી ઝગડો પણ થાય છે. શ્રી બાબાજી મહારાજ સાધુઓની જે જમાતને લઇ જતા હતા તેમાં પણ કોઇ કોઇ દિવસ એ પ્રકારે ઝઘડો, કલેશ ઉપસ્થિત થતો હતો, એ જમાતમાં એક પ્રાચીન પરમહંસ

હતા. તે એવા કલહથી ખેદ પામી એક દિવસે શ્રી બાબાજી મહારાજ પાસે આવી બોલ્યા. તમારા સમ્પ્રદાયનો વૈરાગ્ય કાંઇ કામનો નથી ખાલી પેટનો વૈરાગ્ય છે. પેટને માટે આખો દિવસ લડયા કરે છે. "સમસ્ત સમ્પ્રદાયની આ પ્રકારે તીવ્ર અવજ્ઞા સાંભળી શ્રી બાબાજી મહારાજ તત્કાલજ દીન ભાવથી હાથ જોડી પરમહંસજીની આગળ બોલ્યા કે: " મહારાજ! વૈરાગ્ય કેવો હોય! આપ કૃપા કરીને તેનો મને ઉપદેશ આપો, આજથી હું આપના ઉપદેશ માફક ચાલીશ" પરમહંસજી પ્રસન્ન થયા અને પોતાને ગુરૂસ્થાનમાં સ્થાપ્યા એમ સમજી બોલ્યા "બચ્ચા, વૈરાગ્ય એવો હોય છે કે: કોઇએ કોઇ ચીજ તમારા આગળ લાવી મૂકી તો તેમાંથી આપણા પ્રયોજનો માફક કાંઇક લઇ લેવું, એ રીતે જે કાંઇ મળે તેમાં જ સંતોષ માની લેવો. કદી કોઇ વસ્તુ ન મળે તો પણ એવીજ રીતે સંતોષ માની લેવો કોઇ પાસે કાંઇ માગવું નહિં, પોતાના મનમાં સદા સંતોષ રાખવો. એ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યા " મહારાજ, આજથી અમારૂં આસન આપના આસનની પાસે રહેશે. અને આપે જેમ બતાવ્યું તેમ અમે કરીશું બીજા સાધુ એવું કરે કે ના કરે, તે જુદી વાત છે, પણ હું તો આપે જેમ કહ્યું તેમજ કરીશ. તે પછી બીજા સાધુઓના મુખ્ય મુખ્ય સાધુઓને એકાન્તમાં બોલાવી તેમણે ચુપકીથી કહ્યું કે: આજથી તમારે માટે રિદ્ધિ સિદ્ધિ નહિં આવે. તમે ગામમાં જઇ થોડા દિવસ સુધી માગીને ગુપચુપ તમારો ગુજારો કરી લેજો, જમાતની પાસે બીજી સિદ્ધિ નહિં મળે. પરમહંસને કાંઇક બતાવવું જોઇએ." એ દિવસે તો સાધુઓને પહેલાંથી જ ભોજન સામગ્રી વ્હેંચી દીધી હતી. તેમણે રસોઇ બનાવી ઠાકુરજીને ભોગ લગાવી પ્રસાદ લઇ લીધો હતો. બીજે દીવસે પ્રાતઃકાલે નિયમાનુસાર

એ સ્થાનમાંથી જમાત ઉપડી અને મધ્યાન્હ સમયે બીજા ગામમાં પહોંચી. પરંતુ એ દિવસે એ ગામમાંથી કોઇ પણ સાધુઓને માટે સામાન આપી ગયું નહિં. સાધુઓએ તો ગામમાં જઇ એક એક ઘેર ભિક્ષા માગી ચુપચુપ ખાઇ લીધું, માત્ર શ્રી બાબાજી મહારાજ અને પરમહંસજી પોતે પોતાના આસનેથી ઉઠયા નહિં, એ બેજ ભૂખે રહી ગયા. શ્રી બાબાજી મહારાજ ગાંજા, ચરસ, ભાંગપીતા હતા પરમ હંસજી તો એ પણ પીતા નહોતા, તે માત્ર પાણી પીને રહ્યા, બીજે દિવસે જમાત ઉઠી અને એક ગામમાં જઇ પહોંચી ત્યાં પણ લોકોએ સામાન ન આપ્યો, શ્રી બાબાજી મહારાજ અને પરમહંસજી ઉપ- વાસ કરવા લાગ્યા અને બીજા સાધુઓ તો ગામમાં જઇ ભિક્ષા માગી લાવી પૂર્વવત ચુપચુપ ભોજન કરી આવતા એ રીતે દિવસ પર દિવસ વિતવા લાગ્યા. પરમહંસજી વારંવાર ગભરાવા લાગ્યા. આઠમા દિવસે પરમહંસજીનામાં ચાલવાની શકિત પણ રહી નહિં. તે અકુળ વ્યાકુળ થયા અને આર્તનાદે બોલ્યા: "બાબા ! હવે તો મારા પ્રાણ નીકળે છે, અન્નના અભાવથી હૂં ગભરાઉ છું" શ્રી બાબાજી મહારાજે આ સાંભળી ફરી હાથ જોડી પરમહંસજીને કહ્યું: "પરમહંસજી! આપ આર્તનાદ કેમ કરો છો? મને અન્ન આપો, આપને માટે શું કરૂં" પરમહંસે કહ્યું: બાબા ભૂખને લીધે મારા પ્રાણ નીકળી રહ્યા છે, બોલવાની પણ શકિત રહી નથી, તમે ગામમાં જઇ કાંઇક ખા- વાની સામગ્રી લાવી મને આપો. નહિં તો મારા પ્રાણ નીકળી જશે."

આ સાભળી શ્રી બાબાજી મહારાજ ફરી હાથ જોડી બોલ્યા: "મહારાજ! વૈરાગ્ય કોને કહે છે! આપે તો કહ્યું હતું કે: કોઇની પાસે માગવાથી વૈરાગ્ય નથી રહેતા હવે અમને માગવાનો ઉપદેશ કેમ આપો છો? આ સાભળી પરમહંસ ચેત્યા, અત્યારે તે સમજ્યા

કે એમણે વૈરાગ્યની અવજ્ઞા કરીને મહાન અપરાધ કર્યો છે. એ હાથ જોડીને બોલ્યાઃ "બાબા મારાથી મોટી કસુર થઇ છે. તમે ક્ષમા કરો; અમે અજ્ઞાન છીએ. વૈરાગ્યના મહાત્મ્યની મને ખબર ન્હોતી. અમારી કસુર તમે માફ કરો હું મારો કાન પકડું છું. ત્યારે શ્રી બાબાજી મહારાજ પ્રસન્ન થઇ બોલ્યાઃ પરમહંસજી! આપ કાઇ ચિન્તા ન કરો. હમણાં જ ગામના લોકો સર્વ સરસામાન લઇ તમારી સામે હાજર થશે. વૈરાગ્યની એવી નિંદા ફરી ન કરશો. વૈષ્નવ લોકો મહા લીલા ચતુર હોય છે. એમના પ્રભાવને સમજવું એ કઠણ વાત છે. એ સર્વ લીલા કરતા ફરે છે, કયા ઘટમાં કેવો પુરૂષ વિરાજમાન છે તેની સર્વને ખબર નથી પડતી."

શ્રી બાબાજી મહારાજ એવી વાતો કરે છે યાં તો ગામના લોકો ખાવાનો સામાન માથે મુકી આવતા જણાયા. અને થોડી જ વારમાં બધી જમાતને માટે ખાવાની સામગ્રી લાવી ગામવાળાઓએ શ્રી બાબાજી મહારાજ આગળ હાજર કરી. પરમહંસજી પણ યોગ્ય શિક્ષા પામી નમ્ર થયા.

## વ્રજ પરિક્રમા

દરવર્ષે જન્માષ્ટમી પછી દસમથી ચોરાસીકોશની વ્રજપરિક્રમા ચાલુ થાય છે, ત્યારે ઘણા સાધુઓ એકઠા થઇ વ્રજમન્ડલની પરિક્રમા કરે છે, નિયમ એવો છે કેઃ વ્રજના મહન્તે પણ એમની સાથે દરવર્ષે યાત્રા કરવી. એથી શ્રી બાબાજી મહારાજ પણ દરવર્ષે પરિક્રમા કરતા હતા. મથુરાજીમાં જ્યાં ભુતેશ્વર મહાદેવજી વિરાજે છે, ત્યાંથી પરિક્રમાનો આરંભ થાય છે. સાધુ લોકો લગભગ દોઢ મહિનામાં પરિક્રમા સમાપ્ત કરે છે. જે દિવસે પરિક્રમા પુરી થઇ જાય છે એ દિવસે સાધુઓની જમાત મથુરાજીમાં પાછી આવી જ્યાં કોક-

ર્ણ્.યા મહાદેવ છે એ સ્થાનમાં કેટલાક દિવસ ટકતી હતી. તે પછી જમાત વેરાઇ જતી અને સર્વ લોકો પોતપોતાના સ્થાનમાં ચાલ્યા જતા હતા: જમાત જેટલા દિવસ ગોકર્ણ મહદેવજી પાસે રહેતી હતી. એટલા દિવસ મથુરાંના નિવાસીઓ સાધુઓના ભોજનનો સામાન હાજર કરી દેતા. એક વાર પરિક્રમા પૂર્ણ થયા પછી શ્રી બાબાજી મહારાજે એ ગોકર્ણ મહાદેવજી પાસે આવી પોતાનું આસન જમાવ્યું અને સાધુઓની જમાત પણ ત્યાં પડી. એ વખતે આ સાધુઓમાં કોઇ કોઇ સાધુ ઘણા ક્રોધી હતા. શહેરમાં તેમણે ગૃહસ્થોને ઘેર જઇ દુધ લુંટવા માટે ઘણા ઝઘડા કર્યા, જેથી શહેરના માણસોએ ગુસ્સે થઈ પહેલા દિવસે સાધુઓને માટે ખાવાની સામગ્રી ન પહોંચાડી એટલે કેટલાય સાધુ વગર ખાધે રહી ગયા. સાધુઓને વિશ્વાસ હતો કે નાગાજીના વરદાનથી તેમને દુધ લુટવાનો અધિકાર છે. જે હોય તે ખરૂં પણ તે વખતે પહેલા દિવસે તો સાધુઓને ભૂખે રહેવું પડ્યું.

બીજે દિવસે મથુરાંના લોકો સાધુઓનાં દર્શન કરવા માટે ત્યાં ગયા, જેમાંથી કેટલાક બાબુલોકો તો જોડા પહેરીને શ્રી બાબાજી મહારાજની ધુણી પાસે આવીને બેઠા. પણ એક સાધુએ વિપરિત આચરણ જોયું ' અરે ! તમે સર્વ કેવી રીતે જોડા પહેરીને મહાત્માની ધુણી પાસે આવીને બેસી ગયા છો ? એ સાંભળી તેમાંના એકે કહ્યું "અરે! જોડા પહેરીને બેઠા તો તેમાં શું થયું ?" આ સાંભળી પેલા સાધુએ ગુસ્સે થઇ એક બે ગાળો દીધી, પેલા મથુરાંવાસીએ ગાળો સાંભળી કહ્યું: "અરે, સર્વ પેટ માટે વેરાગ લે છે, અમે સર્વ જાણીએ છીએ, સર્વ મોટા મોટા મહન્ત બની બેસે છે અને અહીં આવી માલ મશાલા ઉડાવે છે, " આ અવજ્ઞાસૂચક વાક્ય સાંભળી શ્રી બાબાજી મહારાજે માત્ર એકજવાર તેની તરફ તીવ્ર દ્રષ્ટિથી જોયું.

પણ મોઢેથી કાંઇ પણ ન કહ્યું: તથાપિ એ દ્રષ્ટિનો પ્રભાવ એવો પડયો કે તે જ્યાં ઉભો હતો ત્યાં જ ભૂમિપર તત્કાલ જ છતાપાટ પડયો, અને તરફડીયાં મારવા લાગ્યો, બીજા મથુરાંના લોકો જે જમા તનાં દર્શન કરવા આવ્યા હતા તે તેની શુશ્રુષા કરવા લાગ્યા, પરંતુ એ તો જોજોતામાંજ મરી ગયો, લોક હાય હાય કરતા તત્કાલજ તેના શબને ત્યાંથી ઉંચકી લઇ ગયા, તે પછી નગરના લોકોએ આવી સાધુઓની ક્ષમા માગી અને તેમની સેવા કરવા લાગ્યા, પરંતુ તે વખતે ગોકર્ણના મહન્તની સાથે કાંઇ ગરબડાટ થવાથી શ્રી બાબાજી મહારાજે કહ્યું કે: "હું હવે પછી કદી અહિં આવી આસન લગાવીશ નહિં" તે પછીથી પરિક્રમા પછી તેઓ ફરી કદી ત્યાં જતા ન્હોતા. કેટલાક વર્ષોપર કોઇ કોઇ સાધુ તેમની પાસેના સ્થાનોમાં જઇ આસન લગાવવા લાગ્યા. એ સ્થાને સાધુઓનો મેળો હવે ભરાતો નથી.

કુંભનો મેળો નિર્ણિત સમયે હારદ્વાર આદિ તીર્થ સ્થાનોમાં થયા કરે છે. એ વખતે વ્રજના મહન્તજીને પણ એ સ્થાનોમાં જવું પડે છે. એથી શ્રી બાબાજી મહારાજ પણ શ્રી વૃન્દાવનને છોડી તે સ્થાનોમાં કુમ્ભનો મેળો ભરાય ત્યારે જતા હતા, એ ઉપરાંત વ્રજ મન્ડલની પરિક્રમામાં પણ તે દરવર્ષે જતા હતા, બીજા સમયે પોતે ઘણે ભાગે શ્રી વૃન્દાવનમાં યમુનાતટના પૂર્વોક્ત ઘાટ પર રહેતા હતા. અનેક વ્રજવાસી જેમાંથી ઘણા ગૌતમવંશીય બ્રાહ્મણો વિશેષે કરીને છન્નુસિંહ, નાનાસિંહ, આદિનો એક બગીચો કેમારવન મોહલ્લામાં રેલ્વે લાઇનની પાસે હતો. ત્યાં હનુમાનજીની મૂર્તિ સ્થાપેલી હતી. એ સ્થાને વ્રજવાશી યુવકો અને બાળકો કુસ્તી લડવા જતા હતા. છન્નુસિંહ આદિ ભુમિપતિઓએ એ સ્થાનમાં શ્રી બાબાજી મહારાજને લઇ જઇ સ્થાપન કરવાનો વિચાર કરી તેમની પાસે એક દિવસ આ

વિષયનો ઠરાવ પણ મૂકયો જે જાણી શ્રી બાબાજી મહારાજ બોલ્યા. જો તમે લોકો મને એ દાનમાં આપી શકો તો ત્યાં હું આવું. નહિં તો આ યમુનાના કિનારે જ હું આનંદમાં છું, દાન કરવાને માટે સમ્મત થઇ તેમણે કહ્યું કેઃ આપ, અને આપના ચેલા પર ચેલા આદિમાંથી જયાં સુધી કોઇ જીવતું રહે ત્યાં સુધી આ ભૂમિપર આપનું માલકીપણું રહેશે. પરંતુ જયારે આપના ચેલાઓમાં પણ કોઇ નહિં હોય તો બગીચો ફરી અમારા વંશજોના અધિકારમાં આવી જશે. આમ કહી તેમણે બગીચો શ્રી બાબાજી મહારાજને અર્પણ કરી દીધો. આ લગભગ ૨૩ વર્ષ પહેલાંની વાત છે. એ વર્ષે માઘ માસમાં પ્રયાગનો કુંભનો મેળો ભરાયો હતો. એથી કાંઇક પહેલાં શ્રી બાબાજી મહારાજ યમુના તીરેથી ઉઠીને આ બગીચામાં ગયા હતા અને ત્યા એક ઝુંપડી બનાવી તથા તેમાં પોતાની ધુણી સળગાવી રહેવા લાગ્યા. તે પછી કુંભનો મેળો ભરાતાં આ આશ્રમમાં શ્રી ગરીબદાસજીને છોડી પ્રેમદાસ નામના પોતાના એક સાધક ચેલાને તથા કલ્યાણદાસ નામના એક કાળા જાડા શ્રી સમ્પ્રદાયના સાધુને તથા ગંગા નામની એક મોટી ગાયને પોતાની સાથે લઇ પ્રયાગરાજમાં જઇ પહોંચ્યા.

અહીં પ્રેમદાસજીની કેટલીક હકીકત આપવી યોગ્ય લાગે છે, તે એક વ્રજવાસી બ્રાહ્મણના પુત્ર હતા અને દાઉજીની પાસેના એક ગામમાં તેમનો જન્મ થયો હતો, શ્રીબાબાજી મહારાજના એક મોટા ગુરુભાઇએ તેને નાનપણમાં પોતાનો ચેલો બનાવી પ્રેમદાસ નામ રાખ્યું હતું. અને શ્રી બાબાજી મહારાજની પાસે જઈ તથા તેમને સોંપી કહ્યું હતું કેઃ " આ ચેલો તમારી પાસે રહી હંમેશાં તમારી સેવા કરશે. એને તમે તમારા ચેલાની માફક રાખો," ત્યારથી એ સદા શ્રી બાબાજી મહારાજની પાસે રહેવા લાગ્યા. તેમનું નામ જેમ પ્રેમદાસ

હતું તેમ તેમનો સ્વભાવ પણ તેવોજ પ્રેમમય હતો. વાંચવા લખવામાં પણ આખા સુરસાગરને (તુળસીકૃત રામ યણુ) એ ઘણા પ્રેમથી ભણતા. શ્રી વૃન્દાવનમાં અનેક સ્થાનોમાં પુરાણાદિના પાઠ પંડિત લોકો સમય સમયપર કરેછે, એ પાઠોને સાંભળવાનો તેમને ઘણો પ્રેમ હતો, એથી તે ઘણેભાગે પાઠ સાંભળવા જતા હતા, પંડિતોની કથા સાંભળતાં સાંભળતાં એક વાર એમના મનમાં એ ભાવ ઉઠયો કે કંડી યજ્ઞોપવિત(જનોઇ) આદી સર્વ નિરર્થક છે. ભક્ષ્યાભક્ષ્ય–શું ખાવું અને શું ન ખાવું તેનો જે નિયમ અને નિષ્ટા વૈષ્ણવો રાખે છે તે વ્યર્થ છે. પરમહંસવૃત્તિ વૈરાગિયોને માટે સર્વથી ઉત્તમ છે. સર્વમાં બ્રહ્મ છે. સર્વ વસ્તુઓ સરખી છે.

આશ્રમમાં આવી આ પ્રકારની વાતો સર્વની આગળ પ્રકટકરવા લાગ્યા, જે સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યાઃ–એ તો ગાંડો થઇ ગયો છે. એમની વાતો શું સાંભળીએ ?આ વાત તેમના મુખમાંથી નીકળતાંજ પ્રેમદાસમાં ઉન્માદનાં લક્ષણો પ્રકટ થવા લાગ્યાં, અને તે ઉન્મત્તના જેવાં આચરણ સેવવા લાગ્યા, તેની આંખો લાલ થઇ ગઇ, અને વ્હેલાઇ ગઇ તે એજ વખતે એક ચમડો હાથમાં લઇ આશ્રમમાંથી નીકળી ગયા તથા બહુજ કાંઇ બાહ્યજ્ઞાનશુન્ય અવસ્થામાં દુર વરસાના, આદિ સ્થાનોમાં દ્રુત વેગથી જઇ ભ્રમણ કરવા લાગ્યા. તે કાંઇ ખાતાપીતા ન્હોતા કે સુતા ન્હોતા, જ્યાં તે જોતા ત્યાં તેમનો માત્ર શ્રી બાબાજી મહારાજની મુર્તિજ જણાતી હતી, પાંચેક દિવસ આ પ્રકારે અનેક સ્થાનોમાં ફરી ફરી કાંટાથી વાગવાથી વ્યાકુળ થઇ ફરી શ્રી વૃન્દાવનમાં પાછા આવ્યા, શ્રી ગરીબદાસ તેમને આ દશામાં જોઇ અતિ દયાર્દ્ર થયા અને તેમને પકડી બળપૂર્વક આશ્રમમાં લાવી શ્રી બાબાજી મહારાજ આગળ હાથ જોડી વિનતિ કરવાલાગ્યાકેઃ 'મહારાજ

પ્રેમદાસ તો બાલક છે, તમારો બાલ ગોપાળ છે, એના પર કૃપા કરો. તે એકદમ ઉન્મત્ત થઇ ગયો છે, આત્મજ્ઞાન શુન્ય છે. કૃપા કરી એને સ્વસ્થ કરો."

શ્રી બાબાજી મહારાજ બોલ્યા: હું શું કરૂં? શું હું વૈદ્ય છું? " એ સાંભળી ગરીબદાસજી વધુ કરગરી પડયા એટલે પોતે બોલ્યા કે: "આ ઠાકુરજીનો પ્રસાદ છે જે આપ તેને આપો, પ્રસાદનો મહિમા ભલે તે ન માને, પણ ખવરાવી તેને બતાવી આપો કે મહિમા કેવો છે! એથી ગરીબદાસજીએ શ્રી બાબાજી મહારાજના પ્રસાદની એક રોટલી પ્રેમદાસજીના હાથમાં આપી અને ધમકાવીને કહ્યું કે "આ ખાઇ જાઓ." પ્રેમદાસજીએ એ રોટલીનો એક ટુકડો મોંમાં નાંખ્યો તો તેને ઝેર સમાન કડવો જણાયો.પણ ગરીબદાસના ધમકાવવાથી પ્રેમદાસજી તેને ગળી ગયા. પણ બીજી વધારે રોટલી તેનાથી ખવાઇ નહિં. ત્યારે શ્રીબાબાજી મહારાજ બોલ્યા કે: "અરે, ખા, એકવાર જો કે કેવી છે?" એ પછી તેણે ફરી એક ટુકડો મોંમાં મુકયો પણ આ વાર મોંમાં મુકતાં જ તેને એ અમૃત સરખો લાગ્યો. ભોજન કર્યા પછી તેની ઉન્મત્તતા જતી રહી અને તે સ્વસ્થ થઇ ગયો. તેણે શ્રી બાબાજી મહારાજના ચરણોમાં સાષ્ટાંગ દંડવત કર્યા એટલે શ્રી બાબાજી મહારાજ બોલ્યા "કેમ તેં કહ્યું હતું ને કે સર્વ વસ્તુ સરખી છે? હવે પ્રસાદનું મહાત્મ્ય જાણ્યું? એ માટે વૈષ્ણવ શુદ્ધાચારે રહી ઠાકુરજીને પવિત્ર પદાર્થનો ભોગ લગાવે છે: આ પ્રસાદ બીજી ખાદ્ય વસ્તુઓ જેવો નથી. તેનું મહાત્મ્ય એટલું વધારે છે કે તેનું વર્ણન કરવું કઠિન કામ છે." પ્રેમદાસજીએએ સાંભળી ફરી દંડવત કરી કહ્યું:

"મહારાજ! હું પંડિતજીની વાતોમાં, મોહ પામી પવિત્ર આ

પવિત્ર, શુચિ, અશુચિ આદિના ભેદને માત્ર ભ્રમ સમજતો હતો. પણ આપની કૃપાથી મારો ભ્રમ હવે દૂર થયો છે" ત્યારથી પ્રેમ દાસજી પાછા શ્રીબાબાજી મહારાજની સેવા કરવા લાગ્યા, પણ સ્વભાવિક રીતે તે પ્રેમી હોવા છતાં પણ ગાંજો અને ચરસ બહુ પીતા હતા. જેથી તેમનું મગજ ગરમ થઇ જતું હતું અને ઘણીવાર લોકોની સાથે ઝઘડો કરી ગુસ્સે થઇ જતા એ જોઇ શ્રી બાબાજી મહારાજે એક દિવસ તેમને બોલાવી કહ્યું કે: "અરે, તું મહાક્રોધી છે, તું લોકો સાથે લડી પડેછે, એથી આજથી તું મૌની બનીને રહે. કોઇની સાથે તારે બાર વર્ષ સુધી બોલવું નહિં."

શ્રી મુનીજીએ આ વાતનું જાતે વર્ણન કરતાં કહ્યું હતું કે: "શ્રી બાબાજી મહારાજે આ પ્રકારે કહ્યું તો તે વખતે મને એ જણાયુ કે જાણે કોઇએ મારી જીભે તાળુ લગાવી દીધું. મારી બોલવાની શકિત જતી રહી એથી હું નિરુપાયે મુનિ બન્યે,મે મુનિવ્રત લીધું પ્રેમદાસે બાર વર્ષ સુધી આ પ્રકારે મુનિવ્રત પાળ્યું એથી સર્વ લોક તેમને મુની કહેતા હતા. એકવાર તેમને મોટો ઝેરી સાપ ડસ્યો હતો તે તીવ્ર દંશથી વિકળ થઇ ગયા પણ એ સમયે તેમનામાં 'ઉંહ' સુદ્ધાં કરવાનું સામર્થ્ય ન રહ્યું. શ્રી બાબાજી મહારાજે તત્કાલ જ ધુણીમાંથી એક બળતા અંગારાને લાવી એ દંશવાળા સ્થાન પર મુકી દીધો જેથી એ સ્થાન બળવા લાગ્યું. છતાં પણ મુનીજી 'ઉંહ' સુધ્ધાં કરી શકયા નહિં, આ રીતે નિરન્તર મૌન રહી જ્યારે તેમણે બાર વર્ષ કાપ્યાં તો તેમના આ મૌન વ્રતનો ભંગ કરાવવા માટે શ્રી બાબાજી મહારાજે ભંડારો કર્યો. ભંડારાવાળા સ્થળે સર્વએ પહોંચી મુનીજીને કહ્યું કે: "તમારૂં વ્રત હવે પુરૂં થઇ ગયું છે હવે તમે બોલો" પણ મુનીજી ત્યારે પણ બોલવામાંઅશકત બની શ્રી બાબાજી મહારાજને

બતાવી કહ્યું કે, તે તેમને બોલવાની શકિત આપે તો તે બોલી શકે. ત્યારે શ્રી બાબાજી મહારાજે તેમને બોલાવીને કહ્યું કેઃ મુનિ આજથી તમે બોલવા માંડો” બસ, મુનીને એવો અનુભવ થયો કે જાણે તેમની જીભનું તાળું ઉઘડી ગયું. અને તેમણે આનંદથી “શ્રીજી” એ શબ્દનો પહેલાં ઉચ્ચાર કર્યો અને ત્યારથી સર્વની સાથે સંભાષણ કરવા લાગ્યા.

મુનીજીએ જાતે કહ્યું હતું કે પોતે મૌનાવસ્થામાં વ્રજની પરિક્રમા સમયે એકવાર અભિમાનને લીધે શ્રી બાબાજી મહારાજનો સંગ છોડી ચાલ્યા ગયા હતા. પણ એમની ગેરહાજરીથી શ્રી બાબાજી મહારાજની સેવામાં ઘણી અડચણ થાય છે તે જાણી મુનિજીને બહુજ દુઃખ થયું. જે દિવસે પરિક્રમા કરનારી જમાત રાધાકુન્ડમાં પહોંચી તે દિવસે તે શ્રી બાબાજી મહારાજ પાસે ફરી આવી ગયા. આ સમયે શ્રી બાબાજી મહારાજ પોતાના આસનપર સુઇ આરામ લઇ રહ્યા હતા. મુની પણ અશ્રુપાત કરતા તેમનાં ચરણોની પાસે બેસી પગ દબાવવા લાગ્યા. શ્રી બાબાજી મહારાજ મન્દ સ્વરે તેમની સાથે બોલ્યા કેઃ “હવે હું વૃદ્ધ થઇ ગયો છું, તો તું હવે મારી પાસે કેવી રીતે રહી શકીશ ? અમારાં દુઃખ ખમી ખમીને મરી જવા માટે તું આશ્રમમાં આવશે.“ મુની આ સાંભળ્યા છતા પણ અશ્રુપાત કરતા ચુપચાપ પગ દાબતા રહ્યા. પરંતુ થોડી જ વારમાં તેમને લાગ્યું કેઃ તેમના હાથ નીચે પડયા. શ્રી બાબાજી મહારાજનું શરીર ત્યાં નથી ત્યારે મુની એકદમ અવાક્ થઇ ગયા ને કિંકર્ત્તવ્ય વિમુઢ થઇ નિરંતર અશ્રુપાત કરવા લાગ્ય. આ પ્રકારે તે જયારે અતિશય અધીર થઇ ગયા ત્યારે થોડીજ વારમાં તેમણે જોયું કેઃ શ્રી બાબાજી મહારાજ પહેલાંની માફક જ એ આસન પર સૂઇ રહેલા છે. મુનીજી કાંઇક સ્વસ્થ થયા એટલે

શ્રી બાબાજી મહારાજ બોલ્યા કે: " કેમ મારા ચાલ્યા જવાથી તું પ્રસન્ન થતો હોય તો હું હમણાંજ ચાલ્યો જાઉં. નહિં તો આવ વૃદ્ધને એકલો છોડી તું ચાલ્યો જઇશ તો બીજું કેણુ સેવા કરશે? તે આમ અસહાય સમાન બોલ્યા કે જેથી મુનીનું ચિત્ત ક કદ દ્રવીભૂત થઇ ગયું. ત્યારે મુનીજીએ વેગથી અશ્રુધારાપાત કરતા ઉઠી ત્રણવાર શ્રી બાબાજી મહારાજની પરિક્રમા કરી અને સાષ્ટાંગ દન્ડવ કરી તેમના આગળ હાથ જોડી ઉભા રહ્યા, તે પછી તેમને શ બાબાજી મહારાજે બેસી પોતાની સેવા કરવાની આજ્ઞા આપી અ કહ્યું: ફરી કદી અભિમાન વશ થઇ બુઢાને છોડી ને જતો નહિં.

શ્રી ગરીબદાસજીએ પ્રયાગના આ કુંભમેળાને છ મા વિત્યા પછી શ્રી વૃન્દાવનમાં દેહત્યાગ કર્યો ત્યારથી અનેક વ નિષ્કપટ હૃદયથી મુનીજી શ્રી બાબાજી મહારાજની સેવામાં હાજ રહયા. તે રસોઇ બનાવતા, ઠાકોરજીની સેવા પૂજા કરતા, વાસણ માંજતા, દુરથી ઘડાના ઘડા પાણી ભરીને ખભા પર લાવતા, આશ્ મની સેવા કરતા, ગાયો માટે ચારો કાપી લાવતા, છાણનાં છાણ થાપતા લાકડાં ચીરતા, શ્રી બાબાજી મહારાજના પગ દબાવતા, તથ બીજાં જેટલાં કામ આવી પડતાં તે સર્વ જાતે કરતા. ઘણે ભાગે હંમેશાં એકલાજ આ સર્વ કામો કરતા. માત્ર કદી કદી તેમને કાં કાંઇ મદદ કોઇ કોઇ કરતું. એ સર્વ મેં મારી આંખે જોયું છે. રસે બનાવવામાં તે મહા સિદ્ધ હસ્ત હતા. તેમના હાથનાં ભોજન ઘણાં સ્વાદિષ્ટ થતાં સેવા કાર્યમાં એ પ્રકારનું પુણ્ય અને કાર્ય મેં બીજ કોઇમાં જોયું નથી.

મુનીજી, કલ્યાણદાસ અને ગંગા નામની એક ગાયને સાથે લ શ્રી બાબાજી મહારાજ કુંભના મેળામાં ગયા હતા એ વાત આગ

જણાવી છે, આ મેળામાં મેં પહેલરહેલાં શ્રબાબાજી મહારજનાં દર્શન કર્યાં હતાં. એક મોટી છત્રીની નીચે પોતે આસનપર બિરાજ્યા હતા,તેમની એક બાજુએ એક છત્રી નીચે મૌનીજી બેઠા હતા તેમનું મૌન અહિં પણ ભંગ થયું નહોતું. તેથી તે કોઇની સાથે બોલતા નહીં. આખો દિવસ તે એકજ સ્થાને બેસી રહેતા હતા તેમની બંન્ને આખોમાંથી અશ્રુપ્રવાહ વહ્યા કરતો હતો, તેમનું મુખમંડલ હંમેશાં રક્તવર્ણનું રહેતુ હતું. ત્યાં તેમની મુર્તિ જોઇ જોનારાઓ માત્ર શ્રદ્ધાન્વિત જણાતા હતા. કુંભના સ્નાનના મેળા વખતે સર્વ વૈશ્નવ સમ્પ્રદાય શ્રી બાબાજી મહારાજને એક હાથીપર બેસાડી તેમને આગળ કરી ત્રિવેણી સ્નાનાર્થે ગયા હતા. કુંભનો મેળો મહા મહિનામાં ભરાય છે. અને ફાગણમાં તે સમાપ્ત થતાં શ્રી બાબાજી મહારાજ પ્રયાગથી શ્રી વન્દાવન પાછા જતા હતા. અને તે પછી હંમેશાં પોતાના આશ્રમમાંજ રહેતા હતા. માત્ર ભાદપદમાં પરિક્રમા વખતે તે સાધુઓની જમાત લઇ ચોરાસી ગાઉની વ્રજ પરિક્રમાની યાત્રા કરતા હતા. એકવાર ડીસેંમ્બર સને ૧૯૦૩ માં તે કલકતા પધાર્યા હતા. તે વખતે મારા ઉપર કૃપા કરી સાગબજાર બોઝપાડામાં હું જે ઘરમાં રહેતો હતો તે ઘરમા લગભગ એક માસ રહ્યા હતા તે પછી તેઓ શ્રી વૃન્દાવનમાં પાછા આવી છ વર્ષ સુધી નિરન્તર ત્યાં નિવાસ કર્યો હતો. પ્રયાગના માઘ માસના કુંભ । મેળાનું જે વર્ણન પહેલાં કર્યું તેની આગળના શ્રાવણ માસમાં આશ્રમમાં ગરીબદાસજીનો દેહાન્ત થયો, શ્રી બાબાજી મહારાજે કહ્યું હતું કે શ્રી ગરીબદાસજીની સાધુતા નિર્દોષ થઇ ચુકી હતી. એથી ભગવાન અનન્ત દેવ કે જે । તે પુર્ણ પ્રેમી હતા, અને જેની મુર્તિને તે દક્ષિણથી લાવીને હંમેશાં પૂજતા હતા, તેમના શરીરનાં દુઃખોથી એકદમ મુકત કરી પોતાના ધામમાંલઇ જવા માટે સર્પરૂપે દંશ

કર્યો હતો. પરંતુ ગરીબદાસજી એટલા સર્વસંપન્ન હતા કે વાક્યદ્વારા અથવા આકૃતિથી બીજાને ખબર પડવા ન દીધી કે તે સર્પદંશની વેદનાનો કિંચિત પણ અનુભવ કરી રહ્યા છે. વિકાળ સર્પ ડસવા છતાં માત્ર એટલુંજ કહ્યું કે: "એક સર્પ કરડયો." તે નિયમિતસમયે બ્રાહ્મમુહુર્તમાં સ્નાન કરી આસન પર બેસી ઇષ્ટોપાસના કરવાલાગ્યા. પરંતું થોડી વારમાંજ સુઇ ગયા અને ઉંઘતા મનુષ્યની માફક ગુરુની પાસે સુઇ ગયા. એ વખતે પણ તેમના મુખની કાન્તિ પૂર્વ માફક શાન્તિ અને નિર્મળ બની રહી હતી અંતે તેમનો દેહ સ્પન્દન રહિત હોવા છતાં પણ શ્રી બાબાજી મહારાજે એ જાણ્યું કે એ તો ગોલોક ધામ પધાર્યા. તેમના શરીરને યમુનાજીમાં પધરાવી દીધું. વર્ષાદના પ્રબળ વેગમાં તેમનું શરીર યમુનાજીમાં વહી ગયું પરંતુ વ્રજધામ પર તેમના શરીરના પ્રેમનેપ્રતર્બિત કરવાના હેતુથી તે દીર્ઘ જટાજુટ સમન્વિત બ્રહદકાય દેહ ત્રણ દિવસ પર્યંત સર્વના દર્શનાર્થે મથુરા વિશ્રામ ઘાટ પર અવસ્થિત રહ્યું હતું. તેમના પ્રિય વિશ્રામ ઘાટે જાણે સાધુ સંગનું સુખ લુંટવાને માટે યમુનાજીમાં ભમર ઉત્પન્ન કરીને તેમના શરીરને પોતાની નિકટ એટલા દિવસ સુધી રાખી લીધું હતું, તે સર્વ મથુરાંવાસીઓને પરિચિત હતા એથી દલનાં દલ મથુરા વાસી આવી તેમનાં દર્શન અને તેમની આરતી કરવા લાગ્યા, સર્વ શોકાતુર થઇ તેમની અનુપમ ગુણાવલીનું કીર્ત્તન કરવા લાગ્યા. તેમનું શરીર આ પ્રકારે ત્રણ દિવસ સુધી વ્રજવાસીયોને દર્શન દઇ પછી વિશ્રામ ઘાટ છોડી અદશ્ય થઇ ગયું.

શ્રી ગરીબદાસજીના દેહાન્ત થયા પછી શ્રી મુનીજીએ બાબાજી મહારાજનાં સેવાનો બધો ભાર પોતાના ઉપર લીધો. અને તે નિષ્કપટ ભાવથી તેમની સેવામાં તત્પર થયા. આ પ્રકારે તેમણે લગભગ બારેક

વર્ષ વીતાવ્યાં, તે મારા પર ઘણો સ્નેહ રાખતા હતા એ કારણથી તે એ સમયે બેએક વાર કલકત્તા આવી કેટલાક દીવસ મારી સાથે રહ્યા હતા, તેમના પ્રેમમય સ્વભાવથી સર્વ લોકો મુગ્ધ થઇ જતા. અંતે માથાની પીડા અને કફ શ્વાસથી દુઃખી થઇ આશ્રમમાંથી કેશીઘાટ-પર જઇ તેમણે શરીરનો ત્યાગ કર્યો.

પુર્વોકત કુંભનો મેળો પ્રયાગમાં બંગલા વર્ષ ૧૩ માં માઘ માસમાં થયો હતો. એ મેળામાં પહેલ વ્હેલાં શ્રી બાબાજી મહારાજ નાં મેં દર્શન કર્યાં હતાં એ મેળામાં બંગાળાના સાધુ શ્રી વિજય કૃષ્ણ ગોસ્વામી પ્રભુ પણ અનેક શિષ્યોની સાથે પધાર્યા હતા અને બીજા સાધુઓની વચ્ચે ડેરો નાંખીને તેમણે પોતાનું આસન જમાવ્યું હતું.

મેં આ એક યોગી સમ્પ્રદાયમાં પ્રવેશ કરીને લગભગ બાર વર્ષ યોગીયોને આધીન રહી પ્રાણાયામાદિ યોગક્રિયા શીખી હતી. તે પછી મને લાગ્યું કે, એ સમ્પ્રદાયમાં જેટલું સાધન છે તેટલું તો મેં સાધી લીધું છે મારી આ ધારણા ભ્રમાત્મક હોઇ શકે, પરન્તુ ઇશ્વરેચ્છાથી જ મારી એવી ધારણા થઇ. અને અહીં રહી બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત થઇ શકે એવી શ્રદ્ધા મારામાં રહી નહી. કેમકે આ સમ્પ્રદાયમાં મેં કોઇ એવો મનુષ્ય ન જોયો કે જેને બ્રહ્મનાં દર્શન થયાં હોય, આ સંપ્રદાયમાં જે સાધન અને ક્રિયા પ્રચલિત છે તે વિશેષ કલ્યાણ કરે છે, એમાં તો સંદેહ નથી. આ સાધનાઓથી અને ક્રિયાઓથી કોઇને ભગવદ્દર્શન થયાં છે કે થઇ શકે છે એ માટે મારો વિશ્વાસ નહોતો, મને કદાચ ભ્રમને લીધે આમ થયું હોય તો જુદી વાત છે, બાકી મને તો વિશ્વાસ રહયો નાહ. એથી યથાર્થ બ્રહ્મર્ષિ હોય કે જેની કૃપાથી મને બ્રહ્મનાં દર્શન થઇ શકે એવા સદ્ગુરુનો

આશ્રય પ્રાપ્ત કરવાની મને જરૂર જણાઇ. એવી બુદ્ધીથી હું સદ્ગુરુ મેળવવાંના ઉપાયો શોધવા લાગ્યો.

શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામી પ્રભુની સાથે ઘણા વખત પહેલાંથી મારો ગાઢ પરિચય હતો. તે આ કુમ્ભ મેળાની લગભગ બાર વર્ષ પહેલાં સદગુરૂ મેળવી સફળ મનોરથ થયો હતો. આ કુમ્ભ મેળા પહેલાં તો તેમના અનેક શિષ્યો પણ થઇ ચુકયા હતા. હું પણ કદી કદીતેમનાં દર્શન કરવા જતો હતો અને તેમને કઠોર તપ કરતા જોઇ મને તેમના ઉપર બહુ શ્રદ્ધા થઇ હતી. તેમના સાધનનો વેગ એટલો હતો કે જ્યારે કેટલાક દિવસો હું તેમનાં દર્શન કરવા જતો હતો તો હું જોતો કે આટલા દિવસોમાં તેમની અવસ્થામાં ઘણો ફેરફાર થઇ ગયો. હું એ જોતો હતો કે તેમનાં નેત્ર અને મુખશ્રીમાં ઘણો જ ફેરફાર થતો હતો. આ સર્વ ફેરફાર તેમની ઉન્નતિનો સૂચક હતો. આવી દશા સાધારણ સાધુઓની નથી; હું સમજતો હતો કે તે ઘણા અસાધારણ પુરુષ છે. પરંતુ આ ઉન્નતિનું નિરક્ષણ કરતાં પણ હું એ તો સમજી શકયો કે એ વખતે પણ તે પુર્ણ બ્રહ્મજ્ઞ ન હતા. હું તેમને અતિ ઉચ્ચ અવસ્થાના મહાપુરૂષ જાણતો હતો છતાંમાત્ર ઉચ્ચ સાધકજ માનતો હતો. પરંતુ મને એવો વિચાર ન થયો કે એ એકદમ સિદ્ધ મનોરથ થયેલા છે. તેમને પણ મારા ગુરુ કરવાની મારી ઇચ્છા ન થઇ.

મારા મનની સ્થિતિ જ્યારે એવી થઇ હતી ત્યારે એક દિવસ મારા અંતઃકરણની મહાન વ્યાકુળતામાં એવી અવસ્થામાં હું દેવકૃપાથી એક એકાક્ષરી બીજ મંત્ર મેળવી શક્યો. દૈવી આદેશ મારા પર એ થયો કે: આ મંત્રની સાધના કરતાં કરતાં મને બ્રહ્મજ્ઞ સદગુરુ મળી જશે. ત્યારથી આ મંત્રને જપવા લાગ્યો. એક દિવસે અર્ધ રાત્રિ વખતે કલકત્તા આમહર્સ્ટ સ્ટ્રીટમાં એક ઘરમાં હું એકલો બેઠો બેઠે

વિચાર કરી રહયો હતો. એટલામાં અધ્યાત્મતત્વ વિષયમાં એક વિશેષ પ્રશ્ન મારા જીવમાં ઉઠી આવ્યો. આ નિર્ભ્રાન્ત સ્થાનમાં ઘણીવાર સુધી રહી હું તેનો ઉત્તર વિચારવા લાગ્યો પરંતુ કોઇ સંતોષજનક ઉત્તર મને ન મળ્યો. જેથી કોઇ પ્રકારે એક સિદ્ધાન્ત નક્કી કરી હું મારે ઘેર પાછો આવ્યો તેને બે ત્રણ માસ વીત્યા પછી એક મિત્રના અનુરોધથી હું તેમની સાથે મહા મહિનામાં પૂર્વોક્ત કુમ્ભમેળો જોવા માટે પ્રયાગમાં ગયો ત્યાં જઈ શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી પ્રભુના તંબુમાં જઇ મેં તેમને પ્રણામ કર્યા. તેમણે પણ પ્રસન્ન થઇ આશિર્વાદ દઇ કહ્યું કે: આપ અહીંઆં આવ્યા તે સારૂ થયું. અહીં અનેક મહાત્મા પુરૂષો પધાર્યા છે, એમાંથી કોઇની પણ શુભ દૃષ્ટિ આપના પર પડશે તો આપનો ઉધ્ધાર થઇ જશે મારો જે મિત્ર મને તેમની સંગે ત્યા લઇ ગયો હતો તેનું નામ હરિનારાયણ રાય હતું. તેમના મોટા ભાઇનુ નામ અભયનારાયણ રાય હતું. જેમણે આ કુમ્ભમેળામાં ચાર પાંચ વર્ષ પહેલા શ્રી બાબાજી મહારાજ પાસે દીક્ષા લીધી હતી. અને અમારા જતા પહેલાંજ તે ગોસ્વામીજીના તમ્બુમાં રહેતા હતા. હરિનારાયણની સાથે શ્રીગોસ્વામી પ્રભુના તંબુમાં હાજર થઇ મેં તેમને પ્રણામ કર્યા એ વખતે અભયનારાયણજી પણ ત્યાં આવી અમને જોઈ ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા "હમણાં હું શ્રી બાબાજી મહારાજનાં દર્શન માટે આવ્યો છું" તેમને મેં પુછયું કે: તમારા નાના ભાઇ અહીં આવવાની વાત કરતા હતા તો તે શું હજુ સુધી નથી આવ્યા? શું તે આવશે? મારી આ વાત સાંભળી શ્રી બાબાજી મહારાજે કહ્યું કે: એ હમણાં આવશે. હવે આપ બન્ને આવી ગયા છો તો ચલો, શ્રીબાબાજી મહારાજનાં દર્શન કરી આવીએ. એ સાંભળી અભયનારાયણજી સાથે અમે બન્ને શ્રી બાબાજી મહારાજનાં

દર્શન કરવા ગયા. મેં પહેલાં સાંભળ્યુ હતું કે અભયનારાયણે કેટલાક વર્ષ પહેલાં શ્રી બાબાજી માહારાજ પાસે દીક્ષા લીધી હતી. પણ હું એ કાંઇ નહોતો જાણતો કે શ્રી બાબાજી મહારાજ કયા પ્રકારના સાધુ છે. આ વિષે મારે અભયનારાયણજી સાથે પહેલાં કદી કાંઇ વાતચીત થઇ ન્હોતી. અભયનારાયણજીની સાથે જઇને મેં જોયું કે: એક મોટા છત્રની નીચે જટાજુટ ધારી અતિ તેજ પુંજ કલેવર એક પ્રાચીન સાધુ બેઠા છે.અભયનારાયણે કહ્યું આજ તેમના ગુરૂદેવ છે. અમે બંન્નેએ તેમના આગળ દંડવત પ્રણામ કર્યા, અભયનારાયણે અમારા તરફ આંગળી બતાવી કહ્યું, આ મારો નાનો ભાઇ છે, જેને અહીં આવવા માટે મેં કેટલીક વાર પહેલાં પુછ્યું હતું. આ બંન્ને હમણાં અહીં આવ્યા છે. આ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યા "આવ્યા તો બહું સારૂં થયું." તે મારા તરફ જોઇ બોલ્યા "આનાં તો મેં વૃન્દાવનમાં દર્શન કર્યા હત." હું ગયા આસો માસમાં શ્રી વૃન્દાવન ગયો હતો અને હરિનારાયણજી પણ કેટલાક દિવસ પહેલાં શ્રી વૃન્દાવન ગયા હતા ખરા, પરંતુ અમારા બેમાંથી કોઇને આમની મુલાકાત થઇ નહોતી છતાં પણ તેમણે માત્ર મને બતાવી કેમ આવી વાત કરી હશે. તે મારા સમજવામાં ન આવ્યું. ગમે તેમ હોય, પછી અમે ત્રણે શ્રી બાબાજી મહારાજના આસન પાસે બેઠા. અમારા બેઠા પછી એ જ પ્રશ્ન તેના ઉત્તર સાથે શ્રી બાબાજી મહારાજે મારી તરફ જોઇ જણાવ્યો. જે બે ત્રણ વર્ષ પહેલાં આર્મહર્સ્ટસ્ટ્રીટની પાસેના ઘરમાં અર્ધ રાત્રિ સમયે બેઠા બેઠા જે પ્રશ્ન મારા મનમાં ઉત્પન્ન થયો હતો અને તેનું અત્યારે તો મને સ્મરણ પણ નહોતું. એથી એમના એ પ્રકારે કહેવાથી હું વિસ્મય પામી વિચાર કરવા લાગ્યો, એ કેવા આશ્ચર્યની વાત છે કેઆજથી

બે માસ પહેલાં ઘણે દુરના એક એકાન્ત સ્થાનમાં ગંભિર રાત્રિના સમયે જે પ્રશ્ન મારા મનમાં ઉઠયો હતો. તે તેમના જાણવામાં આવ્યો હતો તેને તેમણે શી રીતે જાણ્યો ? એથી મને લાગ્યું કેઃ ભગવાને મારી મનોવાંચ્છનાપર ધ્યાન આપ્યું છે. બીજી સર્વ જગાએ તેમના માણસોને એ સમાચાર મળી ગયા છે. જણાય છે કે એ એક ભગવાનજ છે. જેથી તેમને આ વિષયનીખબર પડી છે. "આ વિચારોને લીધે ક્ષણમાત્ર માટે તો હું ઘણો આશાયુક્ત હતો. હું ફરી વિચારમાં પડયો." ઠીક, જો આમને મારો જીજ્ઞાસાનો વિષય જણાયો તો તેનું મારી આગળ આ પ્રકારે કેમ વર્ણન કર્યું હશે ? શું જેવા મહાપુરૂષની હું આશા રાખતો હતો તેવા આ મહાપુરૂષ છે ? અને મારા પર કૃપા કરવા માટે જ તેમણે આત્મપ્રકાશ કર્યો છે? ગમે તેમ હો, હવે હું માત્ર નિરીક્ષણજ કરતો રહીશ. પણ હવે મોંથી કાંઇ પણ નહિ કહું, મનમાં એવો વિચાર નક્કી કરી હું બે ચાર મિનિટ તેમની બાજી વ તો સાંભળવા લાગ્યો. તે પછી હું ગોસ્વામી પ્રભુના તંબુમાં પાછો આવ્યો અને ભોજન કર્યું. પછી બીજા સાધુઓ અને સંન્યાસીઓનાં દર્શનકરી નાના પ્રકારના સંત્સગથી તે દિવસ વ્યતિત કર્યો.

બીજે દિવસે પ્રાતઃસ્નાન કરી પાછા આવતાં મેં સાંભળ્યું કે, શ્રી ગોસ્વામી પ્રભુ શિષ્યોને સાથે લઇ શ્રી દયાલદાસ સ્વામીનાં દર્શન કરવા જવાનાછે. શ્રી દયાલદાસ સ્વામીએ પોતાની જમાત લઇ રેતીના ટેકરાપર પોતાનું આસન લગાવ્યું હતું.

દિલ્લીના એક શેઠ દાસની માફક તેમની સેવામાં તત્પર રહેતા હતા, જેટલા લોકો સ્વામીજીની પાસે આવતા હતા. તે દરેકને તે નાના પ્રકારની સ્વાદિષ્ટ ભોજનોથી તૃપ્ત કરતો હતો. સાંભળવા પ્રમાણે નિત્ય ચાર પાંચ હજારથી દસ હજાર મનુષ્યો સુધી ત્યાં ભોજન

કરતા હતા. શિષ્યો સાથે શ્રીગોસ્વામી પ્રભુ તેમનાં દર્શનાર્થે જવાના છે. એ વાત જાણી મેં પણ ત્યાં જવાનો વિચાર કર્યો શ્રીગોસ્વામી પ્રભુના તમ્બુમાં અનેક લોકો લગભગ સાઠ સીતેર થઇ લોકો તો ચ્હા પી શ્રી ગોસ્વામી પ્રભુની સાથે તેમના તંબુમાંથી ચકમાં ગયા હતા. માત્ર તેમના શિષ્ય શ્રીધરજી, અને અશ્વિનીકુમારજી તથા અભ-યનારાયણજીની સાથે હું પણ ચ્હાની રાહ જોતા તંબુમાં રહી ગયા હતા. જયારે અમારે માટે પણ ચ્હા આવી ગઇ ત્યારે ચ્હા પીતાં પીતાં શ્રીધરજી બોલ્યા, ગોસાંઇજીએ આટલા શિષ્ય કર્યા છે તે મને ઠીક લાગતું નથી, જાણે અહીં દુકાન થઇ રહી છે. આખો દિવસ ગરબડાટ થયાજ કરે છે, આથી તો રામદાસજી બાબાજી મને ઠીક લાગે છે. સાંભળ્યું છે કે તેમના ગુરૂએ તેમને કહ્યું છે કેઃ ચાર ચેલા કરવા, જે માની તેમણે ચાર દેશોના ચાર ચેલા કર્યા છે. બસ, બીજા ચેલા તે કરતા નથી. શ્રીધરજીની આ વાત સાંભળી મેં સત્ય માની, મને એ વાતની ખબર નહોતી કે વચમાં શ્રીધર જીનું મગજ તપી જતું અને ત્યારે તે તેમના મનમાં આવે તેમ બકતા હતા. તેમની આ વાત સાચી માનીહું વિચાર કરવા લાગ્યો કેઃ ગઇ કાલે હું જે સમજ્યો હતો કે શ્રી બાબાજી મહારાજ કદાચિત મારા ગુરૂ થવાની કૃપા કરશે એ ધારણા ઠીક ન જણાઇ, કેમકે શ્રીધરજી કહેતા હતા કે શ્રી બાબાજી મહારાજ બીજા ચેલા નહીં કરે એથી મારી પુર્વ દીવસની કલ્પનાને મેં વ્યર્થ માની. તે પછી ચ્હા પી અમે ચારેજણ સાધુ મંડલની પરિક્રમા કરી પ્રખ્યાત સાધુઓને વિશેષ રૂપે પ્રણામ કરતા ચાલ્યા. પહેલા નાના કાઠીયા બાબાજી નામના એક સાધુને પ્રણામ કરીને અંતે અમે શ્રી બાબાજી મહારાજના આસન પાસે પહોંચ્યા, અને તેમને પ્રણામ કરીને અમે તેમની પાસે જઇ બેઠા

ત્યારે તેમણે જાતે કહ્યું કે " અમારે તો પાંચ ચેલા છે, સુપાત્ર હોય તો હમણાં પણ અમે ચેલા કરીએ છીએ આ વાત કોઇપણ પ્રકારના પ્રસંગ વગર પોતે કહી એટલે મને ખબર પડી કે થોડીવાર પહેલાં શ્રીધરજીની વાતથી જે મારા ચિત્તમાં શંકા થઇ હતી તેને દુર કરી દેવા માટે તેમણે આ વાત કહી છે પરંતુ આ વખતે પણ પોતાના આ પ્રકારના સંકલ્પ વિકલ્પને મેં કોઇના આગળ પ્રકટ કર્યો નહોતો. કેટલીકવાર ત્યાં રહી હું ઉઠયો અને બીજા સાધુઓનાં દર્શન કરતો હું શ્રી દયાલદાસ સ્વામીની સેવામાં જઇ પહોચ્યો. હું માત્ર પાચ છ દિવસ પ્રયાગજીના કુંભમેળામાં રહ્યો. પરતુ ઘણે ભાગે દરરોજ હું શ્રી બાબાજી મહારાજના દર્શન કરવા જતો તે વખતે તે કોઇ એવી વાત કરતા કે જેથી મને લાગતું કે તે અંતર્યામિ છે અને મારી એવી પણ ધારણા થઇ કે મારા ઉપર કૃપા કરશે; જેથી તે આ પ્રકારે પરિચય આપી રહ્યા છે. પરંતુ મારા ચિત્તનો આ ભાવ મેં કોઇરીતે કોઇના આગળ પ્રકટ ન કર્યો તે પછી જે દિવસે હુ મેળામાંથી જવાનો હતો તે દિવસે તેમની પાસે વિદાયગીરી લેવા ગયો જ્યારે મેં તેમને દંડવત કરવા માડયા, ત્યારે તેમણે મને કહ્યું કે, " તમે ચૈત્ર મહિનામાં વૃન્દાવન આવી અમારાં ફરી દર્શન કરી જજો." મેં કહ્યું "મહારાજ, હું વકીલાત કરૂં છું. ચૈત્ર માસમાં કોઇ એવી લાંબી રજા નથી પડતી તો એ સમયે હું કેવી રીતે વૃન્દાવન આવી શકીશ! પરંતુ આપ કૃપા કરી જો મને એ સમયે આપની સેવામાં ખેચી લ્યો તો હું આવી શકું," એ સાંભળી તેમણે હસીને કહ્યું, " તમને મહાવીરજી જરૂર લઇ આવશે, તે પછી શ્રી ગોસ્વામી પ્રભુની આજ્ઞા લઇ હું અને હરિનારાયણજી બંને કલકતા પાછા આવ્યા પરંતુ શ્રી બાબાજી મહારાજ માટે જે કલ્પનાઓ મારા જીવમાં ઉઠતી હતી તે

મેં કોઇને પણ ન કહ્યું અને પહેલાના દૈવ–પ્રાપ્ત મંત્રની સાધનામાં જ હું તત્પર રહ્યો.

કુંભ મેળા વખતે પ્રયાગજીમાં રહેવા સંબંધી શ્રીબાબાજી મહારાજની એક બે વાતો મેં શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામી પ્રભુના કોઇ કોઇ શિષ્ય તેમજ બીજાઓ પાસેથી સાંભળી હતી. જેનો હું અહીં ઉલ્લેખ કરૂં છું. શ્રી મહેન્દ્રનાથજી મિત્રે કહ્યું હતું કેઃ એક દિવસે તેમણે શ્રી બાબાજી મહારાજને ત્યાં જઇ જોયું કેઃ પોતાની પાસેની ગંગા નામની ગાયને શ્રી બાબાજી મહારાજે પોતાના શરીરપરથી કામળી ઉતારી ઓઢાડી દીધી હતી અને પોતે જાતે વસ્ત્ર વગરના થઇ બેઠા હતા. પ્રયાગમાં માઘ માસના દિવસોમાં ત્રિવેણી નદીના રેતાળ સ્થાનમાં સાધુઓની જમાતની સાથે શ્રી બાબાજી મહારાજે આસન જમાવ્યું હતું. ત્યાં શરદી ઘણી પડતી હતી. એવી ટાઢમાં શ્રી બાબાજી મહારાજને વસ્ત્ર વગર બેઠેલા જોઇ મહેન્દ્રનાથજી બોલ્યા: " બાબાજી મહારાજ ! આ ગાયને આપે આપની કામળી ઓઢાડી આપ નગ્ન શરીરે કેમ બેઠા છો ? પશુ તો એવી રીતે જ રહી શકે છે. તેને આપે આપની કામળી ઓઢાડી આપ ટાઢ કેમ સહી રહ્યા છો ? શ્રી બાબાજી મહારાજે કહ્યું: " બાબા ! અહીં ઘણી શરદી પડે છે. ટાઢથી આને ઘણું દુઃખ થાય છે. એ તો મુંગી છે, બીજાને કાંઇ પણ જણાઇ શકતી નથી. એથી મારે તેની તરફ ધ્યાન રાખવું જોઇએ.

મારી પાસે ધુણી છે, અને મેં તો શરીરે વિભુતિ પણ ચોળી છે જેથી મને શરદી લાગતી નથી.

મહેન્દ્રનાથે કહ્યું: " આટલા દૂર વૃન્દાવનથી આ ગાયને આપ અહીં કેમ લાવ્યા? આને તો આપ આશ્રમમાં મુકીને પણ આવી શકત.

શ્રીબાબાજી મહારાજે કહ્યું: હું તો તેને લાવવા ઇચ્છતો નહોતો, હું તો રેલ્વેમાં બેસીને આવી શકત. પરંતુ આ ગાયે મને કહ્યું કે; "બાબા, તમે મેળામાં ચાલ્યા જશો. અને મને તમારી સાથે નહિ લઇ જાઓ? તમારી સાથે આવવાનો મારો પણ વિચાર છે." એથી હું આ ગાયને સાથે લઇ અહીં પગે ચાલતો આવ્યો. તેને અહિં લાવવામાં મને કાંઇ પણ ક્લેશ થયો નહિં.

અભયનારાયણે કહ્યુ કે, આ મેળા વખતે એક દિવસે વાતની વાતમાં તેમણે શ્રી બાબાજી મહારાજને પુછ્યું હતું કે; "મહારાજ! શું અને ધ્રુવ પ્રલ્હાદ જેવા ભકતો હાલ પણ હોય છે? જે સાંભળી બાબાજી મહારાજે કહ્યું કે, "હા હોય છે." અભયનારાયણે ફરી પુછ્યું કે, "આ મેળામાં એવા કોઇ ભકત પધાર્યા હશે?" તેમણે કહ્યું "હા ઘણા આ યા છે, તેનાથી મોટા પણ ઘણા આવ્યા છે. પણ તેને જોવા માટે તમારી પાસે આંખો કયાં છે? અહીં તો દેવલોક પણ આવ્યા છે. ભગવાનની સાથે સાથે તે રહે છે."

મેળો સમાપ્ત થતાં શ્રીબાબાજી મહારાજ વૃન્દાવન દર્શન કરવા જઉં છું એટલું કહી હું ચૈત્ર માસના છેવટના દિવસોમાં અભયનારાયણજીની સાથે કલકત્તેથી ચાલી શ્રી બાબાજી મહારાજના આશ્રમે જઇ પહોંચ્યો. શ્રી ગરીબદાસજી, શ્રી મુનિજી, કલ્યાણદાસજી નામના રામાનન્દી સમ્પ્રદાયના પુર્વોકત સાધુ અને પુષ્કરદાસ નામના એક બીજા સાધુ એટલા તે દિવસે આશ્રમમાં હતા. અમે સાયંકાળ પછી આશ્રમમાં પહોંચ્યા. ત્યાં જઇ શ્રી બાબાજી મહારાજ તથા બીજા સાધુઓને પ્રણામ કર્યા. શ્રી ગરીબદાસજીનું સ્વરૂપ જોઇ મને તેમના પર ઘણી શ્રદ્ધા થઇ. મને લાગ્યું કે તે કેવળ શાન્તિના સમુદ્રરૂપ છે. રાત્રે દાળ રોટલા બનાવી તેમણે અમને જમાડયા. આ વખતે અમે

લગભગ ત્રણ અઠવાડીયાં આશ્રમમાં રહ્યા. રોજ ઘણી સ્વાદિષ્ટ દાળ રોટી બનતી હતી. અમે આનન્દથી પ્રસાદ જમતા હતા.

ભાત ખાવાની ઇચ્છા અમને થતી નહોતી. ભોજન પછી સર્વ પોતપોતાને હાથે પોતાનાં જમેલાં એંઠાં થાળી વાડકી ઉડકી સ્વચ્છ કરી લેતા. અમે પણ તેમ કરતા, તેમાં અમને કાંઇ દુઃખ થતું નહિં. પરંતુ ભોજનાદિક વિષયમાં કંઇ ક્લેશ ન હોવા છતાં પણ આશ્રમમાં શ્રી બાબાજી મહારાજનાં કાર્ય જોઇ હું તો તદ્દન દિગ્મૂઢજ થઇ ગયો. શ્રી વૃંદાવન જતા પહેલાં મેં વિચાર કર્યો હતો કે ત્યા જોઇ હું કદાચિત એ જોઇ શકીશ કે ઘણો સમય પોતે સમાધિસ્ત રહેવામાં વ્યતિત કરતા હશે અથવા એવા પ્રકારે કોઇ કોઇ અલૌકિક ભાવથી સમય વિતાવતા હશે. પણ ત્યાં ગયા પછી જોવામાં આવ્યું કે શ્રીબાબાજી મહારાજ તો સાધારણથી પણ સાધારણ મનુષ્યની માફક કાળક્ષેપ કરી રહ્યા છે. રોજ સવારમાં પોતેજ બજારમાં જાય છે, અને શાકભાજી આદિ જોઇ તપાસી વેચાતી લે છે અને પછી તે જાતે ઉંચકી આશ્રમમાં લાવે છે, કોઇ ચેલાને કોઇ ચીજ ખરીદ કરવા મોકલ્યો હોય તો તેની પાસે બરોબર તપાસી ખાત્રી કરીને હીસાબ લે છે. સેવાકુંજની પાસે સડકના કિનારે પ્રાતઃકાલે પોતે જાતે બેસે છે અને જેટલા યાત્રાળુઓ આવે છે તેમની પાસેથી જે પાઇ પઇસા ભિક્ષા મળે તે લે છે. કોઇ યાત્રાળુ કદાચ એક પઇસો આપે તો તેથી તે ઘણા પ્રસન્ન થઇ જતા. વ્રજવાસિયોમાંથી કોઇ કેઇ તેમની પાસે આવી બેસતા અને ગાંજો પીતા હતા અને યાત્રાળુઓને માર્ગે જતા જોઇ કદી કદી કહેતા. અરે ! આ તો દુધાધારી બાબા છે. એ માત્ર દુધ પીને રહે છે એમને કાંઇ આપતા જાઓ. વ્રજવાસીઓ યાત્રાળુઓને એવી વાત કહેતા તેથી પોતે હસતા. એ પ્રકારે બંને વેળા કાંઇ કાંઇ

પૈસાનો સંગ્રહ કરીને તે આશ્રમમાં લાવતા હતા અને એ પૈસા
યત્નથી પોતાની પાસે રાખી મુકતા હતા. કોઇ બીજાને અડકવા પ
દેતા નહીં, જાણે તેને ચોરી જશે એવી શંકા રાખ્યા કરતા. સંધ્ય
કાળ પછી આશ્રમમાં બેસી જ્યારે અમે વાર્તાલાપ કરતા ત્યારે પ
ભગવત્ચર્ચા તો એક વાર પણ કરતા નહીં, કોઈ કોઇ વસ્તુઓન
મહત્તા આદિ, પાણી કયાંનું ખરાબ છે. ઇત્યાદી ચર્ચા કરતા. ધનવા
ક્યારે તેમને રૂપિયો આપ્યો હતો તેનો સંવાદ, જયપુરના રાજ
આવશે, અને એમને ત્યાં રોજ પાંચ મૂર્તિયોનાં ભોજનનો પ્રબંધ કર
દેશે, તથા એ રાજા મંદિરની પ્રતિષ્ટા કરાવતી વખતે જરૂર એમ
ઘણું ધન આપશે, એવી એવી વ તો વ્રજવાસીઓની પાસે કર્યા કરતા
કદી કદી સામાન્ય કારણોથી તેમ કેટલીક વાર તો વગર કારણે ઉઠી
કોઇ શિષ્યને ચમડાથી જ મ.રી બેસતા અને ભાત ભાતના અશ્લિલ
શબ્દો બોલી તેમનો જીવ દુઃખાવતા, કોઇ પૈસા આપતું તો તેમન
પ્રશંસા કરતા અને કોઇ ન આપતું તો અમુક કાંઇ નથી આપતા તે
કોઇ કામના મનુષ્ય નથી. ઇત્યાદિ કહી તેની નિન્દા કરતા. તે સા-
ધારણ રીતે અભયનારાયણજી પર ઘણો સ્નેહ બતાવતા અને મારા પર
કાંઇક કઠોર તથા ભિન્ન ભાવ બનાવતા હતા.

આશ્રમ નાના પ્રકારના સર્પોના નિવાસસ્થાન જેવો હતો. એક
નાની કોટડીમાં હનુમાનજીની મૂર્તિ હતી. બે બાજુએ બે નાની નાની
અંધારી ઓરડીઓ હતી, તેમાં કેટલાય દરોમાં રક્તબંહી, ગોસુર આદિ
સાપો રહેતા હતા. હનુમાનજીની ઓરડી સામે એક સ્થાન છે, જેની
પહોળાઇ ચાર હાથ અને લંબાઇ આઠ હાથ છે. તેની એક તરફ એક
ચુબ્ત છે જેના પર શ્રીબાબાજી મહારાજ સુતા હતા. એક ઘણો દીર્ઘ-
કાર્ય રક્તવંશી, સર્પ હનુમાનજીના આસનપર આવી ચઢી બેસતો.

એક લાકડીના આગળના ભાગ પર લતા લપેટી રાખે છે. એ લાકડી હાથમાં લઇ લતાથી આવૃત્ત તેના અગ્રભાગથી સરપને ઠેલતા શ્રીબાબાજી મહારાજ કહેતા કે: "અરે હઠીજા હઠીજા," ત્યારે એ સાપ હનુમાનજીના આસનપરથી ઉતરી એક દરમાં પેસી જતો અને બાબાજી હનુમાનજીના શરીરે સિંદુર લગાવી ગળામાં માળા પહેરાવી દેતા. એવા વિકાળ સાપોના આવાસ ભુમિસ્વરૂપ ગુહામાં શ્રી બાબાજી મહારાજ રાત્રે એકલા રહે છે. એ સાપો સાથે એમનો ભાવ છે, આશ્રમમાં જેટલાં નાનાં મોટાં વૃક્ષ તથા લતા છે, એ સર્વની નિકટ તે ભોજન કરતા પહેલાં નિત્ય એક ખરપડી લઇને જાય છે, કોઇના મુળની માટી થોડી ખોદે છે, કોઇના મુળમાં પાણી રેડે છે, અને કોઇના ઉપર હાથ ફેરવે છે, તે પ્રતિદીન એમ કરે છે, પોતાના ભોજનની રોટલીનો થોડો ભાગ લઇ ટુકડા ટુકડા કરી પક્ષીઓને માટે એક સ્થાનમાં મુકે છે. તે તત્કાલજ આવી ખાવા લાગે છે. ત્યારે પોતે આહાર કરે છે. પોતે ભોજન કર્યા પછી અમને બોલાવીને અમારા હાથમાં થોડો થોડો પ્રસાદ આપતા.

તેમની પાસે એક નાનો ઘોડો હતો. તે એક વખતે ચરવા ગયેલો તે સમયસર આશ્રમમાં આવ્યો નહિં. શ્રી બાબાજી મહારાજ વૈશાખ મહીનમાં મધ્યાન્હના તાપમાં નીકળી, મેદાન, જંગલ, આદિ શોધતા તેની તપાસ કરવા લાગ્યા. પણ જ્યારે તેનો પત્તો ન લાગ્યો ત્યારે આશ્રમમાં આવી કહેવા લાગ્યા કે: "મારો ઘોડો કયાંક ચાલ્યો ગયો, કોઇ બદમાશ તેને લઇ ગયો લાગે છે. હવે હું તેને કયાં શોધું." આ સમયે તેમનો પહેલાં કહેલો લુંટારો ચેલો ગોસાયાં આશ્રમમાં હતો. તે વેગથી ઉર્ધ્વશ્વાસ લઇ બોલ્યો. "બાબાજી મહરાજ! કાંઇ ચિન્તા ન કરો. તમારો ઘોડો આવી જશે," બાબાજી મહારાજ બોલ્યા:

"આવશે?" તેણે કહ્યું; "હા મહારાજ, આવશે.' આ સાંભળી તેમને સંતોષ થયો.

તેમની એક બીજી પણ પ્રકૃતિ એ હતી કે જેનો અહીં ઉલ્લેખ કરીએ છીએ, ખાવાની કોઇ પણ વસ્તુ ઘણી થોડી પણ જો આશ્રમમાં આવતી તો તેમાંથી રતી રતી પણ આશ્રમના સર્વ લોકોને વ્હેંચી દેતા, વધારે હોય તો વધુ ભાગ બનાવી વ્હેંચી દેતા અને પોતે છેવટે કણ ભાર લઇ લેતા.

એક દિવસે સંધ્યાકાળ પછી અભયનારાયણજી અને હું તથા કેટલાક વ્રજવાસીઓ આશ્રમમાં બેસી શ્રી બાબાજી મહારાજની સાથે વાર્તાલાપ કરતા હતા. શ્રો બાબાજી મહારાજ વાતની વાતમાં કાંઇ બોલ્યા. જેનો મેં દૃઢતાથી પ્રતિવાદ કર્યો, તો બાબાજી મહારાજે હાથ જોડી બાળક જેવા બની કહ્યું "બાબા! હું તો ઘરડો માણસ છું, મૂર્ખ છું, તમારો બાલ ગોપાળ છું શાસ્ત્રની વાતો નથી જાણતો તમે સમજાવો" આથી હું શરમાઇ ચુપ થઇ ગયો.

શ્રી બાબાજી મહારાજનું આ પ્રકારનુ ચરિત્ર જોઇ તેમના વિષે મેં જે પ્રયાગરાજમાં ધારણા કરી હતી તે એકદમ જતી રહી. દિન પ્રતિદિન તેમના નવા નવા કામો જોઇ હું સમજવા લાગ્યો કેઃ આ તો અતિ સાધારણ કોટિના મનુષ્ય છે, તે વધુ ભણેલા પણ ન જણાયા. તેમનામાં કોઇ વિશેષ યોગૈશ્વર્ય પણ ન જણાયું. ગામડાઓમાં જેમ જુના વિષયી મનુષ્યો રહે છે, એવીજ એમની સ્થિતિ મને લાગી. કેઇ પ્રકારનું મહાત્માપણું તો મને ન જણાયું. પરંતુ સાથે પ્રયાગરાજમાં જે મારી સાથે એમની વાતચીત થઇ હતી અને જે વિષયનું મેં પહેલાં વર્ણન કર્યું છે, એ ઉપર વિચાર કરતાં તેમને સાધારણ મનુષ્ય સમજવામાં પણ હું સંકુચિત થયો. કદી કદી તો હું વિચાર કરતો

કે, પ્રયાગજીમાં તેમણે મને જે કાંઇ કહ્યું હતું એ વાતો અચાનક તેમના મોંમાંથી નીકળી પડી હશે, અને કદી મારામાં એ વિચાર પણ ઉઠતા કે જો તેમનામાં કોઇ પ્રકારે સાધનનું ઐશ્વર્ય ન હોત તો સાધુઓના સમસ્ત સમ્પ્રદાય તેમને આટલું સન્માન આપી તેમને પોતાના અગ્રેસર બનાવી મેળામાં કેમ ન્હાવા લઇ જતા હશે! વળી હું વિચાર કરતો કે તે વયોવૃદ્ધ હોવાને લીધે કે વ્રજના મહન્ત બનાવવાને લીધે બીજા સાધુ લોકો તેમનું સન્માન કરતા હશે. પછી કદી મેં વિચાર કર્યો કે શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામી પ્રભુએ કહ્યું હતું કે: મેળામાં અનેક સિદ્ધ મહાપુરૂષો છે અને અનેક વયોવૃદ્ધ સાધુ પણ છે. તો શું આ લોકો માત્ર તેમની વૃદ્ધાવસ્થાને લીધે તેમનું આટલું સન્માન કરતા હશે. આ પ્રકારના કેટલાય તર્કવિતર્ક મારા મનમાં આવવા લાગ્યા. પરંતુ એ સર્વ વાત મેં કોઇ આગળ કહી નહિં, હું માત્ર તેમના આચરણને જોવા અને મારા મનમાં તર્કવિતર્ક કરવા લાગ્યો. અંતે એક દિવસે મને શ્રીમદ્ભાગવતની કેટલીક વાતો અચાનક સ્મરણમાં આવી ગઇ. હું વિચાર કરવા લાગ્યો કે, શ્રીકૃષ્ણચન્દ્ર જ્યારે વૃન્દાવનમાં લીલા કરતા હતા ત્યારે અનેક અલૌકિક કર્મ કરતા હોવા છતાં પણ તે આ રીતે વર્તતા હતા કે સાધારણ બાલક કરતાં તેમનામાં કાંઇક વિશેષતા છે, તેની કોઇને ખબર ન પડે. ત્યાં સુધી કે બ્રહ્માદિ દેવતાઓએ પણ તેમના ચરિત્રના મોહમાં પડી તેમની ગણના સાધારણ મનુષ્યોમાં કરી હતી. અંતે માત્ર તેમનીજ કૃપાથી તેમનો ભ્રમ દુર થયો હતો. શ્રીમદ્ભાગવતની આ વાતોનું સ્મરણ આવી જતાં, હું વિચાર કરવા લાગ્યો કે, બ્રહ્મજ્ઞ થઇ એ કદાચિત તદ્રુપ બ્રહ્મ સ્વરૂપમાં વિરાજતા હોય, એ પણ અસંભવિત નથી, જો તેમ હોય તો તેમનાં કર્મ મનુષ્યોની વિચારશક્તિથી પર હશે. તથા કેવળ

લીલા માત્ર પણ હોય. આ પ્રકારના વિચાર ઉઠતાં પણ ફરી મને એ શંકા ઉઠતી કે, તેમના બ્રહ્મજ્ઞ હોવાનો નિર્ણય મારા હૃદયમાં શી રીતે પાકો થાય ? મારી આંખોમાં એ બળ નથી, કે હું એમને ઓળખું. કદાચ એ એવા પુરુષ હોય તો જેવા સદ્ગુરૂની શોધમાં હું છું. પરંતુ આ વાતનો પાકો નિર્ણય ન થવાથી હું કેવી રીતે આત્મા સમર્પણ કરૂં ? એવો વિચાર કરી મેં એ સિદ્ધાન્ત કરી લીધો કે આ વાર તો વૃન્દાવનનાં દર્શનને માટે આવ્યો છું. એ વાત તો સિદ્ધ થઇ, મારા મનનો ભેદ હું કોઇના આગળ નહિં ખોલું. કદાચ એ સિદ્ધ મહાપુરૂષ હોય તો મારા મનના આ સર્વ વિચારોને પણ તે અવશ્ય જાણી જશે. એથી જો એ મને પોતાના શિષ્ય રૂપે સ્વીકાર કરવા ધારશે તો તે જાતે જ પોતાની ઇચ્છા પ્રકટ કરશે તથા મારા સમસ્ત સંદેહ દુર કરશે, આ પ્રકારે નિર્ણય કરી મારૂં ચિત્ત શાંત થયું.

એના બે ત્રણ દિવસ પછી જ્યારે હું બપોરે જમી શ્રી બાબાજી મહારાજની પાસે બેઠો હતો. ત્યારે અભયનારાયણજીના ભાઇ હરિનારાયણજીનો એક પત્ર મને મળ્યો. તે અભયનારાયણજીએ વાંચી મને આપ્યો મેં તે વંચવા માંડ્યો. અભયનારાયણજીની પાસે કલકત્તાથી હંમેશાં પત્ર આવતા હતા પરંતુ એ પત્રો સંબંધમાં શ્રી બાબાજી મહારાજ કદી કાંઇ જાણવા ઇચ્છતા નહોતા. પરંતુ આ પોસ્ટ કાર્ડને મેં વાંચવા માંડયો તો તે બોલ્યા, “એમાં શું લખ્યું છે. બતાવો.” એ પત્રમાં હરિનારાયણજીએ પુછયું હતું કે મેં શ્રી બાબાજી મહારાજ પાસેથી દીક્ષા લીધી કે નહિં. વાસ્તવમાં તે પહેલાં કે તે પછી તેમણે બીજો કોઇ પત્ર મને લખ્યો નહોતો. મેં પણ તેમને કે બીજા કોઇને કહ્યું નહોતું કેઃ શ્રી બાબાજી મહારાજ પાસે દીક્ષા લેવાની ઇચ્છા મારા મનમાં થઇ છે. હું એ ન સમજી શકયો કે પત્રમાં તેમણે મ ન

આટલી જ વાત કેમ લખી હશે. ગમે તેમ હોય, પણ શ્રી બાબાજી મહારાજ જ્યારે મારી પાસે જાણવાની ઇચ્છા કરી કે, પત્રમાં શું લખ્યું છે, તો મેં વિચાર કર્યો. કે શું કહું, એટલામાં અભયનારાયણજીએ કહ્યું કે; "મારા ભાઈએ કાગળમાં પુછયું છે કે, બાબુજીએ આપની પાસે દીક્ષા લીધી કે નહિં ?" એ સાંભળી શ્રી બાબાજી મહારાજે કહ્યું કે, "આ એમાં લખી દો કે, એમને દીક્ષા અમારી પાસેથી મળી ગઇ." અભયનારાયણજીને એક કહી મારી સામે જોઇ તે બોલ્યાઃ "આ વખતે તમને દીક્ષા નહિં આપીએ તમે તમારી સ્રીને સાથે લઇ શ્રાવણ મહિનામાં ફરી અહીં, આવજો એ વખતે તમને બંન્નેને એક સાથે દીક્ષા આપીશું. "આ વાત સાંભળી મારી ચિંતા જતી રહી, મેં મારા મનમાં વિચાર કર્યો કે મારી તો આ સમયે દીક્ષા લેવાની ઇચ્છા જ નથી. એથી આ સમયે દીક્ષા ન આપવાની વાત કહી તેમણે સારૂં જ કર્યું. એ વિષયમાં મારો સંદેહ દુર થતાં એ માટે શું કરવું એનો વિચાર કરી શકાશે. એ પછી બે ત્રણ દિવસ બાદ હું વૃન્દાવનથી કલકતે પાછો આવ્યો હું પહેલાંજ કહી ચુકયો છું કે; આશ્રમમાં રહેલા તે દિવસોમાં શ્રી બાબાજી મહારાજ મારા પ્રતિ કાંઇક કઠોર ભાવ પ્રદર્શિત કરત હતા, પરંતુ આશ્રમમાંથી જતી વખતે તેમણે મારા પર એકવાર એવા ભાવથી નજર નાંખી કે મારૂં આખું શરીર માધુર્યમય થઇ ગયું અને તે કેવળ સ્નેહ અને પ્રેમના આધારરૂપ જ મને જણાય છે, તેમની આ દૃષ્ટિથી મારા હૃદયમાં એક અદ્ભુત પ્રેમનો સંચાર થયો જે કલકત્તા પાછા આવતા સુધી મારા અંતઃકરણમાં ભર્યો રહ્યો. પરંતુ તે પછી બેએક દિવસોમાં તે ભાવ તરી અ વ્યો.

શ્રી વૃન્દાવનમાં હું રહયો તે વખતે શ્રી બાબાજી મહારાજે પ્રસં-

અવશ્યાત ત્રણ ચાર એવાં ઉપદેશ વાક્યો કહ્યાં હતાં કે જેને ગ્રહણ કરવાથી સાધકોનું વિશેષ કલ્યાણ થાય છે.

૧ રાત્રિના ચોથા પ્રહરમાં ઉંઘ્યા ન કરવું.

એના સમર્થનમાં સાધુઓના ઉપદેશાર્થે એક પદ્ય છે, જે શ્રી બાબાજી મહારાજે કહ્યું હતું.

પ્રથમ પ્રહરમાં સર્વ કોઇ જાગે, બીજા પ્રહરમાં ભોગી,
ત્રીજા પ્રહરમાં તસ્કર જાગે, ચોથા પ્રહરમાં યોગી.

૨ ભીતરથી કામ કર્યા કરવું, નિન્દા સ્તુતિને ન જોવી.

આનો આશય હું એ સમજ્યો હતો કે મનમાં સારા નરતાનો વિચાર કરીને કામ કરવું. કેવળ બાહ્ય નિંદા અને સ્તુતિપર ધ્યાન દઇ કામ ન કરવું.

૩ સદા શુકલ રહેવું. હું એનો અર્થ નિષ્પાપ અને નિષ્કપટ રહેવું એમ સમજ્યો હતો.

શ્રી બાબાજી મહારાજે બીજા પણ અનેક ઉપદેશ આપ્યા હતા. તેમાંથી ઉપરના ત્રણનો ઉલ્લેખ અત્રે કર્યો છે.

૪ કલકત્તા પાછો આવી પ્રથમના ઉપદેશને આચરણમાં મુકવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ અભ્યાસ નહિં હોવાથી ઘણે ભાગે નિષ્ફળ મનોરથ થવું પડતું અને કદાચ સફળ મનોરથ થતો તો મસ્તક ગરમ થઇ જતું હતું અને વકીલાતનું કામ કરવામાં મને કિંચિત્ શારીરિક ક્લેશ પણ થતો. પહેલાં યોગિયોના સમ્પ્રદાયમાં રહી જે પ્રાણાયામ આદિ ક્રિયાઓ આગ્રહથી કરતો હતો એનાથી મારા શરીરના વાયુનો વેગ એટલો બધો વધી ગયો હતો કે બહુજ વર્ષ પહેલાંથી મને ગાઢી નિદ્રા આવતી નહોતી. રાત્રિના અંતિમ ભાગમાં ઠંડક સમયે હું કાંઇક નિદ્રાના સુખનો અનુભવ કરતો હતો. પણ એ સમયે પણ અનેક

પ્રકારનાં સ્વપ્નો જણાતાં હતાં એથી અંતિમ પ્રહરમાં જાગવાનો પ્રયત્ન કરી જોયો. જો તેકોઇ દિવસ હું કૃતકાર્ય થતો તો દિવસે મારૂં મસ્તક ગરમ રહેતું હતું. તે છતાં પણ મેં પ્રયત્ન કરવો બંધ કર્યો નહિં.

આ સ્થિતિમાં આષાઢ માસની શરૂઆતમાં એક અદ્દભુત ઘટના બની, ઘરની અંદર ખડકીની સાંકળ વાસી હું સુતો હતો. રાત્રિના છેવટના પ્રહરમાં મને નિંદ્રા પણ આવી હતી. એ સમયે કોઇએ મને "ઉઠ" કહી મારા પર એક નાનો સરખો કાંકરો માર્યો, તે મારા શરીરમાં વાગ્યો. તત્કાલજ ઉઠીને મેં તે પથરો હાથમાં લીધો, પણ ખડકીની બહાર કોઇને ન જોયુ. ઘરમાં કોઇ જગાએ બાખુ પણ નહોતું, કે જેમાંથી એ પથરો અંદર આવે. એ પથ્થર શી રીતે અંદર આવી મારા શરીરે વાગ્યો તે હુ નક્કી કરી શકયો નહિં. એ પછી એક દિવસે ખુલ્લી અગાશીમાં હુ સુતો હતો, તે રાત્રિના અંતિમ પ્રહરના કોઇએ બે ત્રણવાર મારૂં નામ લઇ મને મૃદુસ્વરે બુમ પાડી, જે સાંભળી હું ઉઠયો, ચારે તરફ જોયું તો સર્વત્ર શાંત હતું. કંઇ કોઇ પણ ન જણાયું, આશ્ચર્ય પામી હું વિચાર કરવા લાગ્યો.

આ વિષયના મુળ કારણ સંબંધી હું કાંઇ સ્થિર ન કરી શકયો.

હું દેવ પ્રાપ્ત જે મન્ત્રને પહેલાં જપતો હતો તે મંત્ર હમણાં પણ જપતો હતો. પહેલાં મેં કહ્યું કે શ્રી બાબાજી પ્રતિ મને શ્રદ્ધા ઉત્પન્ન થઇ નહોતી. મને યાદ આવ્યું કે શ્રાવણ માસમાં વન્દ્રાવન જઈ તેમણે મને દીક્ષા લેવાનું કહ્યું હતું. પણ જ્યારે તેમના પર મારી શ્રદ્ધા જ ન બેઠી તો આજ્ઞા માનવાની રૂચિ પણ મારા મનમાં ઉત્પન્ન નં થઇ, એ સમયે શ્રો વૃન્દાવન જવાનો વિચાર મેં કર્યો નહોતો. હું દુઃખી ચિત્ત કયારે મને બ્રહ્મજ્ઞ સદગુરૂનું શરણુ મળે એવી ચિન્તામાં મારા દિવસો કાપતો હતો. દિવસે હું વકીલાતનું કામ

કરતો હતો પણ સંધ્યાકાળ પછી તે સંબધી કાંઇ કામ હું કરતો નહિં. એ સમયે માત્ર એક સદ્દગુરૂ મેળવવાની ચિન્તા મને ઘેરી રહેતી. કદાચિત ભગવાનને મારા ઉપર દયા આવી, મારા સંદેહનો ટાળવા તેમણે અભાવનીય રૂપે એક એવો ઉપાય કર્યો. આશાડ માસની આખરે ઉપર પ્રમાણે અગાસીમાં હું એક દિવસે સુતો હતો. રાત્રિના અંત ભાગમાં મારી નિદ્રાનો ભંગ થઇ ગયો અને હું ઊઠી બેઠો થયો. બેસી મેં જોયું કે આકાશ ભેદીને શ્રીબાબાજી મહારાજ મારી તરફ ચાલ્યા આવે છે. જો જોતાં તે અગાસીમાં મ રી આગળ આવી ઉભા રહ્યા અને તેમણે મને મારા કાનમાં એક મંત્રનો ઉપદેશ આપ્યો. મંત્રોપદેશ કર્યા પછી આકાશમાર્ગે તે ક્ષણ માત્રમાં અદ્દશ્ય થઇ ગયા. અગાસીમાં મને આ પ્રકારે દીક્ષા આપી જ્યારે તે ચાલ્યા ગયા ત્યારે એ સ્થાનમાં મને શ્રી નિત્યકૃષ્ણ ગોસ્વામી પ્રભુ ી મૂર્તિ પણ જણાઇ હતી. શ્રી બાબાજી મહારાજ જયારે અંતર્ધ્યાન થયા તો મને અનુભવ થયો કેઃ તેમના બતાવેલા મંત્રો મારા હૃદય । પડદે પડદામાં પ્રવેશ થયો છે. અને તેમને માટે મને જે કાંઇ શ ા હતી તે સર્વ નિર્મુળ થઇ ગઇ. હું એ અનુભવ કરવા લાગ્યો કે એ સમયા મારૂં જીવન ધન્ય થઇ ગયું અને હું મારી પ્રાર્થના અનુસ ર સદ્દગુરુ મેળવી શકયો છું. ચૈત્ર વૈશાખમાં શ્રી વૃંદાવનમાં જઇ જે શંકાઓ શ્રી બાબ જી મહારાજના ચરિત્રને જોઇ મારા મનમાં ઉઠી હતી તે સર્વ ક્ષણભરમાં દુર થઇ ગઇ અને મેં તેમને પુર્ણજ્ઞ બ્રહ્મર્ષિ જાણ્યા.

તે પછી શ્રાવણ સુદમાં હું મારી સ્ત્રી અને એક ઓરમાન નાનાભાઇ તથા અભયનારાયણજીને સાથે લઇ પ્રસન્ન મને શ્રીવૃંદાવન ગયો અને આશ્રમમાં જઇ શ્રી બાબાજી મહારાજને દંડવત્ કર્યા, તેમણે કહ્યું કેઃ શ્રાવણ માસમાં જન્માષ્ટમીના દિવસે તેમને અને તમારી સ્ત્રીને દીક્ષા આપીશું, એ સમયે

જન્માષ્ટમીને આઠ દસ દિવસ બાકી હતા, એ દિવસોમાં હું આશ્રમમાં રહ્યો. અને જોયું કે શ્રી બાબાજી મહારાજનાં સાધારણ આચારણ તો પહેલાંના જેવાંજ હતાં. પરંતુ હવે એ આચરણો મારી શંકાઓને વધારી ન શક્યાં. મેં વિચાર કર્યો કે આ તો તેમની લીલા માત્ર છે. અને મારી બુદ્ધિથી પર છે. અને જે ત્યાં હાજર થઇ મને દીક્ષિત કરવા સમર્થ છે, તે અવશ્ય મારો ઉદ્ધાર કરવાની શકિત પણ રાખે છે. અને તેમને આત્મસમર્પણ કરવામાં મને કાંઇ પણ હરકત નથી, એવો વિચાર કરી હું ફરી પણ દિક્ષા લેવાને તૈયાર થયો. તથાપિ મેં તેમને કહ્યું: " જ્યારે પહેલાં કલકત્તામાં મારી અગાશીમાં મને આપે દીક્ષા આપી છે તો પછી દીક્ષાનું શું પ્રયોજન છે ? " તેમણે કહ્યું–" હા ફરી પણ આપીશ." એથી હું ફરી દીક્ષા લેવા તૈયાર થયો, પરંતુ મારી સ્ત્રીએ રને અને અભયનારાયણજીને કહ્યું કે: મને એકવાર મારા દેશના ગુરૂએ દીક્ષા આપી છે, મને એ મંત્ર ઘણો પ્રિય છે, એથી ફરી દિક્ષા લેવાની ઇચ્છા નથી. એ પછી અભયનારાયણજી પ્રતિદિન તેને સદગુરૂ દીક્ષા મહાત્મ્ય એ વિષય પર ઉપદેશ આપતા હતા, પરંતુ તે કોઇ રીતે ફરી દીક્ષા લેવા સંમ્મત ન થઇ, જન્માષ્ટમીની આગલી રાત્રિએ પણ અભયનારાયણ સાથે તેમને વાતચીત થઇ હતી, તે બોલી કે: "ઘણા દિવસથી મારા ગુરૂએ આપેલા મંત્રનો હું જાપ કરતી આવી છું અને તેમાં મારી પ્રિતિ પણ વધુ છે. એ મંત્ર છોડી બીજો કોઇ મંત્ર જપવાની મને ઇચ્છા નથી." હું આ વિષયમાં તેમની સાથે કોઇ વિશેષ વાત કહેવા ઇચ્છતો નહોતો. કેમકે મારી એ ધારણા હતી કે જ્યારે શ્રી બાબાજી મહારાજે મારી સાથે તેને પણ જન્માષ્ટમીને દિવસે દીક્ષા આપવાનું કહ્યું છે તો કોઇ પણ પ્રકારે તે એને દીક્ષા આપશે જ.

જન્માષ્ટમીના દિવસે પ્રાતઃકાલે અમે શૌચ સ્નાનાદિથી નિવૃત્ત થયા પછી શ્રી બાબાજી મહારાજે મને કહ્યું કેઃ 'બજારમાંથી નવું વસ્ત્ર, તુલસીની કંઠી. અને ગોપીચન્દન લાવવું પડશે. આજ તમને બંનેને દીક્ષા આપવામાં આવશે, ' આ સાંભળી હું મારી સ્ત્રી પાસે રૂપિયા લેવા ઘરમા ગયો. તો એ બોલી કેઃ " તમારી સાથે હું પણ દીક્ષા લઇશ મારે માટે વસ્ત્ર અને કંઠી લાવજો, ' મેં હસીને કહ્યું કેઃ " તમે તો કહ્યું હતું ને કે દીક્ષા નહિં લઉં ? "

તેણે કહ્યુંઃ "એ વાર દીક્ષા લેવાની મારી ઇચ્છા નહોતી, પણ આજ પ્રાતઃકાલથી દીક્ષા માટે મારા મનમાં ઘણી ઉત્કંઠા થઇ રહી છે, તમે જ્યારે દીક્ષા લ્યો છો, તો હું પણ લઇશ. "

હું બાબાજી મહારાજના માહાત્મ્યનો વિચાર કરતો બજારમાં ગયો અને એક જોટો ધોતીયાં, તુળસીની બે માળાઓ અને ગોપીચન્દન લઇ આશ્રમમાં પાછો આવ્યો. તે પછી શ્રી બાબાજી મહારાજે બપોરના મને દીક્ષા આપી, પહેલાં એક મંત્ર ત્રણવાર મારા કાનમાં કહી તે બોલ્યા કેઃ " આ મંત્રને હંમેશાં જપવો. જોડા પહેરી કદી આ મંત્રને જપવો નહિં, આ મન્ત્ર મને આપ્યા પછી તેમણે ફરી બીજો એક મંત્ર, મને આપ્યો કે જે પહેલાં મેં કહ્યું હતું કે કલકત્તામાં અગાસીમાં આવિર્ભુત થઇ મને આપ્યો હતો, તેનો મારા કાનમાં ઉપદેશ કર્યો પણ આ બીજા મંત્રના સંબંધમાં તેમણે કહ્યું કેઃ આ મંત્રનો જાપ કરવો નહિં પડે, એ વખત આવતાં એની મેળે પ્રકાશિત થશે તેનો એની મેળે જપ થાય છે, તેને જપવો નહિં પડે."

મને મન્ત્રોપદેશ આપ્યા પછી તેમણે મારી સ્ત્રીને પણ દીક્ષા આપી. પરંતુ મારી સ્ત્રીને જે મત્ર આપવામાં આવ્યો, તે મારા એ બંને મંત્રોથી જુદો હતો. મારી સ્ત્રીને મારી પાસે રાખીને જ દીક્ષા

આપવામાં આવી. આ પ્રકારે ૧૩૦૧ બંગાળના વર્ષની જન્માષ્ટમીના રોજ અમે બંને શ્રી બાબાજી મહારાજનાં કૃપાપાત્ર થયાં, મેં મારા જીવન સંબંધી અટલી વાતો એ માટે લખી છે કે: આથી શ્રી બાબાજી મહારાજના ચરીત્રનું મહાત્મ્ય કંઇક સમજી શકાશે.

આ જન્માષ્ટમીના ત્રીજા દિવસે શ્રી બાબાજી મહારાજે અમને સાથે લઇ વ્રજના વનની પરિક્રમા કરવાના હેતુથી પ્રસ્થાન કર્યું. શ્રી પુષ્કરદાસજી અને કલ્યાણદાસજી નામના બે સાધુ પણ તેમની સાથે ચાલ્યા અને પૂર્વે જણાવેલી ગંગા નામની ગાય પણ સાથે ચાલી. આ વર્ષે વ્રજધામમાં ઘણો વર્ષાદ પડ્યો હતો. લગભગ દરરોજ ધોધમાર વર્ષાદ પડતો હતો માર્ગમાં ઘણા સ્થાનોમાં પાણી અને કીચડ ભરાયલું હતું. મને યાદ છે કે: કેટલાક દૂર જતાં એક જગ્યાએ શરીર જાંગ સુધી કાદવમાં કળી જતું હતું. અમારે રહેવા માટે શ્રી બાબાજી મહારાજે એક નાની સરખી રાવટી આપી હતી. દરરોજ ધારેલાં સ્થળે પહોંચ્યા પછી અમારે ખુંટીઓ ઠોકી રાવટી ઉભી કરવી પડતી. અને શ્રી બાબાજી મહારાજ માટે તેમની મોટી છત્રીને જમીનમાં ખોસી ઉભી કરવી પડતી. એ રાવટી અને છત્રીને ચારે તરફ એક ફુટ ઉંડો ખાડો ખોદતા હતા નહિંતો વર્ષાદનું પાણી રાવટી અને છત્રીની અંદર પ્રવેશ કરી સર્વ સ્થાનને કાદવમય કરી દેતું. અમે સર્વ લોકો જે કલકત્તાથી ગયા હતા તે સર્વ રાવટીની એક એક સાદડી પાથરી અને તેનાપર એક એક કામળી તેના ઉપર પાથરી અમારૂં આસન લગાવતા હતા, મોટી છત્રીની નીચે શ્રી બાબાજી મહારાજનું આસન રહેતું હતું પુષ્કરદાસજી અને કલ્યાણદાસજી એક નાની છત્રીની નીચે પોતપોતાનું આસન લગાવતા હતા.

કોઇ દિવસ ત્રણ કોઇ દિવસ ચાર અને કોઇ દિવસ પાંચ ગાઉ

ચાલી કોઈ નિર્દિષ્ટ સ્થાન પર પહોંચ્યા પછી રાવટી આદિ ઉભી કરતા. એક બળદ ગાડી અમારી સાથે હતી. જેના પર અમારી સર્વ સામગ્રી ભરવામાં આવતી, ગાડી સરસામાનથી ભરી જતી. તેને ત્રણ બળદ ખેંચતા પરન્તુ રસ્તામાં કદત્ર એટલો બધો વધારે હતો કે: તેને ત્રણ બળદને ખેંચવું પણ ભારે થઇ પડતું, નક્કી કરેલા સ્થાને પહોંચ્યા પછી રાવટી આદિ ઉભી કર્યા પછી સાધુ લોકો સુકાં લાકડાં મેળવવા બહાર ચાલ્યા જતા. તે કોઇ સુકાં વૃક્ષનાં લાકડાં કુહાડીથી કાપી લાવતા તેમ કેટલાક ગામમાંથી લોકો પાસેથી લાકડાની ગઠો લઈ આવતા.

આ વ્રજપરિક્રમાની એક વિશેષ રીતનો અહીં ઉલ્લેખ કરવો જરૂરનો છે. જે વ્રજમાં શ્રી નાગાજી મહારાજના વખતથી પ્રચલિત છે.

## અધ્યાય સાતમો.

### શ્રી નાગાજી મહારાજ

વ્રજના પૈગામ નામના સ્થાનમાં શ્રી નાગાજી મહારાજે જન્મ લીધો હતો, સાધુ થયા પછી વરસાનની પાસે ત્રણે તરફ ઉચ્ચ પર્વતથી વેષ્ટિત એક સમતલ સ્થાનપર રહી તેમણે કઠોર સિદ્ધ તપશ્ચર્યા કરી હતી એ સ્થાનનું નામ કદમખન્ડી છે. નાગાજીના સમયથી તે "નાગાજીની કદમખન્ડી" ના નામથી વિખ્યાત છે. આ કદમખન્ડીમાં અનેક વર્ષ કઠોર સાધના કર્યા છતાં પણ ભગવદ્દર્શન ન થવાથી તે અભિમાન વશ થઇ વ્રજધામને છોડી ચાલ્યા જવાનો વિચાર કરી એક હાથમાં કમન્ડલુ અને બીજા હાથમાં ચમઠો લઇ રવાના થયા. વ્રજવાસિયોનો સ્વભાવિક શ્રીકૃષ્ણપર સખ્યભાવ છે, અને નાગાજી પણ એ ભાવ રાખતા

હતા. એથી જ્યારે બહુ દિવસ તપસ્યા કરતાં છતાં પણ ભગવદ્દર્શન ન થયું તો તેમના મનમાં એ વિચાર થયો કેઃ " આ ભુમિપર શ્રીકૃષ્ણ જ્યારે આપે સિદ્ધ થયા હતા, તો તે અહીં બીજા કોઇને સિદ્ધ નહિં થવા દે, એથી હું તેના ધર્મને છોડી બીજી જગાએ જઇ તપ કરીશ. જોઉં કે બીજે સ્થળે તે કેવી રીતે વિઘ્ન નાખે છે?

સખા પ્રતિ આ પ્રકારનું અભિમાન કરી નાગાજી ચીપીયો અને કમન્ડલુ હાથમાં લઇ પગે ચાલીને જતા હતા. તેવામાં એક કાંટાવાળા વૃક્ષની નીચેથી જતાં તેના કાંટામાં તેમની બ્રહ્મજટા ચારે તરફથી એવી ભરાઇ ગઇ કે તેમની ગતિ ત્યાં અટકી ગઇ. એથી વળી વધુ અભિમાન કરી શ્રી નાગાજીએ વિચાર કર્યો કેઃ " આ એ શઠનું ચાતુર્ય છે, " મારા અહીંથી જવામાં પણ તેણે મારી જટાને કન્ટકોથી બાંધી લઈ મારી વૃત્તિનો રોધ કર્યો છે, ઠીક હું આવી સ્થિતિમાંજ રહીશ, જોઉં કે તે મને શું કરી શકે છે? એવો દૃઢ સંકલ્પ કરી નાગાજી ચીપીઓ અને કમન્ડલુ હાથમાં લઇ ત્યાં ઉભા રહ્યાં. આ અવસ્થામાં તેમણે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ ત્યાંજ વ્યતીત કરી. ચોથા દિવસે ભગવતવત્સલ ભગવાને ચતુર્ભુજ રૂપે પ્રકટ થઇ બે હાથે તેમને આલિંગન આપ્યું અને બે હાથે તેમની જટાને કંટક જાળથી મુક્ત કરી તથા કહ્યું " નાગાજી તમે અહીં રહો, તમે સિદ્ધ થઇ ગયા છો હું તમારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરીશ. "

ભગવાનનાં દર્શન અને આલિંગનથી શ્રી નાગાજી શોક અને મોહથી વિમુક્ત થયા. અને નાના પ્રકારે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારે ભગવાને તેમને વર માગવાનું જણાવ્યું. એટલે શ્રી નાગાજી બોલ્યા કેઃ તમે મને આ વરદાન આપો છો, તો આ વ્રજધામના આડધા પુત્ર અને આડધું દૂધ મને અર્પણ કરો, અર્થાત વ્રજધામમાં

લોકોને જેટલા પુત્ર હોય એમાંથી અડધા તો વંશની રક્ષા માટે ગૃહસ્થ થઇને રહે અને બાકીના અડધાથી નાગાજીના સમાજની (સાધુસમાજની) વૃદ્ધિ થાય, વ્રજધામમાં ગાયો જે દૂધ દે તેમાંથી અડધા ભાગ પર રોજ સાધુઓનો અધિકાર થાય અને જેથી ઉદરપૂર્ત્તિથી નિશ્ચિંત થઇ સાધુ ભજન કરતા રહે. જ્યારે નાગાજીએ આ વરદાન માગ્યું ત્યારે ભગવાને પ્રસન્ન થઇ તેમને એ વરદાન આપ્યું પછી નાગાજીએ કહ્યું, તમે મને જે વરદાન આપ્યું છે, તેને લોકો કેમ માનશે ? એ સાંભળી ભગવાને કહ્યું. હું જાતે આ વરદાનને સફળ કરીશ. તમે વ્રજના ગામે ગામમાં ફરો, હું તમારો ચેલો બનીને તમારી સાથે રહીશ અને સર્વ સ્થળે આ વરદાનનો પ્રચાર કરીને અડધું દૂધ લૂંટી તમને લાવીને આપતો રહીશ; એટલે નાગાજી ગુરૂ અને ભગવાન તેમના ચેલા બનીને વ્રજધામમાં ગામેગામ ફરવા લાગ્યા, ચેલો સર્વત્ર આ વરદાનનો પ્રચાર કરવા લાગ્યો અને ઇચ્છાનુકુળ ગૃહસ્થોના પ્રત્યેક ઘરમાં પ્રવેશ કરી તેમાંનું અડધું દૂધ લુંટી લુંટીને લાવવા લાગ્યો. દૂધ લેતાં જેણે વધુ અડચણ કરવા માંડી તેમના બધા દૂધમાં તરત જ કીડા પડવા લાગ્યા, અને તેમની કોઇની ગાય, કોઇની ભેંસ, કોઈની વાછડી મરવા લાગી. વ્રજવાસિયોએ એ જોયું તથા ગુરુ અને ચેલા બંનેની તેજપુંજ મૂર્ત્તિયોનું નિરીક્ષણ કરી નાગાજીના વરદાનને સત્ય માન્યું અને તે પ્રસન્ન મને પોતાના પુત્રોમાંથી અડધા નાગાજીને ચેલા બનાવવા માટે અર્પણ કરવા લાગ્યા. આ પ્રકારે થોડાજ દિવસોમાં નાગાજીના વરદાનનો વ્રજમાં સફળતાપૂર્વક પ્રચાર કરી અને નાગાજીને કૃતાર્થ કરી ભગવાન અદૃશ્ય થઇ ગયા. નાગાજી મહારાજના અનેક ચેલા થયા. અને સાધુઓથી વ્રજધામની શોભા ઘણી વધી. આજ સુધી નાગાજીના આ વરદાનનો પ્રભાવ વ્રજધામમાંથી લુપ્ત થયો નથી. હજુ

પણ જો કોઇને બે પુત્ર હોય છે તો વ્રજનાં માતાપિતા તેમાંથી એકને જાતે લઇ જઇ કોઇને કોઇ સાધુ પાસે લઇ જઈ ચેલો બનાવી દે છે. જો માતા પિતા એમ ના કરે તો બાળક ઘણે ભાગે નાસીને પાછો પોતાની મેળે કોઈ સાધુનો ચેલો બની જાય છે.

દૂધના સબંધમાં પણ નાગાજીના આ વરદાનનું માહાત્મ્ય અદ્યાપિ ગયું નથી. અમારી નજરે જોયું છે કેઃ પરિક્રમા સમયે સાધુઓમાંથી કોઇ કમન્ડલુ, કોઇ લોટો, કોઈ ઘડો, કોઇ પીત્તળનો મોટો દેગડો આદિ લઇ રસ્તામાં જે ગામ આવતું તેમાંના કોઇમાં તેમનું કોઇ ટોળું તો બીજામાં તેમાનું બીજું ટોળું જઇ વ્રજવાસિયોના ઘરમાંથી પોતે પોતાની મેળે જ દૂધનાં દહોણી ઠાલવી લાવતા. દૂધ લુંટવાની આ લીલા સાધુ લોકો જે પ્રકારે કરે છે, તેનું એક દૃષ્ટાંત નીચે આપવામાં આવ્યું છે.

એક નાગો સાધુ હાથમાં દેગડો લઇ એક ગૃહસ્થના ઘરમાં પેઠો, ઘરના આંગણામાં લીમડાના ઝાડ નીચે એક ખાટલાપર બેસી ઘરનો સ્વામી હુકકો પીતો હતો. વ્રજમાં દરેક ઘર પાસે લીમડાનું ઝાડ તો હોય છે જ, નાગા સાધુને દેગડો લઇ આવેલો જોઇ તેણે હસીને પોતાની સ્ત્રીને બોલાવી કહ્યુ કેઃ અરે, આ નાગો દૂધ લુંટવા આવ્યો છે. બસ તેની ગૃહિણી કેડે સાલ્લો બાંધી નાગાની સાથે લડવા માટે તૈયાર થઇ ગઇ, નાગાએ ચુપાચાપ તેના ઘરમાં પેસી દૂધની મટકીને હાથમાં લીધી. એવામાં પેલી સ્ત્રીએ નાગાનો હાથ પકડી લીધો અને બંનેમાં ખેંચાતાણ ચાલી. પેલો ઘરધણી બારણે બેસી હુકો પીતો પીતો હસી રહ્યો હતો. અને જોતો હતો કે કોની જીત થાય છે અને કોણ હરે છે. જીત થતાં ગોપીને દૂર કરી બળપુર્વક દૂધની મરમટીથી અડધું દૂધ પોતાના દેગડામાં રેડી નાગો ગૃહમાંથી બહાર નીકળ્યો.

નાગાનો વિજય જોઇ ઘરધણી પ્રસન્ન થઇ તેની પ્રશંસા કરવા લાગ્યો. અને બોલ્યો કે નાગા, તારો લંગોટો સાચો છે. દૂધ લઇ જઇ ખૂબ પીજે.

આવી સ્થિતિમાં નાગા સાધુનીજ ઘણે ભાગે જીત થાય છે. કેમકે અધિકારીમાંથી તેમના અધિકાંશ વાસ્તવમાં હજુ સુધી પણ વીર્ય ધારણ કરી રાખવાની શકિત રાખે છે. અને મૈથુનથી દૂર રહે છે. જેથી એ બળવાન હોય છે. પરંતુ વ્રજમા અનેક શકિતશાલિની સ્ત્રિયો પણ છે. જે મોટા મોટા પહેલવાનો સરખી બળવાન હોયછે. આવી સ્ત્રીઓ સાથે લડવામાં નાગાને કદી કદી હારવું પણ પડે છે, જ્યાં કોઇ આવી સ્ત્રી હોય છે એમ જણાય ત્યાં નાગાઓમાંથી જે યથાર્થ શકિતવાળા હોય છે તેજ જાય છે. મેં કોઇ કોઇ પ્રાચીન સાધુ પાસે સાંભળ્યું છે કેઃ એક ગામમાં એક ગોપી એટલી બળવાન હતી કે કોઇ પણ પહેલવાન તેને મલ્લયુદ્ધમાં હરાવી શકતો નહિં. તેના ઘરમાં માત્ર બાબાજી મહારાજ જાતે જઇ તેને લડાઇમાં હરાવીને દૂધ લુંટી લાવતા તે પછીથી બાબાજી મહારાજ જતા તો તે ફરી કદી તેમને દુધ લેવામાં અડચણ કરતી નહિ પરિચિત સાચા સાધુ જતાં કદી કદી વ્રજની ગોપીઓ આમોદપ્રમોદને માટેજ કુસ્તીમાં ઉતરતી. નહિંતો અડચણ કર્યા વગર દૂધ લેવા દેતી. અડધું દૂધ એકે લઇ લીધા પછી અધર્મથી જ્યારે બીજો ફરી દૂધ લેવા જાય ત્યારે તેમજ કદી કદી પ્રથમ વાર પણ દૂધ લેતી વખતે સાચી લડાઇ જામતી. ઘરમાં શિશુ અથવા રુગ્ણજન નિમિત્તે દુધની વિશેષ આવશ્યકતાવશ ગોપીયોના નિષેધ કરવા છતાં જો સાધુ લોક ન માનીને દૂધ લુંટતા તો ઘણે ભાગે ખરો કલહ તથા મારપીટ પણ થતી.

પ્રથમ વર્ષે સાધારણ રીતે દૂધ લુંટવાની લીલા થતી મેં આ પ્રકારે જોઇ છે. તે પછી અનેકવાર હું શ્રી બાબાજી મહારાજની સાથે

પરિક્રમામાં ગયો હતો. એક વર્ષે ન જઉં વળી બીજા વર્ષે હું તેમની સાથે પરિક્રમામાં જતો હતો. આ રીતે દર ત્રીજે વર્ષે અનેક વાર હું પરિક્રમામાં ગયો હતો. પરંતુ પ્રથમ બેવાર મેં જે સાધુઓનો મેળો અને આનંદ જોયો હતો તેને ક્રમશઃ ઓછો થતો જોયો. પરિક્રમાના દિવસોમાં પ્રત્યેક નિર્દિષ્ટ સ્થાનમાં રાવટી આદિ સ્થાપન કરતી વખતે જ સાધુ લોકો દૂધ પી લેતા. કદી કદી માર્ગમાં ચાલતી વખતે પણ કોઇ કોઇ સાધુ દૂધ લુંટી લાવી પીવરાવતા હતા. પ્રથમ બેએક વાર પરિક્રમામાં એમ બન્યું હતું. પછી દૂધ એવી રીતે હમેશાં મળતું નહિં. વ્રજમાં કાળ પડવાનું પણ એ એક કારણ હતું.

અમારી પ્રથમ વારની પરિક્રમાના એક બે વિશેષ બનાવોનો અહીં ઉલ્લેખ કરવામાં આવે છે. જેથી પણ શ્રી બાબાજી મહારાજનું ચરિત્ર કાંઇક પ્રકટ થશે.

પહેલાં જણાવ્યું કેઃ વરસાનાથી થોડે દૂર કદમખન્ડી નામના સ્થાનમાં શ્રી નાગાજી મહારાજ ભગવદ્દર્શન કરી સફલ મનોરથ થયા હતા. જે હાલ નાગાજીની કદમખન્ડીના નામથી પ્રસિદ્ધ છે. શ્રી નાગાજી મહારાજની માનવલીલા સંવરણ કરતાં અહીં તેમના શરીરની સમાધિ થઇ હતી. જન્માષ્ટમી પછી શુકલ ચતુર્દશીને રોજ સાધુ મંડળી ત્યાં પહોંચી આસન જમાવે છે. અને વ્રજમન્ડલના વ્રજવાસી પણ એ દિવસે ત્યાં એકઠા થાય છે, તે દિવસે ત્યાં મોટો ભારે મેળો થાય છે. તથા રાસધારી લોકો આવીને રાસ લીલા કરે છે. વ્રજવાસીઓ એ દિવસે ત્યાં માલપુંવાનો ભોગ ધરાવે છે. અને સાધુઓ માલપુંવાનો પ્રસાદ જમે છે. એ દિવસો નૃત્ય ગીત અને આનંદમાં જતા રહે છે. બીજે દિવસે ત્યાંથી સાધુ મન્ડલી આસન ઉઠાવે છે અને ત્રણ કોશ દૂર કામ્યકવનના કુન્ડ ગયા નામના કુન્ડ પર જઇ મુકામ નાંખે છે. કદમખન્ડી અને કામવનની વચ્ચે જમીન નીચાણમાં છે. જ્યાં દરવર્ષે,

થોડું થોડું પાણી અને કાદવ હોયાંજ કરે છે. અમારી પ્રથમ વર્ષની પરિક્રમાના વર્ષે વર્ષાદ પડવાથી ત્યાં એટલું બધું પાણી ભરાયું હતું કે: અમારી બળદ ગાડી લઇ ત્યાંથી પાર જવું અમને અસાધ્ય જણાયું. એથી શ્રીબાબાજી મહારાજ બોલ્યા કે: તે એ રસ્તે નહિં જાય, અને ગયાકુન્ડ અને મેહરાનાના માર્ગે જઇ વિઠોરા અને ખટાવટ થઇ જમાતમાં આગળ ભેગા થઇ જશે. એમ નક્કી થયું કે શ્રી બાબાજી મહારાજના સાધક ચેલા મહન્ત શ્રી તિલકદાસજીની સાથે સાધુઓની જમાતે ગયાકુન્ડ જવું. શ્રી બાબાજી મહારાજને માટે આ વખતે શ્રી પુષ્કરદાસજી રસોઇ બનાવતા હતા પણ તેમણે કહ્યું કે: હું તો તિલકદાસજી સાથે ગયાકુન્ડ થઇને જઇશ. મેં વિચાર કર્યો કે પુષ્કરદાસજીના જવાથી શ્રી બાબાજી મહારાજને રસોઇનું કષ્ટ સહન કરવું પડશે. આથી મેળો બંધ થતાં જ્યારે સંધ્યાકાળની આરતી થઇ તે પછી પુષ્કરદાસજીને સાધુઓની જમાતમાંથી કેટલેક દૂર એક પહાડની વચ્ચે એક એકાન્ત સ્થાનમાં અમારી સાથે લઇ જઇ તેમને હું અને અભયનારાયણજી અનેક પ્રકારે સમજાવવા લાગ્યા કે શ્રીબાબાજી મહારાજ સરખા મહાપુરુષની સેવા છોડી આપે બીજે કંઇ જવું ન જોઇએ.

પુષ્કરદાસજીએ કહ્યું: હું લગભગ ૨૦ વર્ષથી શ્રી બાબાજી મહારાજની સાથે રહું છું, તેમની સિદ્ધતા મેં જોઇ છે અને તે કામજીત પુરુષ છે. શ્રી બાબાજી મહારાજે કામરિપુને સમ્યક જીતી લીધો છે. પરંતુ તેમનો ક્રોધ અને ધનનો લોભ ગયો નથી. એ બેતો એમનામાં ઘણા છે.

આ સાંભળી મેં કહ્યું: ઠીક, આપ કહો છો કે એમનામાં ક્રોધ ઘણો છે અને તે હંમેશાં સર્વની સાથે લડયા કરે છે તો હું આપને પૂછું છું કે: ક્રોધી મનુષ્યનું લક્ષણ શું છે? તે આપજ કહો. જો ક્રોધ-

ના પર આપને ક્રોધ થાય અને કોઇની સાથે આપ લડો તો એ લડવાડ પછી તેના પર આપની ધારણા કેવી રહે છે? તેના ઉપર અભાવ ઓછામાં ઓછો થોડો સમય પણ આપને નથી થતો? લડવાડ પછી પણ શું એની સાથે આપ પૂર્વવત નિષ્કપટ ભાવથી મળી હળીને હાસ્યકૌતુક કરી શકો છો? પુષ્કરદાસજી બોલ્યાઃ ના, ઓછામાં ઓછો થોડી વાર પણ તે ઉપર મનોમાલિન્ય તો રહ્યા જ કરે છે."

મેં ફરી પૂછ્યુંઃ આપ વીસવર્ષથી બાબાજી મહારાજની સાથે રહો છો. આપ સાચું કહો કે આપે એ જોયું છે કે કોઇની સાથે ઝઘડો કર્યા પછી તેના પર તેનો મનોમાલિન્ય રહ્યા કરે છે. ? તે થોડીવાર વિચાર કરીને બોલ્યાઃ ભાઇ હું એ વિષયમાં કદી જુઠ્ઠું નહિ બોલું. મેં એવું કદી નથી જોયું. આ ક્ષણે તો તેમણે મા બેન સામી કોઇને ગાળો દીધી હોય અને લાકડી લઇ મારવા પણ તૈયાર થયા હોય, તેણે પણ તેમને કદાચિત સામી ગાળો દીધી હોય, પણ બીજીજ ક્ષણે બાળકની માફક તેની સાથે બેસી હાસ્યકૌતુકાદિ કરવા લાગે છે અને અનેક પ્રકારની વાતો દ્વારા આમોદપ્રમોદમાં પ્રવૃત્ત થાય છે. તેમનામાં કોઇ પ્રકારની પણ વિકારબુદ્ધિ નથી રહેતી

મેં કહ્યુંઃ તો પછી આપ તેમને ગાળ દેવી કે વડવાડ કરવી એને ક્રોધ માની શકો નહીં. આપે એ માનવું પડશે કે એ કેવળ તેમની બહારની લીલા માત્ર છે. જે લોકો ભગવદ્રૂપ થઇ ગયા છે. તેમના વિષયમાં શાસ્ત્રનું કહેવું એવું છે કે તેમાં કોઇ કોઇ બાળકવત, કોઇ કોઇ ઉન્મત્તવત, અને કેઈ કોઇ તો પિશાચવત રહી બાહ્ય વ્યવહાર કર્યા કરે છે. જેથી અજ્ઞાની સાધારણ લોકો તેનો યથાર્થ પરિચય નથી મેળવી શકતા અને એમના સંબંધથી દૂર રહે છે.

મેં તેમને એ વખતે એ પૂછ્યું કેઃ આપે કહ્યું કેઃ બાબાજી

મહારાજ બહું લોભી છે. તેમનામા ધનની તૃષ્ણા ઘણી બળવતી છે, પણ હું આપને પૂછું છું કે તે ધનલોભનું લક્ષણ શુ છે ? કોઇની સાથે ધન મળવાની આશા હોય છે તો તેની સાથે ધન લોભી કેવું વર્ત્તન સેવે છે ?

પુષ્કરદાસજીએ કહ્યું: તેનો એ સત્કાર કરે છે, તેની મીઠી મીઠી વાતો સાંભળે છે, તેની પાછળ પાછળ ફરે છે. આ સાંભળી મેં ફરી તેમને પૂછ્યું કે: આપતો ૨૦ વર્ષથી બાબાજી મહારાજની સાથે રહો છો, આપ સાચું કહો કે: ધનાઢયો સાથે તે કેવું વર્તન રાખે છે તે આપે જોયું છે? તેમણે કહ્યું: તમે જ્યારે મને પૂછો છો, તો એ સંબંધી હું સત્ય કહું છું કે ધનાઢયોની સાથે તેમનું કઠોર વર્ત્તન હોય છે, જેથી અમે હંમેશાં અસંતુષ્ટ રહીએ છીએ. બીજાની વાતો તો શું કહું ! એક વાર બીજેના ગામના મહારાજા મંત્રીઓ સાથે તેમનાં દર્શન કરવા આવ્યા, તો તેમના ઉપર તો ગુસ્સે થઇ ગયા. એટલા મોટા માનનીય પુરૂષને પણ તેમણે એવી રીતે નસાડયા કે જેવી રીતે કુતરાને ધિક્કારી કાઢી નસાડી દે છે. જરા પણ આદરપૂર્વક બેસાડ્યા નહિં. તેમ આતે જ્યારે પહેલવ્હેલા આશ્રમમાં આવ્યા તો તમારા પર એ કેવો કઠોર વ્યવહાર કરતા હતા, એ શું તમે જોતા નહોતા ? કોઇ દિવસે પણ તમારી સાથે સ્નેહથી તે કાંઇ બોલતા પણ નહિં. આ વખતે પણ હું તેમને તમારો વધુ આદર કરતો જોતો નથી. ”

મેં તેમને હસીને કહ્યું: જેમનામાં ધન લોભ છે, તે શું ધનાઢયોની સાથે એવું વર્ત્તન કદી કરે ખરા ? ત્યારે પુષ્કરદાસજીએ કહ્યું. બાબુજી બાબાજીની લીલા તો મારાથી જરા પણ સમજી શકાતી નથી, ક્રોધ અને લોભ તેમનામાં હંમેશાં હું જોઉં છું. તે હંમેશાં સર્વની સાથે સમાન ભાવથી કલહ-વિવાદ તથા અપશબ્દ-વ્યવહાર કર્યા કરે

છે. તેમજ દ્રવ્યાદિ પદાર્થો એ રીતે પોતાની પાસે રાખી મૂકે છે કે તેમને ત્યાં જવુંજ કઠીન થઇ શકે છે. જાણે કે વસ્તુ, રૂપીઆ, પૈસાની ચોરી થવાનો ડર તેમના મનમાં સદા રહ્યાંજ કરે છે, એવું તેમના આચરણથી સમજાય છે. ગરીબદાસ એવો મહાત્મા સાધુ હતો, અને પ્રાણપણ તથા નિષ્કપટભાવથી સેવા કરતો હતો કે તે ગુરૂને છોડી બીજા કોઇને પણ જાણતો નહિં, તથાપિ તેની સાથે પણ તે એવોજ વ્યવહાર કરતા હતા. જો કોઇ ખરેખર તેમની કોઇ વસ્તુ ચોરી કરીને લઇ જતા તો તેની સાથે તેમનો પૂર્વ પ્રમાણેજ ભાવ રહેતો. આ પછી પુષ્કરદાસજીએ એક સાધુનું નામ લઇ કહ્યું કેઃ તે સદા બાબાજીની સાથે રહેતા હતા. તેની સાથે બેસી ગાંજો ચરસ પીતો હતો અને તક મળતાં તેમની કોઇ ચીજ ચોરી જતો. કેટલીય વાર તે પકડાઈ ગયો હતો. એ સમયે તેને ગાળ દઇ—આવું કામ કરે છે, એમ કહેતા અને ગાળો દેતા. પણ વળી તેની સાથે પહેલાંના જેવુંજ વર્ત્તન રાખતા. જો કોઇ પોતાની મેળે ચાલ્યો ન જાય તો તે પોતાની મેરે કદી કહેતા નહિ કે તું ચાલ્યો જા, કોઇ એક પૈસો આપતું તો તે તેની કેટલીય વાર પ્રસંશા કરે છે. કોઇ ધનવાન, રાજા, આદિ શ્રી વૃન્દાવનમાં આવે તો એ વાત સાંભળી તે એવો ભાવ જણાવતા કેઃ આ વાર તેમને ઘણો લાભ થશે. તે ત્રણ ચાર સાધુઓને રોજ ખવરાવવાનો પ્રબન્ધ કરી દેશે. કેટલાય રૂપિયા પૈસા એ તેમની પાસે મેળવશે. પરતું જ્યારે તે તેમનાં દર્શને આવે તો તેની તરફ આંખ ઉઘાડી એક વાર જોતા પણ નહિં. કદી કોઇ આવી કહેતું કેઃ— બાબાજી મહારાજ આપ એકવાર રાજાને નહિં મળો; રાજા જ્યારે અહીં આવ્યા છે તો જરૂર આપનાં દર્શન કરી આપને ભેટ પૂજા ચઢાવશે.

આ સાંભળી તત્ક્ષણ બાબાજી મહારાજ જાણે કોઇ પૂર્વના વૈરનું સ્મરણ કરીને અચાનક ગુસ્સે થઇ બોલી ઉઠતા કે: સાલો અહીં આવશે તો એક ચીપીઓ લગાવી દઇશ. હું શું એનો નોકર છું કે તેની મર્યાદા રાખું, અમારી સાથે તને શું મતલબ ચલા જા. અમારી પાછળ કેમ પડે છે? ઉન્મત્તવત થઇ આ પ્રકારે અસંલગ્ન અશ્લીલ વાક્યોનો પ્રયોગ કરે છે. તેમના આ પ્રકારનાં દુર્વ્યવહારોથી અમે સર્વ અસંતુષ્ટ થઇએ છીએ. ધનવનોની સાથે આવી આવી વાતો હું કેટલી સંભળાવું?

મેં ફરી કહ્યું: જે મનુષ્યમાં ઘણો લોભ હોય, તેનું વર્ત્તન કદી આવું હોય? પુષ્કરદાસજીએ કહ્યું " નહિં. પણ તેમનામાં લોભ ન હોય તો તો રૂપીયા પૈસા, વસ્તુઓ આ પ્રકારે કેમ રાખે છે, અને સાધારણ વાર્તાલાપમાં રૂપિયા પૈસાનો આટલો લોભ કેમ બતાવે છે!

મેં કહ્યું: મહાપુરૂષોની લીલા સમજવી એ સાધારણ મનુષ્યોને માટે કઠણ છે. લોકોની આંખોપર નાના પ્રકારનાં આવરણ નાંખી તે આત્મગોપજ કરે છે. પણ જેને કૃપા વશ થઇ પોતાનો કરવા ઇચ્છે છે તેને કદી કદી આત્મપરિચય પણ આપે છે. જેઓ વાસ્તવમાં મહાપુરૂષ નથી, પણ પોતાને મહાપુરૂષ તરીકે ઓળખાવે છે તેમનું ચરિત્ર જુદાજ પ્રકારનું હોય છે. તે પણ બીજાના આગળ આત્મગોપન કરે છે, તેમનું એ વિપરીત આત્મગોપન છે. તે પોતાનું અજ્ઞાન છુપાવવા માટે પોતાને પૂર્ણ સમાન દર્શાવવાનો યત્ન કરે છે. પરંતુ સાચા મહાપુરૂષનો સ્વભાવ એથી પ્રતિકુળ છે. જુઓ, તમારી આવ્રજભૂમિમાં ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રનો આવિષ્કાર થયો; તેમણે કેટલાંય અલૌકિક કર્મ પણ કર્યાં હતાં. પણ એ સર્વ કર્મોને તેમણે એવી રીતે કર્યાં હતાં કે વ્રજના સાધારણ લોકો પણ તેમને ન ઓળખી શકે. વ્રજવાસીઓ

તેમને સાધારણ મનુષ્ય જ સમજતા હતા. તેમનામાંથી કોઇ કોઇ તેમના પર સખ્યભાવ કોઈ વાત્સલ્યભાવ, અને કોઇ કાન્તભાવ રાખતા હતા. માત્ર દિવ્યદૃષ્ટિવાળા ઋષિયોએ જ તેમને વાસ્ત રીતે ઓળખ્યા હતા. પૂર્ણજ્ઞ બ્રાહ્મર્ષિયોનાં ચરિત્ર પણ લીલા માત્ર હોય છે. તેમનાં કેવળ ચરિત્ર તરફ ધ્યાન આપવાથી સાધારણ લોકો તેમના તત્ત્વને જાણી શકતા નથી.

આ પ્રકારના વાર્ત્તાલાપ પછી પુષ્કરદાસજી બોલ્યા. બાબા, હું એ સર્વ વાતો સમજી શકતો નથી. મારી કામવનના ગયાકુન્ડ પર જવાની પ્રબળ ઇચ્છા થઇ છે. આથી હું તિલકદાસજીની સાથે ગયાકુન્ડ જઇશ. ત્રણ દિવસમાં હું ફરી તમારી સાથે આવીને મળીશ. ત્રણ દિવસતો બાબાજી મહારાજની રસોઇ કોઈને કોઇ રીતે બની જ જશે. પુષ્કરદાસજીની દશાને જોઇ મેં મારા મનમાં વિચાર કર્યો કે ધન્ય મહારાજ, આ સાધુ છે વીસ વર્ષથી આપની સાથે રહે છે, તે છતાં પણ પોતે આ રીતે આત્મગોપન કર્યું, કે આપ તેમને જરાપણ ઓળખી શકયા નહિં. એથી હું સમજી શકું છું કે જો પોતે જાતે કૃપા કરીને આત્મપરિચય ન જણાવે તો કોઈ પણ પોતાના સ્વરૂપને માત્ર તર્ક વિચાર કરીને જાણી શકતું નથી.

એ પછી અમે ત્રણે જણ અમારા આસને જઇ સુઇ ગયા. મેં તો શ્રી બાબાજી મહારાજને તેમ બીજા કોઇને પણ આ વાર્તાલાપનો ભેદ પ્રકાશિત ન કર્યો ક્રમશઃ સાધુઓમાંથી કોઇ તો પોતાના આસન પર સુઇ ગયા. અને કોઇ ભજન કરવા લાગ્યા, રાતે લગભગ દોઢ પ્રહરના સમયે એક સાધુ આવીને શ્રી બાબાજી મહારાજના પગ દબાવા લાગ્યો. થોડી વારમાં તે ઉઠી બેઠા થયા અને તેને ગાંજો ભરવાની આજ્ઞા આપી. તે સાધુ ગાંજો ભરતાં ભરતાં બોલ્યો. "મહારાજ !

તમારો રસોઇઓ પુષ્કરદાસ તો તિલકદાસની સાથે ગયાકુન્ડ જવા ઇચ્છે છે. તમારે માટે રસોઇ કોણ બનાવશે? " શ્રી બાબાજી મહારાજે કહ્યું: " હાં, પુષ્કરદાસ વૃદ્ધને છોડી તિલકદાસજીની સાથે જશે. અને તેણે બાબુજીને કહ્યું છે કે: હું તો મહા ક્રોધી છું, ઘણો લોભી છું, તો ભાઇ, હું તો વૃદ્ધ છું હું શું કરી શકું? હું જ્યારે અસહાય વૃદ્ધ છું તો ભગવાન મારે માટે પણ કોઇને કોઇ પ્રબન્ધ કરી દેશે."

મેં તેમની આ વાત સાંભળી અભયનારાયણજીને કહ્યું. " આપ સાંભળો છો? એકાન્તમાં પુષ્કરદાસે અમને જે વાતો કરી એ પણ શ્રી બાબાજી મહારાજના જાણવામાં આવી ગઇ છે. " તે પછી ગાંજો પી તે સાધુ ચાલ્યો ગયો. અમે સર્વ સુઇ ગયા, બીજે દિવસે પ્રાતઃ-કાલે કદમખન્ડીથી સાધુઓની જમાત ઉઠી, જમાતના અર્ધા સાધુ ગયા-કુન્ડ ન જતાં શ્રી બાબાજી મહારાજની સાથે ચાલ્યા. એક મહા નિષ્ઠાવાન સારા બ્રાહ્મણ સાધુએ આવી મહા પ્રેમથી શ્રી બાબાજી મહારાજને માટે રસોઇ બનાવવા માટે પોતાની મરજી જણાવી. ત્રણ દિવસ પછી ફરી ગેડોઇ નામની પરિક્રમાના નિર્દિષ્ટ સ્થાને તિલક-દાસજી જમાતના બીજા ભાગને લઇ શ્રી બાબાજી મહારાજને મળ્યા. પુષ્કરદાસજી પણ આવી ફરી પોતાના કામમાં પ્રવૃત્ત થયા. તેમની સાથે શ્રી બાબાજી મહારાજના વ્યવહારમાં કોઇ પણ પ્રકારનું પરિવર્તન જોવામાં ન આવ્યું.

અહીં પુષ્કરદાસના વિષયમાં બીજી બાબાનોનો પણ ઉલ્લેખ કરવામાં આવે છે. અમે પછીથી જાણ્યું કે; આ પહેલાં પુષ્કરદાસજીએ બે વાર ખાવાના પદાર્થોમાં સોમલ મેળવી શ્રી બાબાજી મહારાજને ખવરાવ્યું હતું. એકવાર તેમણે ભાંગની સાથે સોમલ મેળવી તેમને પાયું હતું. ત્રણ મોટા મોટા મહન્તોએ ભાંગ પીને અચેત થઇ ગયા.

પણ એ ભાંગનો કાંઇક વધુ ભાગ પી જવા છતાં શ્રી બાબાજી મહા-રાજ પર તેનો કોઈ પણ પ્રભાવ પડયો નહોતો. મહન્તો અચેત થઇ સુઇ ગયા, જેથી શ્રી બાબાજી મહારાજે પોતાના કમન્ડલુમાંથી જળ છાંટી છાંટી તેમનામાં ચેતનતાનો સંચાર કર્યો હતો. ત્યારે મહાન્તોએ કહ્યું કેઃ પુષ્કરદાસને પકડી પોલીસમાં સોંપી દઇએ, એટલે બાબાજી મહારાજે કહ્યું કેઃ " એ મનુષ્ય પોતાના કર્મનું ફળ પોતે પોતાની મેળે ભોગવશે. તમે તો જીવતા થયા છો, તમારૂં તો કશું પણ બગ-ડયું નથી. છતાં તમારે સાધુ થઇ શામાટે પોલીસમાં ફરિયાદ કરવા જવું ? મહંતોએ કહ્યું " એ માણસ ખુની છે. તો તેને અમે પોલીસમાં જરુર સોંપીશું "

આ સાંભળી તે બોલ્યાઃ " તમે ચાહો તો પોલીસની પાસે જઇ શકો છો પણ તેને તમે કાંઇ પણ કરી શકશો નહિં. હું કહીશ કે તમે જે ભાંગ પીધી હતી, તેજ ભાંગ મેં તમારા કરતાં બહુ વધુ પીધી હતી, પણ મારા ઉપર તેની કાંઇ અસર થઇ નથી. એથી તમારી ફરીયાદથી કાંઇ નહિં વળે, તમારે શરમાવુ પડશે." આ વાત સાંભળી મહન્ત લોકો નિરાશ થયા અને પુષ્કરદાસજી બચી ગયા.

એકવાર બીજી વખતે પણ પુષ્કરદાસજીએ શ્રી બાબાજી મહા-રાજની ખાવાની વસ્તુની સાથે તેવુંજ ઝેર મેળવી દીધું હતું પણ એ વખતે પણ કોઇને કાંઇ કહ્યા વગરજ તેમણે એ વિષને પચાવી લીધું હતું. પુષ્કરદાસજીની ધારણા હતી કે શ્રી બાબાજી મહારાજની કમ્મ-રમાં જે લાકડાની આડબંધ છે તેની અંદર પોલુ છે, જેમાં તેમણે મોહરો છુપાવી રાખી છે એથી તેમની ઇચ્છા હતી કેઃ તેમને મારી એ મોહરો સાથે આડબંધને લઇ લેઉં. પણ બેવાર ઝેર આપવા છતાં પણ તે જ્યારે તેમને હાનિ ન કરી શક્યા તો તેમણે વળી બીજો ઉપાય શોધી કાઢયો.

આગ્રા પુષ્કરદાસજીનું જન્મસ્થાન હતું. એકવાર શ્રી બાબાજી મહારાજ ફરતા ફરતા આગરા પહોંચ્યા. પુષ્કરદાસજીએ ત્યાંના કોઇ ચોરોને મળી તેમનો વધ કરવાની તજવીજ કરી. એક દિવસ અર્ધ રાત્રિ પછી એક ઉંચા ટેકરાની નીચે પોતાના આસનપર શ્રી બાબાજી મહારાજને સુતેલા જોઇ તે પેલા ચોરોની સાથે ટેકરા ઉપર ગયા અને ત્યાંથી બે મણથી પણ વધુ ભાર એક ઉંચા ભાગપરથી બે ત્રણ મનુષ્યોએ મળી તેમના ઉપર ગબડાવી દીધો. એ પથ્થર તેમના જમણા હાથની ઉપરના ભાગપર જઇ પડયો, જેથી તેમને ઘણું વાગ્યું, પણ તે તેજ વખતે ઉઠી ડાબા હાથે પોતાની મોટી લાકડી લઇ ઉભા થઇ ગયા. જેથી ચોરો સમજ્યા કે તેમને વાગ્યું નથી, તે સ્વસ્થ છે. એમ સમજી તે તત્કાલ જ ત્યાંથી નાસી ગયા અને પુષ્કરદાસ જાણે તે કાંઇ જાણતા નથી એમ બતાવવા તેમની પાસે આવ્યા. પણ શ્રી બાબાજી મહારાજે તેમને ચોરોની સાથે જોયા હતા, પણ વાત ન જણાવી. જાણે તેમણે તેમને ચોરોની સાથે જોયાજ નથી એવો ભાવ બતાવી તે તેમને સાથે લઇ તત્કાલજ ત્યાંથી ચાલી રાતોરાત બીજા સ્થાને ગયા. એ પથ્થર વાગવાથી તેમની એક નસ કપાઇ ગઇ હતી, અને તેમના હાડકામાં પણ ઘણું વાગ્યું હતું. કેટલાક દિવસ દુઃખ ભોગવી તે સાજા થઇ ગયા ખરા, પણ જ્યાં સુધી તેમનું શરીર રહ્યું ત્યાં સુધી તે વાગેલી જગાએ તથા સાંધાપર વખતે વખતે તેમને પીડા થતી હતી. પુષ્કરદાસજીની આ પ્રકારની વર્તણુંકની વાત મહારાજે જાતે કથા પ્રસંગે મને કહી હતી.

તેમની સાથે આવો વ્યવહાર રાખવા છતાં પણ પુષ્કરદાસ કદી કદી તેમની રસોઇ બનાવતા અને તેમની સાથે રહેતા હતા. આ વિષયમાં તે તેમને કાંઇ પણ કહેતા નહિં. મેં તેમને તેનું કારણ પૂછ્યું

તો તેમણે કહ્યું કે: "બાબા, કોઇ કોઇને દુ:ખ દઇ શકતું નથી. પોત પોતાના કર્મથીજ સર્વ લોક સુખ દુ:ખ ભોગવે છે. કોઇ મનુષ્ય અનુચિત કર્મ કરે છે તો તેનું ફળ પામે છે. પુષ્કરદાસે મારૂં શું બગાડયું છે? હું તો હંમેશાં એક અખન્ડ છું તે મને શું કરી શકે તેમ છે કે હું તેને કાઢી મૂકી તિરસ્કાર કરૂં.

બાબા, તમને હું સાચું કહું છું કે મારા શરીરના સુખ દુ:ખનું મને કાંઇ જ્ઞાન નથી. આ વાત સાંભળી મેં મારા મનમાં માત્ર એ કહ્યું કે: "ધન્ય મહારાજ."

અમારી પ્રથમવારની પરિક્રમાના કેટલાક વર્ષ પછી મને એક મનુષ્યે તારદ્વારા સમાચાર આપ્યા કે, શ્રી બાબાજી મહારાજ ઘણા પીડીત છે, તેથી મારે તરત વૃન્દાવન જવું જોઇએ. મને તાર મળતાં તેજ દિવસે અભયનારાયણજીની સાથે મેં કલકત્તેથી વૃન્દાવનની મુસાફરી કરી. ત્યાં જઇ મેં જોયું કે: શ્રી બાબાજી મહારાજનું શરીર અસ્વસ્થ છે. કાંઇ પણ આહાર કરી શકતા નથી. વ્રજવાસીયોએ એક ડાકટરને બોલાવી તેમની ચિકિત્સામાં નિયુક્ત કર્યા છે. તેમની કમ્મરનો લાકડાનો આડબન્ધ આરીથી કાપી કાઢી લીધો છે અને તેમણે કપડાની લંગોટી મારી દીધી છે. મેં જાણ્યું કે આ વાર પુષ્કરદાસે રોટલીની સાથે મેળવી બે તોલા સોમલ તેમને ખવરાવી દીધો છે. એ રોટલી ખાઇ તે આચમન કરવા લાગ્યા તો અચાનક તેમનું માથું ઝુકી પાસેની લાકડાની ખુંટી સાથે અથડાયું તે પછી તે પથારીમાં આવી સુતા. તેમનું પેટ ફુલી આવ્યું. વ્રજવાસિયોએ તેમની આજ્ઞા લઇ તેમના કમ્મરનો આડબન્ધ આરીથી કાપી કાઢી નાંખ્યો. અમે જ્યારે ગયા ત્યારે તેમના પેટનું ફુલવું ઘટી ગયું હતું, પણ તેમના આહારની રૂચિ એકવારની જતી રહી હતી. પુષ્કરદાસજીની ઝેર ખવ-

રાવ્યાની વાત તેમણે તે વખતે કોઇને પણ કહી નહોતી. મને કલકત્તે તાર મળતાં તેમની અસ્વસ્થતાની સૂચના મિત્રોને આપી હતી. અભયનારાયણજી પાસેથી આ ખબર શ્રી વિજ કૃષ્ણ ગોસ્વામી પ્રભુએ જાણી એવો મત પ્રકટ કર્યો હતો કે શ્રી બાબાજી મહારાજનું શરીર સિદ્ધ છે. તેમને કોઇ પણ પ્રકારનો રોગ થઇ શકે એમ નથી. કોઈ સાધુએ તેમને જરૂર ઝેર ખવરાવ્યું હશે. નહિં તો બીજા કોઇ કારણથી તે અસ્વસ્થ ન થાય. શ્રી વૃન્દાવનમાં જઇ મેં એ વાત જણાવી ત્યારે શ્રી બાબાજી મહારાજે મંદ મંદ હસતાં કહ્યું: "જુઓ કલકત્તામાં રહી મહાત્માને કેવી રીતે અહીંની ખબર મળી, બાબા, પુષ્કરદાસે આ વખતે બે તોલા સોમલ મને રોટીની સાથે આપ્યું. હવે મારૂં શરીર વૃદ્ધ થઇ ગયું છે, એથી સોમલે શરીરને દુઃખ દીધું." હું તેમની આ વાત સાંભળી અવાક થઇ ગયો. જોયું તો પુષ્કરદાસ હજુ પણ તેમની રસોઈનું કામ કરે છે. અને તેમને માટે કાંઇક આરારૂટ આદિની કાંજી ડાકટરના કહેવા પ્રમાણે બનાવી તેમને આપે છે. એ સર્વ જોઇ વિચાર કરી અભયનારાયણજીની સાથે મસલત કરી એક દિવસે શ્રી બાબાજી મહારાજને કહ્યું: "મહારાજ! આ પુષ્કરદાસે તમને ત્રણવાર ઝેર ખવરાવ્યું, છતાં પણ તે આશ્રમમાં રહી હજુ પણ રસોઇનું કામ કરે છે, તે અમારાથી સહન થઇ શકતું નથી. તેમને આશ્રમમાંથી કાઢી મુકવા જોઇએ" શ્રી બાબાજી મહારાજે કહ્યું: "બાબા, હવે એનો ભ્રમ મટી ગયો છે. તેના મનમાં હતું કે મારા આડબંધની અંદર ઘણી મહેરો છે. અમને મારી તે સર્વ મહોરો લઇ લેશે. હવે આડબન્ડ કાપી નાંખ્યો છે, જેથી હવે તેનો ભ્રમ મટી ગયો છે, બાકી તમારી મરજી હોય તો એને હમણાંજ કહાડી મૂકો. મેં મારા મનમાં વિચાર કર્યો કે પુષ્કરદાસ સાધુ છે, અને કહેવાં

આશ્રમમાં રહે છે. અને હું તો મહેમાન છું, હું તેને શી રીતે કહી શકું કે તમે આશ્રમમાથી ચાલ્યા જાઓ, હું એવો વિચાર કરતો આઘો પાછો થતો હતો કે એટલામાં શ્રી બાબાજી મહારાજ બોલ્યા: "ઠીક, હુંજ તેને ચાલી જવા માટે કહું છું," એમ કહી મહારાજજીએ આસનથી ઉઠી અને ધૂણી વાળા ઘરમાં જઇ પુષ્કરદાસજીને કહ્યું: "તારાથી રસોઇ બરાબર થતી નથી. તું હંમેશાં રસોઇમાં રામરસ વધુ નાખે છે. અને મને ઝેર પણ તેંજ આપ્યું છે. જેથી આ સ્થાનમાં ન રહેવા તારૂં મ્હોં લઇ હમણાંજ ચાલ્યો જા, પુષ્કરદાસ આ સાંભળી કાંઇ પણ ન બોલતાં સ્થાન છોડી ત્યાંથી ચાલ્યો ગયો. અમે તો શ્રી બાબાજી મહારાજની આ વાતો સાંભળી અવાક થઇ રહ્યા. શાકમાં વધુ મીઠું નાંખવાનો અપરાધ અને રોટલીમાં ઝેર મેળવવાનો અપરાધ શ્રી બાબાજી મહારાજની આગળ બરાબર છે, એ બંને કામને સમાનભાવે માની તેમણે પુષ્કરદાસજીને કહ્યું: ચાલ્યા જાઓ," વિષ અને મીઠું તેમની દષ્ટિમાં સરખાં છે.

પુષ્કરદાસજીના ચાલ્યા ગયા પછી મૌનીજી રસોઇ બનાવવા લાગ્યા. પરંતુ શ્રી બાબાજી મહારાજની ભોજનમાં રુચિ થઇ નહિં, ડાકટરે કહ્યું: એ બહુજ ગાંજો અને ચડસ પીવે છે જેથી ઔષધી ગુણ કરતી નથી. એ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યા: "તમે કહો તો હું ગાંજો ચરસ આજથી છોડી શકું છું," ડાકટરે કહ્યું: "હા, એમ થાય તો સારૂં. તેમણે કહ્યું: ઠીક, તો હું ગાંજો ચરસ હવે નહિ પીઉં. બસ, ત્યારથી તેમણે ગાંજો ચરસ પીવો બંધ કરી દીધો. લગભગ સો વર્ષનું વ્યસન તેમણે એકદમ છોડી દીધું. ગાંજો, ચરસ પીવાનું વ્યસન અમને એટલું વધુ હતું કે કોઇ બીજા સાધુ એટલો બધો ગાંજો કે ચરસ પી શકતો નથી.

દીવાળીમાં ગિરિરાજ ઉપર માનસી ગંગાપર સાધુઓની જમાત પડે છે. મેં એકવાર ત્યાં શ્રી બાબાજી મહારાજની સાથે રહી મારી આંખે જોયું છે કે પ્રાતઃકાળે આરંભ કરી રાતના દસ વાગ્યા સુધી તે નિરન્તર ચલમ પછી ચલમ ગાંજો અને ચરસ પીતા હતા. પરંતુ એથી તેમની આંખોમાં કોઇ પણ પ્રકારનો વિકાર ન જોઇ મેં આશ્ચર્યવશ થઇ શ્રી બાબાજી મહારાજને પુછ્યું હતું કે: " મહારાજ તમે આખો દિવસ માત્ર ધુમાપાનજ કરો છો પણ તમારી આંખોમાં કોઇ પ્રકારનો વિકાર કેમ જણાતો નથી? બીજા જે સાધુઓએ તમારી સાથે બે ચાર ચલમ પીધી છે તે સર્વની આંખો તો સુકી થઇ નાની થઇ ગઇ છે. પણ તમારી આંખો તો પ્રાતઃકાળે જેવી હોય છે, તેવીજ આટલી બધી ચલમો પીધા છતાં રહે છે. શું તમને નિશો નથી દાખવતો?

શ્રી બાબાજી મહારાજે હસીને કહ્યું: " બાબા ! જેને ભગવાનનો અમલ મળી ગયો તેના ઉપર બીજો કોઇ રીતનો અમલ ચઢતો નથી.

ગમે તેમ હોય, આખા જીવનનું ધુમ્રપાનનું વ્યસન તેમણે ડાકટરના કહેવાથી વાત વાતમાં છોડી દીધું. તેમણે તમાકુ પીવી પણ છોડી દીધી. અમને જોઇ આશ્ચર્ય થયું અને વ્રજવાસીયો પણ ધન્ય ધન્ય કહેવા લાગ્યા અને બોલ્યા કે આટલા વર્ષોનું વ્યસન એકદમ છોડી દેવાનું બીજા કોઇનામાં સામર્થ્ય ન હોય

શ્રી બાબાજી મહારાજે ધુમ્રપાન છોડી દેવા છતાં પણ એમનામાં ઔષધીનો વધુ પ્રભાવ પડયો નહિ. અમે બીજો ડાકટર બોલાવ્યો. તેણે કહ્યું: આટલા દિવસોનું અખંડ ધુમ્રપાનનું વ્યસન એકદમ છોડાવી દેવું એ ઠીક નથી દિવસમાં ઓછામાં ઓછી એક વખત તમાકુ પીવી તેથી કંઇ હાનિ નથી " ત્યારથી શ્રી બાબાજી મહારાજે

રોજ બપોરના એકવાર તમાકુ પીવી શરૂ કરી અને અંત સુધી એ અભ્યાસ કાયમ રહ્યો. કેટલાક દિવસ પછી તેમને ભોજનમાં કાંઇક રૂચિ થતી જોઇ અમે ધાર્યું કે હવે મટી જશે. જેથી અમે કલકત્તા ગયા.

એકવાર ફરી પરિક્રમાના દિવસોમાં એક બનાવ બન્યો કે જેનું વર્ણન અત્રે કરૂં છું તે વખતે સાધુઓની જમાતે ગામમાં જઈ આસન લગાવ્યું. કેટલીક વારે એક અતિ પ્રાચીન પરમહંસ ત્યાં આવ્યા. અમને અહીં આવેલા જોઇ તિલકદાસ આદિ મહન્ત સાધુઓએ બહુજ સન્માન આપ્યું. તેમણે કહ્યું કે, આ મહાન સિદ્ધ મહાત્મા છે, આવામહાત્મા વ્રજધામમાં કોઇ નથી તેના વિષયમાં અમારા પુછવાથી સાધુઓએ કહ્યું કેઃ એ ક્યાં રહે છે તે કોઇ જાણતું નથી, કદાચિત કોઇ જંગલમાં રહેતા હશે કદી કદી કૃપા કરીને પ્રકટ થાય છે અને દર્શન આપે છે.

તેમણે તેમનાં અનેક અદભૂત અને અલૌકિક કામ કર્યાનું પણ વર્ણન કર્યું, જ્યારે પરમહંસે પૈગામમાં આવી સાધુઓની જમાતના એક છેવટના ભાગમાં કુન્ડની પાસે પોતાનું આસન લગાવ્યું ત્યારે અભયનારાયણજી તેમની પાસે જઇ બેઠા અને તેમની સાથે અનેક પ્રકારની વાતચીત કરવા લાગ્યા. તે વર્ષે વ્રજમાં અતિશય અનાવૃષ્ટિ હતી, જેથી કુન્ડના જળનો ઘણો ભાગ સુકાઇ ગયો હતો તથા જે થોડું ઘણું પાણી બાકી હતું તેમાં જીવડાં પડી ગયાં હતાં જેથી તેનો ઉપયોગ થઇ શકે તેમ નહોતું.

વાતે વાતમાં અભયનારાયણજીએ કહ્યુંઃ " મહારાજ, આ કુન્ડના પાણીમાં એટલાં જીવડાં થઇ ગયાં છે કે તે પાણી અપવિત્ર અને ઉપયોગ વગરનું થઇ ગયુ છે."

આ સાંભળી પરમહંસજીએ કહ્યુંઃ અહીં તો શ્રી જમુનાજી વહે

છે, અહીં અપવિત્ર જળ ક્યાંથી ? એથી અભયનારાયણજીએ કહ્યું કેઃ " મારી આંખે તો હું કીડા ભરેલું અપવિત્ર જળ જોઇ રહ્યો છું " પરમહંસજી ચુપ થઇ રહ્યાઃ તે પછી અભયનારાયણજીએ જલેબી ખરીદી પરમહંસજીને ખાવા આપી, જેમાથી થોડો ભાગ પોતાને માટે રાખી બાકીના ભાગ પોતે અભયનારાયણજીને ખાવા આપ્યો. અભયનારાયણજી તેને લઇ કુન્ડના કિનારે જઇ બેઠા. અને ખાતાં ખાતાં તેમણે કુન્ડ તરફ જોયું તો તેમને તે સ્થળે કુન્ડ જણાયો નહિં. પણ એ સ્થળે તો યમુનાજી કલકલથી સ્વર છોળો ઉછાળતાં વહી રહ્યાં છે. અનેક પક્ષી તેના ઉપર મન્દગતિથી ઉડી ઉડીને રમ્યા કરે છે. તેમણે પોતાની આંખોએ ભ્રમ થયો હશે એમ જાણી આંખોને મસળી વારંવાર આમતેમ જોવા લાગ્યા, પરંતુ એ સ્થાને તો યમુના દર્શન ઘણી વાર સુધી જણાયું, એથી ચકિત થઇ તેઓ પરમહંસજીનો પ્રભાવ સમજી તેમને ધન્યવાદ દેવા લાગ્યા. દિવસે અરૂણોદય પૂર્વે જ્યારે શ્રી ઠકુરજીની આરતી થઇ રહી ત્યારે જોવામાં આવ્યું કે પરહંસજી અમારી રાવટીની પાસે આવી ઉભા હતા. અને આરતી થઈ રહ્યા પછી તેમણે ચુપ ચાપ દૂરથી શ્રી બાબાજી મહારાજની પ્રદક્ષિણા કરી જમીન પર લાંબા થઇ તેમને સાષ્ટાંગ દંડત કર્યા. અને શ્રી બાબાજી મહારાજે હાથ વડે તેમને આશિર્વાદ આપ્યા તો અભયનારાયણજીએ શ્રી બાબાજી મહારાજને કહ્યું કેઃ- મહારાજ ! આ પરમહંસજી મહાન સિદ્ધ મહાત્મા છે. એમને આપના આસન પાસે બોલાવી લાવું ? " આ સાંભળી શ્રી બાબાજી મહારાજ મંદ મંદ હસતા બોલ્યા કેઃ " બાબા પરમહંસને બોલાવવાની મારે તો કાંઇ જરૂર નથી. તેમના ગુરૂ બ્રહ્મા જાતે આવે તો પણ મારા આસન પર તેમને હું મારી મેળે તો બોલાવતો નથી બાકી તમારો પ્રેમ

હોય તો તમે એમને બોલાવો. અહીં તમાકું, ગાંજો, સુલ્ફા, ભાંગ સર્વ કાંઇ હાજર છે, જે પીવે તેમાં અમારી મના નથી. અભયનારાયણજી એ સાંભળી બીજું કાંઇ ન બોલ્યા, દંડવત કરી પરમહંસજી પોતાના આસન પર ગયા.

શ્રી બાબાજી મહારાજનાં સર્વ આચરણ શાસ્ત્રાનુકુલ હતાં. કોઇ સાધુને શાસ્ત્ર વિધિનું ઉલ્લંઘન કરતાં જોતઃ તો તે મહન્ત તરીકે તેના પર અતિશય શાસન કરતા હતા. એ સંબંધી એક દિવસના બનાવનો આ સ્થાને હું ઉલ્લેખ કરૂં છું.

પહેલાં મેં કહ્યું છે કેઃ પૈગામમાં શ્રી નાગાજી મહારાજે જન્મ લીધો હતો. ત્યાં વ્રજની પરિક્રમા કરતી સાધુઓની જમાત બે દિવસ રહે છે. અહીં શ્રી નાગાજી મહારાજે ચતુર્ભુજ મૂર્ત્તિ ધારણ કરી શ્રાદ્ધપક્ષની સાતમના રોજ પોતાના જન્મસ્થાનના લોકોને દર્શન આપ્યાં હતાં અને સર્વને અન્નનો પ્રસાદ વ્હેંચ્યો હતો. ત્યારથી દરવર્ષે આ સપ્તમીએ ત્યાં વ્રજવાસિયોનો એક મોટો મેળો ભરાય છે. શ્રીનાગાજી મહારાજની એક મૂર્ત્તિ પણ ત્યાં સ્થાપેલી છે. નાગાજીને તે દિવસે મહાપ્રસાદ ( ભાત ) નો ભોગ ધરાવવામાં આવે છે. સાધુ-સંત એ ભોગનો પ્રસાદ લે છે અને વ્રજવાસીઓ પણ તે લે છે.

જેવી રીતે જગન્નાથજીમાં મહાપ્રસાદ ( ભાત ) માં ઉચ્છિષ્ટ અભડાવાનો દોષ હોતો નથી, તેવી રીતે આ તિથીએ શ્રી નાગાજી મહારાજના પ્રસાદમાં પણ ઉચ્છિષ્ટનો દોષ માનવામાં આવતો નથી. વ્રજવાસીઓ લુંટી ઝડપીને પણ સાધુઓનું ઉચ્છિષ્ટ અન્ન એ દિવસે ખાય છે. નાતજાતનો વિચાર પણ કરતા નથી. એ દિવસે વ્રજભૂમિના પહેલવાનો અનેક સ્થાનોથી અહીં આવી પોતાનું યુદ્ધ કૌશલ્ય જણાવે છે. વ્રજની ગોપીઓનાં ટોળે ટોળાં એકઠાં થઇ અહીં આવે છે. અને

જાતે નૃત્ય કરી કૃષ્ણની લીલાઓ ગાઇ આનન્દથી દિવસ વ્યતિત કરે છે. રાસધારી પણ આવી ભગવાનની લીલાઓ જુએ છે. આ પ્રકારે આનન્દથી અહીં સપ્તમીનો દિવસ વીતે છે. સાધુઓની જમાત આઠમના રોજ પણ ત્યાં રહે છે. આ આઠમના દિવસે વ્રજવાસી લોકો સાધુઓને ભોજન માટે લોટ ન આપતાં ઘણે ભાગે દાળ અને ચોખા જ આપે છે.

અમે બંગાલી લોકો જે શ્રી બાબાજી મહારાજની સાથે સાધુઓની જમાતમાં રહેતા હતા, તે અમારે માટે જુદી રસોઇ બનાવતા હતા. શ્રી બાબાજી મહારાજ માટે એક એકાન્ત સ્થાને ચારે તરફથી કપડાનો પડદો વીંટી કેટલાક બ્રાહ્મણ સાધુઓ જુદી રસોઇ બનાવતા હતા. એકવાર અમારી રસોઇ બની ગયા પછી અમે સર્વેએ ભોજન કરી લીધું અને પછી થાળી વટલોઇ આદિ સ્વચ્છ કરી અમે અમારી રાવટીમાં ગયા. ત્યારે બે વાગ્યા હશે. સુધી શ્રી બાબાજી મહારાજની અને બીજા સાધુઓની રસોઇ બની નહોતી. આ સમયે હું કોઇ કામ માટે ત્યાં ગયો તો ત્યાં તેમની રસોઇ બનતી હતી. રસોડાની આજુબાજુ કપડાનો પડદો વીંટાળ્યો હતો, તે પડદાને એક વખતે મારાથી અડી પડાયું. બસ એ વખતે શ્રી બાબાજી મહારાજે બુમ પાડી કહ્યું કેઃ "અરે, આ મૂઢે સર્વ રસોઇ અભડાવી દીધી, હું તેમાંથી તો કાંઇપણ નહિં ખાઉં, બસ, સર્વ રસોઇ ફેંકી દો." આ સાંભળી સાધુઓએ કહ્યું કેઃ "બાબુજીએ તો કાંઇ નથી કર્યું. પડદો તો રસોઇની જગાથી ઘણે દુર છે. પડદો તેમને અડકયો છે, પણ રસોઇના સ્થાનને તો તે અડકયા નથી. તે બોલ્યાઃ "ના, એ હું નહિં ખાઇ શકું. મારે માટે જુદી રોટી બનાવી દેજો. સ્થાનને સાફ કરી નાંખો તમે તો મારા ધર્મને ભ્રષ્ટ કરવા ઇચ્છો છો."

સાધુઓએ કહ્યું: સારૂં મહારાજ, આપને માટે જુદી રોટી બનાવી દે છે. " ત્યારે હું છાનોમાનો ઘણો દુઃખિત હૃદયથી મને પોતાને અપરાધી માની એ સ્થાનથી ધીરે ધીરે એક દૂરની જગ્યા પર જઈને બેઠો. અને જીવમાં એનો વિચાર કરતો પસ્તાવા લાગ્યોઃ કે એક ગુરૂ મહારાજના જમતા પહેલાંજ હું જમ્યો છું. જેથી મહા અપરાધી છું. એતો હું દરરોજ કરૂં છું જ અને આજે વળી આટલું માંઠું થયું છે છતાં તેમની રસોઇ તૈયાર થઇ હતી, તેને પણ મેં અભડાવી વધુ માંઠુ કરી દીધું. હવે ફરી બધું રસોડુ સાફ થશે, ત્યારે ફરીથી તેમની રસોઇ થશે. અને તેથી રાત્રિ પહેલાં તેમને જમવાનો વખત નહીં આવે " હું આ પ્રકારે ખેદ કરી રહ્યો હતો, કે એવામાં લઘુ શંકાના મિસે શ્રી બાબાજી મહારાજ એ સ્થાનપર હાજર થયા અને પ્રસન્ન વદને મને કહ્યું કેઃ " બાબા, તમે શામાટે ખેદ કરો છો? તમે તો જાણો છો કે હું ભાત ખાતો નથી, કેમકે ભાત ખાવાથી મારા શરીરમાં પેલું વાગ્યું છે ત્યાં દરદ થઇ આવે છે. એથી રોટલી ખાવાની ઇચ્છા મેં પ્રકટ કરી છે. રોટલી હમણાં બની જશે વિલંબ નહિં થાય. તું શોક ન કર. તારૂં શરીર અને મારૂં શરીર એક જ છે. તારા અડકવાથી મારી રસોઇ અભડાતી નથી. પણ સાધુઓને પોતાના નિયમમાં અટલ રહેવા માટે મેં આવો બાહ્ય વ્યવહાર જણાવ્યો છે. " તે પછી જાણે મને એ સમજાવવા માટે કે વાસ્તવમાં પોતે કોઇ પ્રકારની ભેદ બુદ્ધિ નથી રાખતા, એ બતાવવા એક દિવસે આશ્રમમાં પોતે એકલા જમતા હતા તે વખતે મને બોલાવી અને પોતાની પાસે બેસાડી તેમણે મને અડકીને મારા હાથમાં ભાખરીનો પ્રસાદ આપ્યો અને પોતે જમવા લાગ્યા. અને બોલ્યાઃ જુઓ, શાકમાં રામરસ તો વધુ નથી પડયોને ? તેમણે એ પ્રકારે બાહ્ય ભાવ બતાવ્યો

કે જાણે રામરસ વિષેની પરીક્ષા કરવા માટેજ મને તેમણે બોલાવ્યો હોય અને પ્રસાદ આપ્યો.

એક દિવસે લલિતા સખીના જન્મસ્થાન કરેલા ગામમાં સાધુઓની જમાત પડી હતી. વ્રજની ગોપીયોનાં ટોળે ટોળાં આવી ને તેની સામે નાચવા ગાવા લાગી. શ્રી બાબાજી મહારાજ તેમના સામે જોઇ બોલ્યા: "જુઓ ગોપીયોના આનંદ અને પ્રેમને જુઓ. અહીં તમે આટલો આનંદ જુઓ છો,પણ તેમના ઘરમાં જઇ જોશો તો જણાશે કે ઘણાને ત્યાં રાત્રિને માટે વાળુ કરવાનું પણ ઠેકાણું નથી. બાબા, આ વ્રજ ભૂમિમાં જ આવો આનંદ સંભવિત છે. તેની આ વાત પર અન્ય દેશોનો પ્રસંગ છેડયો વાતની વાતમાં જગદીશપુરીની વાત કાઢી શ્રી બાબાજી મહારાજે કહ્યું:-"બાબા પુરી ધામમાં રઘુવરદાસ નામના એક મોટા મહાત્મા સિદ્ધ પુરૂષ હતા. એકવાર રથ યાત્રાના દિવસોમાં હું ત્યાં ગયો હતો. શ્રી જગન્નાથજી રથ ઉપર વિરાજમાન હતા. ઘણા યાત્રાળુઓ મલી તેમના રથને ખેંચતા હતા. પણ રથ કોઇ રીતે પણ ચાલ્યા નહિં. ત્યારે સાહેબે આવી રથને ખેંચવા માટે હાથી જોડયા પણ એનાથીય રથ ન ખસ્યો ત્યારે સાહેબે રઘુવરદાસજીને ત્યાં જોઇ કાંઇક મશ્કરી કરી તેમને કહ્યું: "રઘુવીરદાસ તમારા ઇષ્ટ કેવા છે! અમે હાથી પણ જોડયા છતા રથ ચાલતો નથી. હવે હું શું કરૂં." આ સાંભળી રઘુવરદાસજીએ ચુપચાપ રથ ઉપર જઇ જગન્નાથજીના કાનમાં કાંઇક કહ્યું: બસ, તત્કાલ જ રથ ધડ ધડાકર ચાલવા લાગ્યો. એટલે સાહેબે માથા પરથી ટોપી ઉતારી રઘુવીરદાસજીને સલામ કરી કહ્યું: "રઘુવીરદાસજી! તમે સાચા છો, તમારા ઇષ્ટ પણ સાચા છે." રઘુવરદાસજી એવા મહાત્મા હતા કે તે જે સ્થાનમાં રહેતા હતા ત્યાં ખુલ્લા સ્થાન પર ગોખલામાં મહાપ્રસાદ રાખતા હતા. જેથી કુતરાં,

કૌવા, આદિ સર્વ જીવજન્તુ પ્રસાદ મેળવતાં હતાં. તે પણ જરૂર પડે તેમાંથી પ્રસાદ લઇ ખાતા હતા."

આ સાંભળી અભયનારાયણજીએ કહ્યું: "મહારાજ, આપ મહાત્મા થઇ આહાર સંબંધી આટલા કઠીન નિયમો કેમ પાલન કરો છો ?"

માધવદાસ નામના એક પરમહંસજી પણ આ વાતચીત થતી હતી ત્યારે ત્યાં હાજર હતા. તે પરમહંસ વૃત્તિને પાળતા હતા જેથી આહારાદિ સંબંધી કોઇ નિયમનું પાલન કરતા નહિં. તે અભયનારાયણજીના પ્રશ્નથી ઘણા પ્રસન્ન થઇ બોલ્યા "વાહજી! આપણે તો બીજા અર્જુનના જેવો પ્રશ્ન પુછયો છે." બાબાજી મહારાજે કહ્યું: "બાબા! અમને તો એમાં રામ મળી ગયા છે. એમાં ન મળત, તો હું પણ તેની વૃત્તિ લઇ લેત, બાબા! તેનો રસ્તો જુદો છે, અને અમારો રસ્તો જુદો છે.

પરિક્રમા સમયે ભગવદ્લીલા–સ્થાનોનાં દર્શન કરતા કરતા સાધુઓની જમાત વર્ષાનાના પિરીપોખરપર જઇ ત્યાં ત્રણ દિવસ રહે છે. તે એકાદશીના રોજ ત્યાં પહોંચે છે, દ્વારશીના રોજ પ્રેમ સરોવરમાં નૌકાલીલા થાય છે અને ત્રયોદશીના દિવસે વર્ષાનાના ગહરવન નામના સ્થાનમાં દધિ લુંટવાની લીલા થાય છે. એ સર્વ લીલાઓનાં દર્શન કરી સાધુ લોકો ચતુર્દશીને દિવસે પ્રાતઃકાલે પિરીપોખરથી ઉઠી નાગાજીની કદમખન્ડીમાં જાય છે. વર્ષાનાની એક ઉંચી પહાડી ઉપર પ્રિયાજીનું મંદિર બંધાવેલુ છે. આ પહાડીની નીચેથી મળેલો કદમખન્ડી જવાનો રસ્તો છે. એકવાર પરિક્રમા સમયે પિરીપોખરમાં રહેવાના દિવસોમાં પ્રિયાજીના મંદિરમાં જઇ તેમનાં દર્શન કરવાનો અવકાશ ન મળ્યો છેલ્લા દિવસે પણ અવકાશ ન મળવાથી મેં મનમાં વિચાર કર્યો કે, કાલે પ્રાતઃકાળે સાધુઓની જમાત અહીંથી ઉઠીને

કદમખન્ડીને માટે યાત્રા કરશે તો હું ઝટપટ પહાડીપર ચઢી પ્રિયાજીનાં દર્શન કરીશ. અને તેમને દન્ડવત કરી પછી આગળ વધીશ. પરંતુ બીજે દિવસે બળદ ગાડીપર સામગ્રી લાદી મેં જતી વખતે જોયું કેઃ શ્રી બાબાજી મહારાજની ગંગા નામની ગાય ત્યાં રહી ગઇ છે. તેને કોઇએ સાથે ન લીધી તેના રક્ષક સર્વ સાધુ ચાલ્યા ગયા છે. એથી હું જ તેને લઇ ચાલ્યો.

પ્રિયાજીના મંદિર વાળી પહાડીની પાસે જ્યારે હું ગયો, ત્યારે તેમનાં દર્શનની લાલસા થઇ, પણ ગાયને મુંકીને જવાથી તે કોઇ બીજી જગાએ નાસી જાય, એવી આ શંકાથી મને પહાડી પર ચઢવાનું સાહસ ન થયું. ત્યારે મનમાં નાના પ્રકારેથી આન્દોલન કર્યા પછી મેં સ્થિર કર્યું કેઃ આ સમયે પ્રિયાજીનાં દર્શન ભાગ્યમાં નથી. કેમકે ગાયને છોડી જવી ઉચિત નથી. અને મેં એ સિદ્ધાન્ત કરી લીધો કેઃ ભગવાનને મેળવવાથી જ પ્રિયાજીનો મહિમા વધ્યો છે. અને મારા ગુરૂ મહારાજે પણ ભગવાનને મેળવ્યા છે, એથી તેમનાં દર્શન કરવાથીજ મને પ્રિયાજીનાં દર્શન થઇ જશે. બસ, ગાયની સાથે જલદી જઇ હું તેમનાં જ દર્શન કરી લઇશ. આ પ્રકારે નિશ્ચિંત બુદ્ધિ કરીને કેટલાંક દુર ગયો, એટલે બીજા સાધુઓએ આવી ગાયને મારી પાસેથી લઇ લીધી. એટલે હું એકલો જ ચાલવા લાગ્યો. કાંઇક દુર આગળ વધ્યા મેં જોયું તો શ્રી બાબાજી મહારાજ ઉભા છે. મને જોઇ પ્રસન્ન વદને તેમણે કહ્યું: "આવો, આવો." મે તેમની પાસે જઇ તેમને દંડવત કર્યા અને જ્યારે તેમની સાથે ચાલવા લાગ્યો તો પહેલા જ તેમણે હસીને મને કહ્યું કેઃ "બાબા, પ્રિયાજીનાં દર્શન અને સંતનનાં દર્શન એકજ છે. તેમાં કાંઇપણ ભેદ નથી." મેં પહેલાંથીજ એવો સિદ્ધાન્ત કરી લીધો હતો. એથી તેમની વાતથી મારૂં મન

બરાઇ ગયું. તે પછી ચાલતાં અત્યંત સ્નેહપૂર્વક અનેક પ્રસંગો છેડી શ્રી બાબાજી મહારાજ મને ઉપદેશ આપવાં લાગ્યા. ગરીબદાસની સાથે તે કેવું વર્ત્તન રાખતા હતા, તેમના ગુરૂ મહારાજ તેમની સાથે કેવું વર્ત્તન કરતા હતા. એ સર્વ વાતોને તે મને સંભળાવવા લાગ્યા. ગરીબદાસજી ઘણી ઘણી પ્રશંસા કરી તથા તેમની ગુરુભક્તિની કેટલીય વાતો બતાવી અંતે કહ્યું:-" બાબા! ગરીબદાસ તો સાચા સંત થઇ ગયા છે તેમનામાં ક્રોધ, અભિમાન આદિનો અંત આવ્યો છે કે નહિં, એની પરીક્ષા કરવા માટે મેં નાના પ્રકારના છલ કરીને તેની સાથે ઘણું કઠોર વર્ત્તન ચલાવ્યું હતું. ગરીબદાસ ઘણા પ્રેમથી અને અત્યંત સાવધાન થઇ મારી સેવા શુશ્રુષા કરતા હતા. હું ગુપ્ત ભાવે તેનાથી છુપાવી રસોઇની સામગ્રિયો તથા અન્ય વસ્તુઓને ઉલટા સુલટી કરી દેતો હતો. અને ગરીબદાસના આવવા પર સર્વ વાતોનો દોષારોપણ તેના માથે લાવતો હતો તથા બધાની આગળ કઠોર ભાષામાં તેમનો તિરસ્કાર કરતો હતો કિન્તુ એટલું છતાં પણ ગરીબદાસ કદી ધૈર્યથી ખસ્યો નહોતો. અને મારી વાતોનો કાંઇપણ સામો જવાબ ન આપતા આઘી પાછી મુકેલી સર્વ વસ્તુઓને બરોબર ગોઠવી દેતા. એક દિવસે તેમની અંતિમ પરીક્ષા કરવાના વિચારથી હું યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો. આજની પરિક્રમાનો સમય આવ્યો. નન્દગ્રામથી કામઈ જવામાં સુર્યની સામે પુર્વ દિશામાં ચાલવું પડે છે. કામઇ નન્દગ્રામથી પાંચ ગાઉ છે. અને માર્ગ પણ ઘણે ભગે પાણી અને કાદવથી પરિપુર્ણ છે. ગરીબદાસ મારો સામાન ખભે લઇ જતા હતા. અને ચાલીસ પચાસ સાધુઓને માટે રસોઇ બનાવી સર્વની ખવરાવી પછી પોતે ખાતા હતા. એકવાર આ પરિક્રમાના સમયે નન્દગ્રામથી કમાઇ પહોંચવામાં અમને લગભગ બપોર ચઢયા. ગરીબદાસ કામઇ પહોંચી

નિયમાનુસાર મારી છત્રી ઉભી કરી, મારૂં આસન લગાવ્યું અને સમસ્ત વસ્તુઓને યથોચિત સ્થાને ગોઠવી દીધી. તે પછી વ્રજ વાસીયોએ જ્યારે અમારા ભોજન માટેની સામગ્રી હાજર કરી ત્યારે એ સ્નાન કરી રસોઇ બનાવવા લાગ્યા. તેમણે મારે માટે જુદા પાતળા ફુલ્કા બનાવ્યા અને બીજા સાધુઓને માટે જાડી ભાખરીઓ બનાવી અનેક મનુષ્યોને માટે રસોઇ બની ગયા પછી યથાનિયમ ઠાકુરજીને ભોગ લગાવી તેમણે પ્રસાદ લેવા મને બોલાવ્યો.

મેં વિચાર કર્યો કે ગરીબદાસના ધૈર્યની પરીક્ષા કરવાનો ખાસ સમય આજ છે, કેમકે દરરોજ ભારે બોજો સહન કરતાં તથા પરિક્રમા માર્ગ પર ચાલતાં ચાલતાં અને નિત્ય મોડુ થયા છતાં આટલા મનુષ્યોને માટે રસોઈ બનાવતાં બનાવતાં તેને વાયુ અને પિત્તનો પ્રકોપ જરૂર થયો હશે. વિશેષતઃ આજ સામે તડકા તથા શરત્કાલના પ્રચંડ ઉત્તાપને લીધે દુર્ગમ માર્ગે આટલે દૂર પગે ચાલી ભૂખ્યા પેટે રસોઇ બનાવવામાં ઘણો કાળ અગ્નિનું સેવન કરવાથી ગરીબદાસજીનું મગજ પણ આ સમયે અતિશય તપ્ત થયું હશે. માટે તેના ધૈર્યની પરીક્ષાનો આજ યોગ્ય સમય છે.

આવો વિચાર કરી હું ગરીબદાસજીના બોલાવવાથી પ્રસાદ લેવા ગયો. અને પ્રસાદલેવા બેસતાંજ રોટલી હાથે ઝાલતાંજ ક્રોધથી બોલી ઉઠયા કે, સર્વ રોટલી કાચી રહી ગઇ છે. એમ કહી તરત જ મેં ગરીબદાસનો તિરસ્કાર કરતાં સર્વ ફુલ્કા દુર ફેંકી દીધા. અને લાકડી હાથમાં લઇ તેના માથામાં મારી. લાકડીના આઘાતથી તેના માથામાંથી રૂધિર નીકળવા માંડયું. તે જમીન ઉપર ગબડી પડયો. પરંતુ તરત ઉઠીને હાથ જોડી ગરીબદાસ મારા ચરણો પર પડી બોલ્યો. “ બાબાજી મહારાજ ! મારાથી અપરાધ થઈ ગયો, મને ક્ષમા કરો. ”

વાસ્તવમાં ગરીબદાસે રોટલી કાળજી પુર્વક ઘણી જ ઉત્તમ બનાવી હતી. મેં તેના ઉપર જુઠોજ દેષારોપણુ મુકયો હતો. પરંતુ એ છતાં જ્યારે ગરીબદાસે આ પ્રકારે વિનયપૂર્વક મને ક્ષમા પ્રાર્થના કરી ત્યારે. હું મુગ્ધ થઇ ગયો અને મારી લાકડીના આઘાતથી ગરીબદાસજીને આટલો કલેશ થયો એ વિચાર કરતાં મને એટલું દુઃખ થયું કે મારાથી ત્રણુ દિવસ પર્યંત ખવાયું નહિં. ગરીબદાસની અંતિમ પરીક્ષામાં ઉત્તીર્ણું થવાને લીધે હું તેમનાપર અતિશય પ્રસન્ન થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, ગરીબદાસજીને હવે ગુરુથી વરદાન મેળવવાનો યોગ્ય સમય આવ્યો છે. એથી હવે હું તેને વરદાન આપીશ.

પરંતુ તે પછી મારા મનમાં વિચાર આવ્યો કેઃસસારમાં રહેવાથી કાંઇને કાંઇ દુઃખ તો ભોગવવુંજ પડે છે. ગરીબદાસે જ્યારે આવી આટલી શાન્ત વૃત્તિ મેળવી છે, તો તેને હવે જલ્દી વૈકુન્ઠમાંજ મોકલવો જોઇએ. એવો નિર્ણુય કરી મેં ગરીબદાસજીને કોઇ બીજું વરદાન ન આપ્યું. ”

પોતની સાથે પોતાના ગુરુ મહારાજના વર્ત્તનના વિષયમાં અનેક બનાવોનું વર્ણુન કરી શ્રી બાબાજી મહારાજે અંતે કહ્યું કેઃ તેમના ઉપર તેમના ગુરુ મહારાજનો પ્રેમ એટલો બધો અધિક હતો કે તે કદી એમને યથાર્થ શાન્તિ માર્ગ પર લાવવાનો ઉપાય કરવાને ચુકતા નહિં. “ભંગી, ચમાર, પેટને વાસ્તે વૈરાગ્ય લીધો છે” આ વાકયો તો તે હંમેશાં સંભળાવતા.

શ્રી બાબાજી મહારાજને એવું કહેતાં મેં પુછયું કેઃ–“મહારાજ! આ પ્રકારે હંમેશાં જે ગાળો ભાંડતા હતા, તેમના પર પ્રેમ કેવી રીતે પ્રકટ થતો હતો, એ મારા સમજવામાં તો નથી આવતું. મારી આ વાત પર તે બોલ્યા, “બાબા, એથી તો ઘણો પ્રેમ પ્રકટ થતો.

અને કોઇ એવી ગાળ દે તો મારામાં કદી ક્રોધ કે અભિમાન ન આવે, એ વિચારથી દયાળુ ગુરુ મહારાજે પોતાના ઉપર કઠોર ભાષણનો દોષ ધારણ કરીને મારા ચિત્તને નિર્મલ કરવાને માટે તથા મારા ક્રોધ અને અભિમાનને દુર કરવા નિમિત્તે મારી સાથે એવું વર્તન કરતા હતા કે બાબા; એમાં કોઇ મોહ નહોતો. નિર્મળ પ્રેમજ હતો, પ્રેમ અને મોહ એ એક પદાર્થ નથી.

## અષ્ટમ અધ્યાય.

### ઉપદેશ અને તિરોભાવ.

શ્રી બાબાજી માહારાજ સમય સમયપર કહેતા હતા કેઃ—

" કર સદ્‌ગુરુની આશ, થાય ઘટમાં પ્રકાશ.

થાય તિમિરનો નાશ.

તેમની આ વાત સાંભળી મેં એક વાર તેમને પૂછયું કેઃ "મહારાજ ! સદ્‌ગુરુની કૃપા વગર શું જીવની મુક્તિ નથી થઇ શકતી ? અનેક લોકો ભગવાનનાં નામ ગ્રન્થાદિમાંથી શીખી અનેક પ્રકારનાં સાધન સાધે છે. તેનાથી શું કાંઇ ફળ થતું નથી ? શ્રી બાબાજી મહારાજ કહ્યું: " બાબા, ભગવાનના નામનું સાધન સાધવાથી અનેક ફળ પ્રાપ્ત થાય છે. નિષ્ટા પૂર્વક સાધન સાધતાં સાધતાં નાના પ્રકારની સિદ્ધિ પણ પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ મુક્તિ સાધન એથી નથી મળતું. કેવલ સદ્‌ગુરુની કૃપાથી જ મુકિત સાધનં થઇ શકે છે. તેં વગર જીવની મુકિત થઇ શકતી નથી.

મેં મારા જીવનમાં પણ સારી રીતે પરીક્ષા કરીને જાણ્યું છે

કે; સદ્‌ગુરુની કૃપા વગર વાસ્તવિક આસ્તિકતા આવતી નથી એક બાળક પણ મારી પાસે હોય તો હું ઘણે ભાગે કુકર્મો કરી શકતો નથી એ અનેક વાર પરીક્ષા કરીને મેં જાણ્યું છે. કે એક બાળકની આગળ મારામાં કુપ્રવૃત્તિયોનો ઉદય પણ થઇ શકતો નથી. પરંતુ નિર્જન સ્થાનમાં કોઇ જોનાર ન હોય તો સાહસ કરીને કેટલાંય કુકર્મો મેં કર્યાં હશે. બીજા ન જોઇ શકવાનો લીધે મનમાં કેટલીય કુચિન્તાઓના સ્રોત ઘણે ભાગે વહી રહે છે. પરંતુ અંતર્દશી કોઇ મહાપુરુષ આગળ હું જ્યારે જ્યારે રહ્યો છું, ત્યારે ત્યારે ઘણા સાવધાન રહીને કાળ ગાળવો પડયો છે. એ સમય મારે ઘણા ઘણા યત્નો કરવા પડયા છે કે મનમાં કોઇ પ્રકારની કુચિન્તાઓ ઉઠવા ન પામે. એ કારણ કે મહાપુરુષ મારા મનની સર્વ ભાવનાઓ જાણી જાય છે. તેમની પાસે ઘણી સાવધાનીથી મારે સમય ગાળવો જોઇએ. પરંતુ બીજા સમયે કુચિન્તાઓનો ઉદય થવાથી મારે એટલું બ્હીવું પડતું નથી.

શું એથી મારી યથાર્થ આસ્તિક બુદ્ધિ પ્રકાશિત થાય છે? હું કહું મારા મુખથી તો એ છું કે, અમુક વ્યક્તિ નાસ્તિક છે અને હું આસ્તિક છું અને એ કારણથી તેની કદાચિત નિન્દા પણ કરૂં છું. પણ એથી શું એ સિદ્ધ થાય છે કે હું આસ્તિક છું? હું મોંઢે તો કહું છું કે ભગવાન છે, પણ એથી શું એ સ્થિર થાય છે કે; ભગવાન હોવાનો મારો વિશ્વાસ સાચો છે? જો એ વિશ્વાસ મારો સાચો હોય તો શું હું કોઇ પ્રકારનું અનુચિત કર્મ કરી શકું તથા કોઇ રીતની કુચિન્તા મનમાં ઉઠાવવાથી શું હું અનુતાપ કર્યા વગર રહી શકું છું?

ભગવાન સર્વાન્તર્યામી અને સર્વ વ્યાપી છે, મારાં પ્રત્યેક કર્મ તથા મારી પ્રત્યેક ચિન્તાના સાક્ષી છે, એ તો ભગવાનનાં લક્ષણ છે. ભગવાનના અસ્તિત્ત્વનો વિશ્વાસ જો મારામાં યથાર્થ હોય તો

શું ભગવાન સ્વયં હોવા છતાં પણ હું જે કુકર્મ એક નાના પાંચ વર્ષના બાળક આગળ કરતાં અટકું તે કુકર્મ કરી શકું ખરો ? હું જે ખરાબ ચિન્તાઓ કે જે કોઇ મહાપુરુષ જે મારા હૃદયના ભેદને જાણી લે છે તેમની આગળ ન કરી શકું તે ખરાબ વિચારો મારા મનમાં ઉઠવા દઉં ખરો ? ભગવાન સર્વાન્તર્યામી, સર્વ સાક્ષી તથા સર્વ વ્યાપ્ત છે. તે મારા સમક્ષ સદૈવ વિદ્યમાન છે મારાં સમસ્ત કાર્યો અને સમસ્ત ચિન્તાઓ નજરે જોઇ શકે છે. જો મને આ વિષયમાં યથાર્થ વિશ્વાસ હોય તો મારાથી કુકર્મ શી રીતે થઇ શકે, તથા પાપી વિચારો કેવી રીતે મારા મનમાં સ્થાન પ્રાપ્ત કરી શકે ? જયારે હું પાપ કર્મ અને પાપી ચિન્તાઓને છોડી શકતો નથી તો માનવું પડશે કે હું આસ્તિકતાનો વ્યર્થજ ગર્વ કરૂં છું. મારામાં યથાર્થ આસ્તિકત્વ ઉત્પન્ન થયું નથી.

દયાળુ સદ્‌ગુરુ કેવી રીતે અનુગત શિષ્યના હૃદયમાં આસ્તિકય બુદ્ધિ ક્રમશઃ પ્રવેશ કરાવે છે, એ જણાવવા માટે હું મારા અને મારી સ્ત્રીના જીવનના કેટલાક બનાવોનો અહીં ઉલ્લેખ કરૂં છું. મારૂં અનુમાન એ છે કે; મારૂં આભ્યંતરિક નાસ્તિકયપણું અતિશય પ્રબળ હોવાથીજ દયાળુ ગુરૂ મહારાજે ઘણી કૃપાથી મને કેટલીય વાર પોતાના અંતર્યામિત્વ પણાનો અને સામર્થ્યનો પરિચય આપ્યો છે. નહિં તો મારા સરખા શુષ્ક તાર્કિક ને કિંચિત્માત્ર પણ યથાર્થ આસ્તિકય બુદ્ધિ પ્રાપ્ત કરવી કઠીન થઇ જાત. જે બનાવોથી શ્રી બાબાજી મહારાજની અપાર કૃપા પ્રકટ થાય તેનો પણ અહીં ઉલ્લેખ કરૂં છું.

કલકત્તામાં એકવાર મને ઘણો જવર આવ્યો હતો. જવરની પીડીમાં મેં વિચાર કર્યો કે શ્રીગુરૂજી મહારાજ હંમેશાં ગાંજો પીવે છે, હું એક ચલમ ગાંજો મંગાવી જાતે ભરૂં અને તેનો ભોગ ધરાવી હું

તેના એ પ્રસાદને પીઇશ, જેથી હું મારા આ જ્વર અને શરીરની પીડાથી બચી જઉં. એવો વિચાર કરી મેં બજારમાંથી એક નવી ચલમ અને કેટ-લોક ગાંજો મંગાવ્યો. અને જાતે નિયમિત રૂપે ગાંજો ભરી શ્રીગુરુજી મહારાજનું સ્મરણકરી તેમને પીવાને માટે તે ગાંજાની ચલમ નિવેદન કરી. ગાંજો એની મળે સળગી ઉઠયો અને એ ચલમ માંથી થોડી થોડી ધુમાડી નીકળવા લાગી કેટલીક વાર સુધી આ પ્રકારે ધુમાડી નીકળવાથી મારા મનમાં એવી ધારણુ થઇ કે શ્રીગુરુજી મહારાજે આ ગાંજાને પી લીધો તે પછી મેં એ ચલમના બાકી રહેલા ગાંજાને પીધો. ગાંજો પીવાનો મને કદી અભ્યાસ નહોતો. પરંતુ યથેષ્ટ ગાંજો પીવાથી પણ મારી બુદ્ધિમાં કશો પણ વિકાર ઉત્પન્ન થયો નહિં. પરંતુ થોડાજ સમયમાં મારો જ્વર મટી ગયો. અને હું સ્વસ્થ થઇ ગયો. આ પ્રકારે બીજી વખતે મને જ્વર આવ્યો ત્યારે પણ મેં શ્રી બાબાજી મહારાજનું સ્મરણ કરી ગાંજાનો ભોગ ધરાવી પછી પ્રસાદ લીધો હતો.

આ બનાવ બન્યા પછી હું શ્રી બાબાજી મહારાજની સેવામાં શ્રી વૃન્દાવન ગયો. ત્યાં તેમની સાથે કેટલાક દિવસ રહી જે દિવસે હું કલકત્તા પાછા આવવાનો હતો. એ દિવસે મારા નીકળતા પહેલાં શ્રી બાબાજી મહારાજ કેટલાક વ્રજવાસિયોની સાથે બેસી ગાંજો પી રહ્યા હતા એ સમયે તેમણે મને બીજા ખંડમાંથી બોલાવ્યો અને ગાંજાની ચલમ મારા હાથમાં આપી કહ્યું; "તમે આ ગાંજાના પ્રસાદને લ્યો." આ સાંભળી એક વ્રજવાસીયે પુછ્યું; "શું બાબૂ પણ ગાંજો પીવે છે ?" તેના ઉત્તરમાં હસીને શ્રી બાબાજી મહારાજે કહ્યું કે; "બાબૂ ગાંજો નથી પીતા. પરંતુ જ્વર આવે છે ત્યારે કદી કદી બાબાનું સ્મરણ કરી ગાંજાનો ભોગ લગાવી તેનો પ્રસાદ લે છે."

એમની આ વાત સાંભળી હું અતિશય પ્રસન્ન થયો અને સમજી ગયો કે કલકત્તામાં જે તેમના ઉદ્દેશ્યથી મેં ગાંજાનો ભોગ લગાવ્યો હતો, તેને વાસ્તવમાં તેમણે ગ્રહણ કર્યો હતો. અને ઘણે દૂર શ્રી વૃન્દાવનમાં વિરાજતા છતાં પણ શ્રી બાબાજી મહારાજ મારા ઉપર પોતાની અપ્રતિહત કૃપા દૃષ્ટિ રાખે છે.

એક વાર હું મારા વકીલાતના કામે કેટલાક દિવસો માટે કલકત્તા છોડી બહાર ગયો હતો. મારા કલકત્તાથી ગયા પછી ત્યાં ચોરોએ ઘણો ઉપદ્રવ કર્યો હતો. છાપરાં પર ચઢી ઘરની અંદર પ્રવેશ કરી ચોરો અનેક ઘરોમાં ચોરીયો કરતા હતા. આથી અમારા ઘરનાં માણસો પણ ડરતાં હતાં. મારા ઘરના બીજા મળ પર મારી સ્ત્રી માત્ર તેના નાની ઉમ્મરના ભાઇની સાથે તે દિવસે રહેતી હતી. મારી સ્ત્રી ઘણે ભાગે બારી બારણા ઉઘાડાં મૂકી સુતી હતી, પણ ઘરમાં હું ન હોવાથી ચોરોના ભયથી એ દિવસોમાં માં મારી સ્ત્રી બારી બારણાં બંધ કરીને સુવા લાગી. ચોરોના ભયથી એ એટલી બધી ડરી ગઇ હતી કે રાત્રિના સમયે તે એકલી ઉપરથી નીચે પણ જઇ શકતી નહિં. પણ એક દિવસે રાત્રિએ તેને એટલી ગરમી જણાઈ કે તેણે કેટલાક સમયને માટે એકાદ બારણું ઉઘાડું મૂક્યું પણ તેણે ખડકી ઉઘાડતાંજ સામે જોયું તો શ્રી બાબાજી મહારાજ ઉભા છે. તે મંદ મંદ હસતાં બોલ્યાઃ–“ માઇ તને ડર શાનો, હું તો તારી સાથે સદાજ રહું છું ” એમ કહી તે અદૃશ્ય થઇ ગયા અને સાથે સાથે જ મારી સ્ત્રીના મનનો ભય પણ જતો રહ્યો અને તેને બદલે તે અનુપમ સાહસ સ્થાપી ગયા. બસ, મારી સ્ત્રી પહેલાંની માફક સર્વ કમાડ અને બારીઓ ઉઘાડી મૂકી હર્ષપુર્વક સુવા લાગી. હું ઘેર આવ્યો ત્યારે તેણે મને આ સર્વ વૃતાન્ત સંભળાવ્યો.

એક વાર મારી સ્ત્રીને જ્વર આવ્યો હતો. એ દિવસે કોઇ બીજી સ્ત્રી મારા ઘરમાં ન હોતી. મારી સ્ત્રીને ખંડમાં સુતી હતી તેની પશ્ચિમે એક નાનો ખંડ હતો તેની પાસેના ખંડમાં હું સુતો હતો. આ ત્રણે ખંડનાં કમાડ ઉઘાડાં રહેતાં જેથી પરસ્પર વાતચિત થઇ શકતી. એક દિવસે અર્દ્ધ રાત્રિના સમયે મારી સ્ત્રીના જ્વરનો વેગ ઘણો વધી ગયો અને ગાત્ર દાહ આદિ કલેશોથી તે તરફડવા લાગી. પણ મારી નિદ્રા ભંગ થવાની આ શંકાથી પોતાનું દુઃખ મુખદ્વારા તે જણાવી શકી નહિં અને મૂગે મોંઢે તે કલેશને સહેતી રહી. જ્યારે યાતના અત્યંત અસહ્ય થઇ ગઇ, ત્યારે અચાનક શ્રી બાબાજી મહારાજ પ્રકટ થયા અ ો તેને પોતાના ખોળામાં લઇ તેના માથે હાથ ફેરવવા લાગ્યા. તેના સર્વ કલેશ જતા રહ્યા અને તે ઘણીજ શાંતિનો અનુભવ કરવા લાગી. આ પ્રકારે સ્વસ્થ થઇ જ્યારે મારી સ્ત્રીએ શ્રી બાબાજી મહારાજને દન્ડવત કરવાની ઇચ્છા કરી તો તે તત્કાલજ અદશ્ય થઇ ગયા. તેમને દન્ડવત્ ન કરી શકવાથી મારી સ્ત્રી દુઃખી થવા લાગી.

મારા ગામથી એક વાર હું એક હાથી પર બેસી મારે સાસરે જતો હતો. હાથી ઉપર કેવળ મહાવત અને હું બે જણ હતા મહાવત હાથીની કાંધ પર હતો અને હું તેની પીઠ પર હતો, મારા સાસરાની સમીપ પહોંચતાં હાથી એક ગલીના સાંકડા માર્ગે જતો હતો. અને હું તો તેના પર નિશ્ચિંત રીતે બેઠો હતો. મેં અચાનક જોયું કે મારી સામે, મહાવત અને મારી વચમાં વૃક્ષની એક મોટી શાખા છે. મહાવતે પોતાનું માથું અને શરીર નીચું નમાવી હાથીના માથા પર સુઇ જવાથી એ શાખાથી તેને અડચણ ન આવી. એ મોટી ડાળીની ચારે તરફ નાની નાની શાખાઓ નીકળી હતી, જેમાંથી

એક બે મારા મુખ પર લાગી હતી, હાથી પણ ઘણા વેગથી ચાલતો હતો એટલો સમય નહોતો કે હું પણ મારૂં શરીર અને માથું ઝુકાવી મહાવતની માફક હાથીના ઉપર સુઇ એ મોટા ડાળથી બચી જઉં એવી દશામાં કિંકર્ત્તવ્ય મૂઢ થઇ મેં કેવળ મળી બંન્ને આંખો મીંચી લીધી અને મારાં મારા મનમાં એ ધારણા થઇ કે હવે આત્મરક્ષાનો કોઇ ઉપાય નથી. એ ડાળના ઝપાટાથી તત્ક્ષણુજ મારે જમીન પર જમીન પર પડવું પડશે અને નાની મોટી ડાળીઓના ઉઝરડાથી મારા મુખમાંનું માંસ છિન્ન ભિન્ન થવાનું, પરંતુ મહા આશ્ચર્યની વાત એ છે કેઃ આ બૃહત્શાખાની વાત તો જુદી રહી પણ તેની એક નાની શાખા પણ મારા શરીરને અડકી નહીં. થોડીજવારમાં આંખ ઉઘાડી મેં જોયું કે તે મોટી શાખા મારી પાછળ ગઇ છે, ( ૧ ) થી તેને ફરી બીજી તરફ આવી ગયો હતો. આ અદ્દભૂત બનાવ કેવી રીતે બન્યોને મારા સમજવામાં ન આવ્યું, એ મોટા ડાગને અથડાયા વગર કોઇ રીતે આગળ જઇ શકાય છેમ હતુંજ નહિં. છતાં પણ મારા શરીરને કાંઇ પણ હરકત આવ્યા વગર તેણે આ રીતે અતિક્રમ કર્યું કે જેમ કોઇ શુન્ય સ્થાનમાંથી નીકળી જાય છે. આ અનુભવ કેવી રીતે સંભવિત થયું એ મારી બુદ્ધિની પર હતું. પરંતુ આ વિષય મેં કોઇ આગળ જણાવ્યો નહિં, કેમકે બીજાને કહેવું વ્યર્થ હતું. આ બનાવ બન્યાને કેટલાક દિવસ પછી હું શ્રી વૃન્દાવનમાં શ્રી બાબાજી મહારાજની સેવામાં પહોંચ્યો. તો એ જાતે બોલ્યા કેઃ "બાલા, શાખા તમને શું કરી શકે ? ભગવાન સદા છાયાની માફક તમારી સાથે રહે છે. અને તે તમારૂં રક્ષણ કરે છે. " તેમનું કહેવું સાંભળી પૂર્વોક્ત વિષમમાં મારી જીજ્ઞાસા શાન્ત થઇ ગઇ. શ્રી ગુરુજી મહારાજની દયા અને તેમની અપાર શક્તિનો વિચાર કરતો, મારા આંગને

ધાન્ય સમજવા લાગ્યો કે હું આવા ગુરુનો આશ્રિત થઇ શક્યો છું.

શ્રી ગુરુજી મહારાજ સંબંધી આ પ્રકારે ઘણા બનાવો મારા જીવનમાં મને જણાયા છે. જેનું વર્ણન કરવું નકામું છે હું મારા મોટા ગુરુ ભાઇ અભયનારાયણજીની કહેલી કેટલીક વાતોનો અહીં ઉલ્લેખ કરું છું.

અભયનારાયણજી એક વાર એક રેલ્વે કર્મ ચારીની સાથે કેટલાક દિવસ પશ્ચિમના દેશોમાં જઇ વસ્યા હતા. એ રેલ્વે કર્મચારીના રહેવાના સ્થાને રેલ્વે લાઇનથી પાસે એકાન્તમાં હતું. જેની બે ત્રણ ગાઉ આમ તેમ કોઇ ગામ નહોતું. અને તેની ચારે તરફ માત્ર પહાડો અને જંગલો જ હતાં. આ અમલદારનું કામ રેલ્વેની તપાસ કરવાનું હતું. એક દિવસે તે પોતાના કામથી બહાર ચાલ્યા ગયા અને એ દિવસે બપોરે તેનો નોકર પણ પોતાના કોઇ કામે ત્યાંથી ચાલ્યો ગયો. આ તીક્ષ્ણ ગરમીનો સમય હતો. રાત્રે ઘરની અંદર સૂઇ રહેવાતું ન્હોતું, એથી અભયનારાયણજી ઘરની સામે એક વૃક્ષની નીચે ખાટલો પાથરી તેના પર સુતા. પરંતુ મનુષ્ય વગરના આ જંગલી સ્થાનમાં અંધારી રાત્રિ સમયે એકલા રહેવાથી તે ડરવા લાગ્યા. અને અતિશય ગરમીને લીધે તેને કલેશ પણ થવા લાગ્યો. એ વખતે તેને એ અનુભવ થવા લાગ્યો કે જાણે કોઇ તેના માથા પાસે બેસી પંખો નાંખ્યા કરે છે. તેણે મોં ફેરવી જોયું તો તેને જણાયું કે શ્રી બાબાજી મહારાજ જ ત્યાં બેસી પંખો નાખી રહ્યા છે. તેથી આશ્ચર્ય પામી તે શય્યામાંથી ઉઠવાનો વિચાર કરી રહ્યા હતા, કે એટલામાં જોયું તો શ્રી બાબાજી મહારાજ અદૃશ્ય થઇ ગયા છે. આ પ્રકારે તેને એ રાત્રિએ ત્રણ વાર શ્રી બાબાજી મહારાજ એ પંખો નાંખ્યો એવો અનુભવ થયો હતો. અને તે જોતા કે તરત પોતે

અદૃશ્ય થઇ જતા તે પછી એ દૃઢ વિશ્વાસ તેમને થઇ ગયો કે અહીં બાબાજી મહારાજ તેમનું રક્ષણ કરી રહ્યા છે. બસ તે નિડર થઇ શાંત ચિત્તે ત્યાં સુઇ ગયા. ફરી તેમને કશો ઉદ્વેગ ન થયો.

કલકત્તામાં કમ્પનીને કાગળના વ્યાપારમાં ખોટ જવાથી અભયનારાયણજી બહુ ઋણી થઇ ગયા હતા. જેથી તેમને શંકા થઈ કે તેનો લેણદાર તેને કેદ પકડવાનું વારંટ કહાડશે. એ કલકત્તા છોડી કેટલાક દિવસો સુધી તીર્થ સ્થાનોમાં રહેતા હતા. આ સ્થિતિમાં તે એક વાર અયોદ્ધાજીમાં રહ્યા તથા એક વાર આ અવસ્થામાં વૃન્દાવનમાં રહી શ્રી બાબાજી મહારાજને પ્રાર્થના કર્યા વગર દીક્ષા મેળવી હતી. આ વખતે અયોદ્ધામાં રહ્યા પછી તેના મનમાં ઘણી નિરાશા થઇ આવી તે વિચાર કરવા લાગ્યા કે આ પ્રકારે હું ક્યાં સુધી રહું ભગવાને કેટલીય પ્રાર્થના કરી, જો ભગવાન વાસ્તવમાં હોત તો તેમનાં દર્શન મને અવસ્ય જ થાત. અને તેમને દુઃખથી બચાવત. મને ધર્મ કર્મ સર્વ નિરર્થક જણાય છે. આ જીવન મને અંધકારમય સમજાય છે. જેથી મેં સ્થિર કર્યું કે શરીર ત્યાગ જ શ્રેયસ્કર છે. અને તેથી હવે સરયુ નદી ઉપર જે પુલ છે તેના પરથી કુદ નદીમાં કૂદી હું મારા સમસ્ત ક્લેશનો અંત આણીશ. આવો સંકલ્પ કરી તે પોતાની શય્યા પર જઇ સુતા હતા કે એ સમયે શ્રી બાબાજી મહારાજ તેના ગૃહમાં પ્રકટ થયા અને ધમકાવી તેમને કહ્યું કે " આ પ્રકારે સુઇ રહી તું નકામો વખત ગુમાવે છે. બીજો ભગવાન તેમને દર્શન દેશે ? મેં તમને નામ શીખવાડ્યું છે. તું નામ જપતો કેમ નથી ? શું એમજ ભગવાન મળી જશે ! આ પ્રકારે કહી તે અદૃસ્ય થઇ ગયા. અભયનારાયણજી ભય ભીત થઇ ઉઠી બેઠા અને નામ જપવા લાગ્યો એવામાં કેટલાક સમય પછી વિશ્વવ્યાપીની અમૃત-

મચી બ્રહ્મજ્યોતિ તેમની સામે પ્રકાશિત થઇ. જેથી તે આનંદમાં નિમગ્ન થઇ ગયા. તેમતે આ પ્રકારે સર્વત્ર બ્રહ્મજ્યોતિનાં દર્શન કરતાં કેટલોક કાળ વીત્યો. તે પછી એક દિવસે આચાનક તે એ જ્યોતિનાં દર્શનથી વંચિત થઇ ગયા. એને તેમની પૂર્વની દશા પાછી આવી. આ પછી કેટલાક દિવસે ને વૃન્દાવન જઇ શ્રી બાબાજી મહારાજને ત્યાં પહોંચ્યા તો તેમને જોતાંજ તે બોલ્યા.

"કેમ હવે તમે જાણી ગયાને કે ભગવાન છે ? તું કોઇ પ્રકારની ચિન્તા ન કર, તે તમે ચાહ્ય ઘરમાં રહો કે ગમે ત્યાં રહો, તેમને દેવા માટે કોઇ પજવશે નહિં, તમે ઘેર જઇ નિર્ભય પણ રહી શકશો" એ પછી અભયનારાયણજી કલકત્તે ગયા, તો જોયું કે તેના શેઠે તેની સાથે ઉત્તમ પ્રકારનું વર્તન ચલાવ્યું.

એક વાર ગયાજીમાં રહેતી વખતે અભયનારાણજીએ સ્વપ્નમાં શ્રી બાબાજી મહારાજને દર્શન આપ્યાં અને એક સાધુને બતાવી કહ્યું: "એ મહાત્મા છે. તમે એની સંગે રહી શકશો. તેમનો સંગ કરવાથી તમારૂં કલ્યાણ થશે." આ સ્વપ્ન આવ્યા પછી અભયનારાયણજી શ્રી વૃન્દાવન ગયા અને સંયોગવશ જયારે શ્રી વિજય કૃષ્ણ ગોસ્વામી પ્રભુને મળ્યા તો તેમને ખબર પડી કે શ્રી બાબાજી મહારાજે સ્વપ્નમાં જે મહાત્માને બતાવ્યા હતા તે શ્રી ગોસ્વામી પ્રભુજ હતા. બસ, તે પછી તે તેમને ત્યાં રહેવા લાગ્યા, તે પછી એક દિવસે યમુનાજીના તટ પર ફરતાં ફરતાં તેમને શ્રી બબાજી મહારાજનાં દર્શન થયાં, તો તેમને તેમણે કહ્યું કે: "ગયાજીમાં સ્વપ્નમાં મને આપનાં દર્શન થયાં હતાં." એ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યા: હા, સ્વપ્નમાં મેં તમને દર્શન આપ્યાં હતાં, હવે તો, તમે જાણી ગયા હશો ને કે તે સ્વપ્ન સત્ય હતું ? તે મહાત્માની હવે સુ-

લાકાત થઇ છે ને ! તે સાચા સાધુ છે, સાધુ એવાજ હોય છે. તેમના સાથે રહેવાથી તમારૂં કલ્યાણ થશે. આપણે પણ તમારી સાથે એમને ત્યાં આવીશું એમ કરી શ્રી બાબાજી મહારાજ શ્રી ગોસ્વામી પ્રભુની ત્યાં ગયા. શ્રી ગોસ્વામી પ્રભુએ તેમને યોગ્ય અભિવંદન કરી બેસાડ્યા. શ્રી બાબાજી મહારાજ અપરિચિત માણસની માફક તેમની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. તેમણે તેમને પૂછ્યું: " આપનો દેશ ક્યાં આવ્યો ? આપ ક્યારથી અહીં આવ્યા છો. ? કયે પ્રકારે આપની આજીવિકા ચાલે છે ? ? અભયનારાયણ તેમની તે વખતની વર્તણુંક જોઇ આશ્ચર્યાન્વિત ગઇ ગયા, બાબુજી મહારાજના ચાલ્યા જવા પછી શ્રી ગોસ્વામી પ્રભુએ અભયનારાયણજીને કહ્યું: કે મહાત્મા ગર્ગ નાદર એણીમાંના છે. શ્રી બાબાજી મહારાજ આ પ્રકારે પોતાના શિષ્યોને પણ કદી કદી દર્શન દઇ તેમને ભગવદ્ વિષયમાં સચેત કર્યા કરતા હતા. એ ઉપરાંત માનવલીલા પૂર્ણ કર્યા પછી પણ શ્રી બાબાજી મહારાજ વખતો વખત શિષ્યોને દર્શન આપી ઉત્સાહિત કરી તેમની સ્મૃતિને હંમેશાં જાગ્રત રાખવા માટે ઉત્સુક રહેતા. કેવળ શિષ્યોને આ રીતે દર્શન આપતા, એમ નહિં. પણ બીજાઓને પણ દર્શન આપતા હતા.

કલકત્તામાં કમ્બુલિયા ટોળામાં રહેતી વખતે મેં મારી બેઠકમાં જ્યાં અમે હમેશાં બેસતા હતા તેની સામેની ભીંત ઉપર શ્રી બાબાજી મહારાજનું એક ચિત્ર ટાંગેલું હતું. શ્રી બિહારીલાલ ચટ્ટોપાધ્યાય એ એક અમારા ધર્મબંધુ હતા. તે ધર્મિષ્ઠ, શાત્વિક પ્રકૃતિના તથા ભક્તિમાન પુરુષ હતા, તેઓ શરીર બગડવાથી હવફેર કરવા સંથાલ પરગણાના એક સ્થાને કેટલાક દિવસ જઇને રહ્યા હતા. કલક-તેથી પાછા ફરી મને મળવા માટે તે કમ્બુલિયા ટોલાવાળા ઘરમાં પધાર્યા.

બેઠકમાં પ્રવેશ કરતાં તેમણે બાબાજી મહારાજના ચિત્રને જોઇ શકિત થઇ મને પૂછ્યું કે: ' આપને આ મહા પુરુષનાં દર્શન કયાં થયાં? મેં કહ્યું: આ તો મારા ગુરુ મહારાજનું ચિત્ર છે. તે બોલ્યા: " હું સંથાલ પરગણામાં જયાં હતો ત્યાં મેં તેમનાં દર્શન કર્યાં હતાં, હું જે ગૃહમાં રહેતો હતો, તેની પાસે એક પીપળની નીચે તેમણે ત્રણ દિવસ સુધી પોતાનું આસન સ્થાપિત કર્યું હતું. હું રોજ એમની પાસે જપને બેસતો હતો. એ મારા ઉપર બહુ સ્નેહ રાખતા હતા અને મારો આદર કરતા હતા. " પરંતુ ખરી રીતે એ સમયે શ્રી બાબાજી મહારાજ તો શ્રી વૃન્દાવનમાં રહેતા હતા. એથી મેં કહ્યું " મારા ગુરુ મહારાજ તો એ દિવસોમાં શ્રી વૃન્દાવનમાં છે, સંથાલ પરગણામાં તેમને જવાનું તો કોઇ કારણ ન હોતું, આપે કઇ રીતે ત્યાં તેમનાં દર્શન કર્યાં, એ મારા સમજવામાં નથી આવતું. તે બોલ્યા: " હું નિશ્ચય રૂપે કહી શકું છું કે એમને મેં જોયા છે. સંથાલ પરગણામાં તે ત્રણ દિવસ હાજર હતા એમાં કોઇ સંદેહ નથી, તેમની વાતથી તો હું ઘણોજ વિસ્મિત થયો. તે પછી શ્રી વૃન્દાવનમાં જઇ મેં શ્રી બાબાજી મહારાજને એ વિષે પૂછયું તો તેમણે હસીને કહ્યું કે: " બાબા, કદી કદી અન્ય સ્થાનોમાં પણ લોકો મારાં દર્શન કરી લે છે, એના ભેદ તમે અત્યારે નહિં સમજી શકો પછીથી સમજી શકશો.

મેં દીક્ષા લીધા પછી ક્રમશ બંગાલામાં અનેક લોકોએ શ્રી બાબાજી મહારાજનું શરણ લીધું તેમાં વધુ ગમડીયા અને અશિક્ષિત છે. એમના આચાર વ્યવહાર સાધારણ બંગવાસિયો । આચાર વ્યવહારની માફક ઘણે ભાગે શાસ્ત્ર અને સાધુઓની પધ્ધતિથી ભિન્ન છે. બંગાલના નિવાસીયોને મત્સ્ય ભોજી જાણી પશ્ચિમોતર પ્રાન્તના અનેક લોકો તેમના આ કુત્સિત આચરને જાણયા છતાં પણ અનેક ઉપાય

રહિત દરિદ્ર બંગાલિયોને શરણુ આપ્યું હતું. બંગાલમાં જે મત્સ્યાહારની પ્રથા છે, તે વિષયમાં તેમના વિચાર નીચેના વાતથી સમજાશે.

એક દિવસે શ્રી વૃન્દાવનના આશ્રમમાં સંધ્યાકાળ પછી શ્રી બાબાજી મહારાજ કેટલાક વ્રજવાસિયોની સાથે બેસી વાતો કરતા હતા. હું પણ એમની સાથે ત્યાં બેઠો હતો. પ્રસંગ વશાત્ બંગાલીયોના આચાર વ્યવહાર વિષયની વાત ચાલી, તો એક વ્રજવાસીએ કહ્યું કેઃ બીજું તો ગમે તેમ હોય પણુ બંગાળામાં તો બ્રાહ્મણો સુધ્ધાં મત્સ્યાહાર કરે છે. એ ઘણો જ નિંદનીય આચાર છે. મેં તેમને જવાબ આપ્યો કેઃ આપના દેશમાં એવો ચાલ ન હોવાથી આપ તેની નિંદા કરો છો. પણ આપને ત્યાં પણુ એવા ઘણુા આચારો છે. કે જેને માટે બંગાલીયોને ઘણો તિરસ્કાર છે. આપને ત્યાં ચામડાના કોશે અને પખાલનું પાણી કામમાં લેવામાં આવે છે. જે બંગાલી લોકોને મન ઘણી નિંદનીય વાત છે. આપને ત્યાં પેશાબ કરી આવ્યા પછી બ્રાહ્મણો પાણીથી હાથ પગ ધોતા નથી. ચાલતાં ચાલતાં એક જગ્યાએ મળ ત્યાગ ( ઝાડો ) કરી આવ્યા પછી કોઇ દૂરના ગામે જઇ જળથી શૌચ કરે છે. અને સ્ત્રિયો પહેરેલું વસ્ત્ર વગર ધોયે ઘણુા દિવસ સુધી પહેરી રાખે છે. એમાં દુર્ગંધી આવે છે. પણુ તે વસ્ત્ર કાઢતી નથી. ઘણુા બંગાળીયોએ સર્વ આચારોને તિરસ્કારની નજરે જુએ છે. દરેક દેશમાં એવા એવા કેટલાય આચાર હોય છે, જે જેની બીજા દેશના લોકો નિંદા કરે છે.

આના ઉત્તરમાં પેલા વ્રજવાસીએ કહ્યુંઃ " અમારે અહીંના એ આચારો ખરાબ ગણુાય છે. પણુ એથી કોઈ જીવની હિંસા તો થતી નથી. પણુ તમારા દેશમાં જે માછલી ખાવાનો રીવાજ છે તેથી તો કેટલીય જીવહિંસા થાય છે. એથી તો મહા પાપ થાય છે. એના

જવાબમાં મેં કહ્યું: " ભગવાને ઘણે ભાગે સર્વત્ર જીવનેજ બીજા જીવના આહાર બનાવ્યા છે. વૃક્ષ પણ જીવ છે. એ હિન્દુશાસ્ત્રમાં સ્પષ્ટ રૂપે કહેલું છે. ધ્યાનપૂર્વક જોતાં જણાશે કે: અહાર, વિહાર, શ્વાસ. પ્રશ્વાસ. નિદ્રા, આદિ સર્વજીવનાં લક્ષણ સમાન ભાવે વૃક્ષોમાં પણ છે. ફુલ મળાદિનાં બી સમસ્ત જીવ માત્ર છે. ઘઉં જે આપણે ખાઈએ છીએ, તેને જમીનમાં વાવવાથી છોડ રૂપે ઉગે છે, એથી એ પણ જીવ છે. આંખોથી ન જણાય તેથી એમ ન માનવું કે એમાં જીવ નથી. સૂક્ષ્મ દર્શક યંત્રથી જોતાં એમાં જીવ દેખાય છે. નાના જીવ આપણા શ્વાસ પ્રશ્વાસથી મરે છે. આપણે પાણી પીઈએ છીએ છો તેમાં પાણીના ઘણા જીવો નષ્ટ થાય છે. એથી જીવ હિંસાનો સમૂળગો ત્યાગ કરવો એ મનુષ્ય ને માટે અસાધ્ય છે. પરંતુ શાસ્ત્રની વિધીને ન માની જે જીવ હિંસા કરવામાં આવે છે. એથી તો જરૂર પાપ થયા છે. મત્સ્યાહારનો એકદમ નિષેધ શાસ્ત્રમાં પણ નથી કર્યો. મનુસ્મૃતિ આદિ શાસ્ત્રમાં કોઈ કોઈ મત્સ્યની આહાર વિધિ લખેલી જણાય છે. એથી બંગાળામાં મત્સ્યાહારનો ચાલ હોવાથી આટલી બધી નિન્દા કરવી આપને માટે યોગ્ય નથી.

વ્રજવાસીએ એના એક બે જવાબ આપ્યા. શ્રી બાબાજી મહારાજ ચુપ ચાપ અમારી વાતો સાંભતા હતા. વ્રજવાસી બંધુ બોલતા બંધ પડયા એટલે બાબાજી મહારાજે કહ્યું " તમારા બેની વાતો સાંભળી, એ સંબંધી હું એક બનાવનું વર્ણન કરૂં છું તે સાંભળો. આ પશ્ચિમોત્તર પ્રાંતમાં એક મહા પંડિત અને સૂર્ય મંત્ર સિદ્ધ વિશુદ્ધ બ્રાહ્મણ રહેતા હતા. તેમની પાસે અનેક વિદ્યાર્થીઓ વેદ, દર્શન આદિ શાસ્ત્ર ભણવા રહેતા હતા. જેમાં એક બંગાળી બ્રાહ્મણનો કુમાર પણ હતો. એ બ્રાહ્મણ કુમાર બીજાઓ કરતાં કાંઈ વધુ

બુદ્ધિમાન, ગુરુની સેવામા દત્તચિત્ત અને સર્વથી વધુ ગુરુનો પ્રિય પણ હતો. કાળ જતાં તે સર્વ શાસ્ત્રમાં પારંગત અને ગુરુ સમાન સૂર્ય મંત્રમાં સિદ્ધ થયો. તે પછી તે પછી તે ગુરૂ પાસેથી વિદાયગીરી લઇ પોતાની જન્મભૂમિમાં ગયો અને ત્યાં લગ્ન કરી ગૃહસ્થાશ્રયી બન્યો. એના ઉપર તેના ગુરૂજીનો પણ વધુ સ્નેહ હતો, એથી તે કેટલાક દિવસો બાદ શિષ્યને જોવા બંગાળામાં ગયા પરંતુ શિષ્યને ઘેર જઇ જોયું તો ત્યાં મત્સ્યાહારનો વ્યાવહાર થતો જોયો. એ જોઇ ગુરુ ગુસ્સે થઇ શિષ્યને ઠપકા આપતાં બોલ્યાઃ " જો હું જાણુત કે તું આવો કુત્સિત આચરણવાળો થશે તો હું તને કદી વિદ્યા ભણાવત નહિં, શિષ્યે વિનય પૂર્વક કહ્યું: " ગુરુજી, હું જાણી જોઇને કાંઇ કુત્સિત આચરણ નથી કરતો. આપ મારા ઉપર અપ્રસન્ન ન થાઓ. ગુરૂએ કહ્યુંઃ તમારા ઘરમાં મત્સ્યાહારનો પણ ઉપયોગ થાય છે એથી વધુ ખરાબ આચરણ કયું હોઇ શકે? શિષ્યે કહ્યુ: " મહારાજ ? મત્સ્યાહારને આપ ખરાબ કેમ કરો છો ? આપની કૃપાથી શ્રી સુર્યનારાયણ મારા ઉપર પ્રસન્ન થાય છે, તે નિત્ય મારે ઘેર પધારી મત્સ્યના ભોગને ગ્રહણ ન કરત. " શિષ્યની આ વાત પર ગુરુને વિશ્વાસ ન આવ્યો. તેથી તેમણે કહ્યુંઃ તમે જે વાત કરો છો તે કદી સંભવિત નથી. ઠીક, તમે મારી સામે સૂર્યનારાયણનું આવાહન કરી મને બતાવી આપો કે તે મત્સ્યનો ભોગ લે છે કે કેમ. " ગુરની આ વાત સાંભળી શિષ્યે બહુજ પ્રસન્ન થઇ મત્સ્ય ભોજન બનાવી ગુરુની સામે મંત્ર દ્વારા શ્રી સૂર્યનારાયણનું અવાહન કર્યું. ગુરૂ શિષ્ય બંન્ને સામે જ્યારે સૂર્યદેવ ત્યાં પ્રગટ થયા તો શિષ્યે તેમના ભોગ અર્થે મત્સ્યનું નૈવેદ્ય ધરાવ્યું જેનો સૂર્યનારાયણે અંગિકાર કર્યો. આ જોઈ ગુરૂજી ચકિત થયા અને મનમાં પસ્તાવા

લાગ્યા કે મેં શિષ્યનો નકામોજ તિરસ્કાર કર્યો. તેમણે કહ્યું: ભાઇ મારી ભુલ થઇ છે, અમારા પ્રાંતમાં લોકો મત્સ્યાહારને નિંદનીય માને છે, એથી હું સમજતો હતો કે તે ઘણુંજ ખરાબ આચરણ છે. હવે તો મેં મારી નજરે જોયું કે સૂર્યનારાયણે મત્સાહારનું નૈવેદ્ય સ્વીકાર્યું છે. જેથી હવે મારો ભ્રમ જતો રહ્યો, હવે હું જાતે મત્સ્યાહાર કરી શકીશ. આ પછી ગુરુએ કેટલાક દિવસ ત્યાં મત્સ્યાહાર કરવા માંડયો, તેમને તેમાં સ્વાદ લાગ્યો એટલે તેમણે વિચાર કર્યો કે હું મારા પ્રાંતમાં પાછો જઇ મત્સ્યાહારની પ્રથા શરૂ કરીશ. કેટલક દિવસો પછી તે શિષ્ય પાસેથી વિદાય લઇ ઘેર ગયા. ઘેર જઇ પોતાની નાતના આગેવાનોને બોલાવી તેમણે કહ્યું કે: બંગાલમાં મત્સ્યનો વ્વવહાર પ્રચલિત છે એથી આપણે બંગાળિયોને જે નિંદા કરીએ છીએ તે બરાબર નથી. મત્સ્યાહાર કરવામાં ખરી રીતે કોઇ દોષ નથી. " એમની એ વાત સાંભળી આગેવાનોએ કહ્યું કે: અમને લાગે છે કે આપ સુપડિન હોવા છતાં પણ સ્નેહ વશ થઇ તમારા બંગાળી શિષ્યના સંસર્ગથી બુદ્ધિ ભ્રષ્ટ થયા છો નહિં તો આવા અધમ આચારને આપ નિર્દોષ કેવી રીતે કહી શકત !

પંડિતજીએ કહ્યું: " આપણા પ્રાંતમાં મત્સ્યહારનો ચાલ ન હોવાથી આપના મનમાં આવા વિચાર બંધાઇ ગયા છે. જે સૂર્યદેવની આપ ગાયત્રી મંત્રથી ઉપશાગ કરો છો. એમને મત્સ્યનું નૈવેદ્ય ગ્રહણ કરતાં મેં જાતે જોયા છે, જો એ અપવિત્ર હોય તો સૂર્યનારાયણ તેનો કદી અંગીકાર કરત નહિં. બ્રાહ્મણોએ કહ્યું: જો આપ એ અમને બતાવી આપો કે સૂર્યનારાયણ મત્સ્ય નો ભોગ ગ્રહણ કરે છે તો આપની વાત અમે માની શકીએ નહિ તો આપની આવી વાત સાંભળી અમે એ ન માની શકીએ કે આવાં કુત્સિત આચરણ

પણ સંગત બની શકે " પંડિતજી એ કહ્યું: હું કાલે અહીં આપ લોકો સમક્ષ સૂર્યનારાયણને મત્સ્યનો ભોગ ધરાવીશ. આપ જોઇ શકશો. કે: સૂર્યનારાયણ જાતે પ્રકટ થઇ તેને ગ્રહણ કરે છે. બીજે દિવસે મત્સ્ય ભોગ તૈયાર કરી પંડિતજીએ ગામના આગેવાન બ્રાહ્મણોને બોલાવી તેમની સમક્ષ મંત્રદ્વારા સૂર્યનારાયણનું આવાહન કર્યું પણ સૂર્યનારાયણ પ્રત્યક્ષ આવ્યા નહિં. જેથી ગામના લોકો પંડિતજીનો તિરસ્કાર કરતા પોતાને ઘેર ગયા. પંડિતજીનો અતિશય શરમના માર્યા અનશનવ્રત ધારણ કરી શ્રી સૂર્યનારાયણના ધ્યાનમાં નિમગ્ન થયા. ત્રીજે દિવસે સૂર્યદેવ પ્રગટ થયા. એટલે પંડિતજીએ યથા વિધિ તેમનું પુજન કરી બોલ્યા. "મેં આપને મત્સ્યનો ભોગ ધરાવ્યો, જેનો આપે પ્રકટ થઇ સ્વીકાર ન કર્યો એથી મારે ઘણું શરમાવું પડયું અને મારા સમાજના લોકોએ મારો તિરસ્કાર કરી મારો પરિત્યાગ કરી દીધો છે, સૂર્યદેવે કહ્યું: " તમે જે ભોગ ધરાવ્યો હતો તે ઘણો જ અપવિત્ર હતો. તેનો અમે શી રીતે સ્વીકાર કરીએ ? " પંડિતજીએ કહ્યું: " આપે તો બંગાલમાં મારી સામે જ મત્સ્ય ભોગ ગ્રહણ કર્યો હતો. છતાં અહીં તેને અપવિત્ર કેમ કહો છો ? " સૂર્યદેવે કહ્યું: " બંગાળામાં મત્સ્યાહાર અપવિત્ર નથી એથી ત્યાં મત્સ્યાહાર પ્રાચીન કાલથી પ્રચલિત છે, એથી બંગાલમાં કાંઇ વિશષ બાધ નથી હોતો. પરંતુ આ પ્રાંતમાં તો નિષેધ છે એથી પ્રાચીન કાલથી આજસુધી આ પ્રાંતમાં મત્સ્યાહાર વર્જીત છે આ પ્રાંતમાં મત્સ્યાહારને ઘણોજ અપવિત્ર ગણેલો છે. એથી મેં તમે ધરાવેલા મત્સ્ય ભોગનો સ્વીકાર નથી કર્યો. આ વાત સાંભળી પંડિતજીની શંકા માટી ગઇ. અને સૂર્યનારાયણની કૃપાથી સમાજના લોકો પણ તેમને ફરી નાતમાં લીધા અને પૂર્વ પ્રમાણે તેમનો આદરસત્કાર કરવા લાગ્યા.

આ આખ્યાયિકા રહી શ્રી બાબાજી મહારાજે કહ્યું. હિંદુસ્થાનમાં જુદા જુદા દેશમાં આહારાદિના વિષયમાં જે જે આચારો પ્રાચીન કાલથી ચાલ્યા આવે છે, તે તે દેશોમાં તે તે આચારોનું અનુપરણ કરવામાં કાંઇ દોષ થતો નથી. જુદા જુદા પ્રદેશોની સ્થિતિ તરફ ધ્યાન રાખી દેશાનુકુલ આચાર પ્રચલિત કરવામાં આવ્યા છે. એ માટે એની નિન્દા ન કરવી જોઇએ.

શ્રી બાબાજી મહારાજને એક બંગાળી શિષ્યે એક વાર મારી સામે જ પૂછ્યું હતું કે: "મત્સ્ય અને માંસ ખાઇ શકું કે નહિં? એના ઉત્તરમાં શ્રી બાબાજી મહારાજે કહ્યું હતું કે: માંસનો ઉપયોગ ન કરવો એજ શ્રેયસ્કર છે. પરંતુ, મત્સ્યનો ઉપયોગ બંગાળમાં બહુ પ્રચલિત છે. દેશાચારનું અનુસરણ કરવા માટે હું તમને રોકી શકતો નથી. તેમ છતાં વૈષ્ણવે તો તેનો ઉપયોગ ન કરવો એજ ઉત્તમ છે. બંગાળામાં ગમે તેમ હોય, પરંતુ તીર્થમાં મત્સ્યનો ઉપયોગ કરવો એ યોગ્ય નથી.

કોઇ કોઇ સમયે કોઇ કોઇ બહારના લોકોની સાથે શ્રી બાબાજી મહારાજ જેવું વર્ત્તન કરતા હતા, તે અમને પ્હેલ બ્હેલાં તો ઘણું કઠોર જણાતું હતું. પણ પાછળથી ધીમે ધીમે સમજાવા લાગ્યું કે એ આચાર્ય મહન્ત હતા. જેથી બીજા સાધુઓને નિયમમાં રાખવા અને તેમની પરીક્ષા કરવા યોગ્ય હતું. જેમાં તેમની સાથે તેમનું વર્ત્તન ઘણે ભાગે આત્મ ગોપન નિમિત્ત, અને કદી કદી બીજાના શાસન અને પરીક્ષાને માટે હતું. અને વખતો વખત એ બાહ્ય કઠોરતાની અંદર ખરી દયાજ અવ્યક્ત રૂપે રહેતી હતી. જે લોકો કાંઇક ઉચ્ચ સાધન સંપન્ન હોવા છતાં પણ પૂરા સાધન યોગની કોટિ સુધી પહોંચતા નહોતા, તેમની સાથે તેમનું ઘણે ભાગે કઠોરજ હતું, એ

એ માટે કે તે અભિમાન શુન્ય છે કે નહિં તેની પરીક્ષા થઇ શકે. બીજાઓ સાથે તેમનો જે બાહ્ય વ્યવહાર હતો તેનું દૃષ્ટાંત નીચે આપવામાં આવ્યું છે.

એક દિવસ એક નામીચા સાધુ શ્રી બાબાજી મહારાજના આશ્રમમાં આવ્યા. જેમને જોતાં જ શ્રી બાબાજી મહારાજ કાંઇક રૂષ્ટ થઇ બોલ્યાઃ તમે અહીં કયાં આવ્યા ? તમે અહીં રહી શકો એમ નથી." એ નાતી સાધુએ હાથ જોડી નમ્રતાથી કહ્યું: "મહારાજ! હું અહીં નહિં રહું, હું થોડી ભાંગ લઇ આવ્યો છું તે આપને ત્યાં નીશા પર લસોટી લઇ ચાલ્યો જઇશ.

બાબાજી મહારાજે કહ્યું: " ભાંગ ઘુંટવી હોય તો કોઇ બીજી જગ્યાએ જાવ. અહીં તમારે આવવાનું કાંઇ પ્રયોજન નથી. જાઓ, હવે આશ્રમની બહાર નીકળી જાઓ. " સાધુને આમ કહી તેમણે અભયનારાયણને આજ્ઞા આપી કે " તમે બહારનું કમાડ બંધ કરી દો. અભયનારાયણ જાણુતા હતા કે આતો ઉત્તમ સાધુ હતા. એમની સાથે શ્રીબાબાજી મહારાજનું આવું વર્તન જોઇ અભયનારાયણજીને પોતાના મનમાં ઘણું દુઃખ થયું. અને ખિન્ન થઇ માત્ર શ્રીબાબાજી મહારાજની આજ્ઞાનું પાલન કરવા માટે તેમણે કમાડ વાસી દીધાં. આ સમયે બીજી તરફથી શ્રીબાબાજી મહારાજ શૌચ જવા બહાર ગયા. જ્યારે કમાડ વાસી દીધાં ત્યારે સાધુ ત્યાં બેસી ગીતાનો પાઠ કરવા લાગ્યે. અભયનારાયણજી સમજયા કે સાધુ તો ચાલ્યો ગયો હશે. થોડીવારે શ્રીબાબાજી મહારાજ પાછા આવ્યા. ઘરમાં જઇ પોતાના આસન પર બેસી અભયનારાયણુની સાથે વાતો કરવા લાગ્યા. થોડીવારે હસીને તેમણે અભયનારાયણુજીને કહ્યું: " અભયરામ, પેલા વૃદ્ધ સાધુને મેં આશ્રમમાંથી બહાર કાઢી મૂકયા હતા, તે ગયા નથી

પણ બાહાર બેઠા છે, માટે તમે બારણું ઉઘાડી તેમને અંદર લઇ આવો. અભયનારાયણે ઉઠી કમાડ ઉઘાડયાં તો જોયું તો પેલા સાધુ બારણે બેઠા બેઠા ગીતાનો પાઠ કરતા હતા. અભયનારાયણે તેમને કહ્યું:" એ સાંભળી પેલા વૃદ્ધ સાધુ અંદર આવ્યા. અને શ્રી બાબાજી મહારાજને દંડવત્ કર્યા. પછી ભાંગ ઘુંટી તે લઇ મહારાજ પાસે બેસી ઘણી ઘણી વાતો કર્યા કછી ચાલ્યા ગયા.

એક દિવસે એક જાણીતા સાધુ આશ્રમમા આવી શ્રી બાબાજી મહારાજને કહેવા લાગ્યા કે: " મહારાજ ! મારી પાસે એક સચરિત્ર બાળક છે, જે તમારો ચેલો થવા યોગ્ય છે. મેં તેને કહ્યું છે કે: તને ચારસો વર્ષના સાધુ, બતાવું, આપ આજ્ઞા આપો તો તેને તમારાં દર્શન કરવા લાવું. " એ સાંભળી શ્રીબાબાજી મહારાજ ચમકીને બોલ્યા " તમે જુઠું બોલ્યા વગર માગી ખાતા નહોતો તમે તમારે માટે જુઠું બોલી માગી ખાઓ. મિથ્યા મારા માટે જુઠા વાક્યનો પ્રયોગ શા માટે કરો છો ? તમને કોણે કહ્યું કે: હું ચારસો વર્ષનો છું ? મારે માટે તમે મિથ્યા વચન કેમ કાઢો છો ? તમે વૃદ્ધ થયા છો તથાપિ મિથ્યા ભાષણ કરવાનું છોડતા નથી. " તેમણે આ વાત એવી કડકાઇથી કહી કે એ સાધુ તો સાંભળી ચુપ જ થઇ ગયા. અને મોં ઉતરી ગયું. તે ધીરે ધીરે બાબાજી મહારાજ પાસેથી ચાલ્યા ગયા. તેમણે અમને કહ્યું: " સાધુઓના સ્વભાવમાં પણ કેટલો ભેદ છે, હું તો બાબાજીની મોટાઇ વધારવા એમ બોલ્યો હતો, પણ તે સાંભળી ખુશી ન થતાં તેમણે તો એકદમ નરસિંહનું રૂપ ધારણ કર્યું." આટલું કહી તે ચાલ્યા ગયા.

એકવાર શ્રીબાબાજી મહારાજ કલકત્તે પધાર્યા હતા; અને કૃપા કરી મારે ત્યાંજ ઉતર્યાં હતા. આ દિવસોમાં પ્રખ્યાત શ્રી ભોલાગીરીજી

પણ કલકત્તામાં હતા. એક દિવસે સંધ્યાકાળે અમે કેટલાક માણસો શ્રીબાબાજી મહારાજ પાસે બેઠા હતા, પોતે અમારી સાથે વાતો કરતા હતા, એ વખતે બે સજ્જનોએ આવી કહ્યું કે શ્રી બાબાજી મહારાજ નાં દર્શન માટે શ્રોભોલાગિરિજી આવ્યા છે, અને તે ઘરની બહાર ઉભા છે. એ બંને સજ્જનોને અમે શ્રી ભોગાગિરિજીના શિષ્ય જાણ્યા. અને અમારામાંથી કેટલાક લોકો એ માટે ઉત્સુકતાથી ઉઠયા કે ગિરિજીનું આગળ જઇ સ્વાગત કરીએ. પરંતું એ બન્ને સજ્જનોની વાતને સાંભળી શ્રી બાબાજી મહારાજ માત્ર 'સારૂં' એટલું કહી ઉભા ન રહેતાં પોતાનું મુખ ગૃહદ્વાર તરફ કરી આસન પર સુઇ ગયા. તે પછી શ્રી ભોલાગિરિજી તેમના આસન પાસે આવી તેમને મોં અવળું ફેરવી સુતેલા જોઇ ઉભા ઉભા હાથ જોડી તેમની સ્તુતિ કરવા લાગ્યા. અમે સર્વ લોકો વિસ્મય પામી ઉભા ઉભા એ દૃશ્યને જોવા લાગ્યા. એ પ્રકારે કાંઇ બે એક મિનીટ વીત્યા પછી શ્રી બાબાજી મહારાજ ઉઠી બેઠા થયા અને તેમણે આદરપૂર્વક ગિરિજીને પોતાની પાસે બેસાડયા. મારા ઘરમાં આ વખતે ઘણી સ્ત્રિયો આવી હતી. ઘણાયે ગિરીજીને પ્રણામ કરવાની ઇચ્છા કરી તો ગિરિજીએ ત્યાંથી પાંચ છ પગલાં આગળ વધી તેમના પ્રણામનો સ્વિકાર કર્યો. એ સ્ત્રિયોમાં મારી એક સાળી પણ હતી. જેને ગિરિજી ઉપદેશ દેવા લાગ્યા, જેમકે "કોઇની સાથે લડવું નહિં. એ પ્રકારે તે ઉપદેશ કરતા હતા એટલામાં શ્રી બાબાજી મહારાજ બોલ્યાઃ એવો ઉપદેશ આપવાનું શું ફળ થશે ? એવા ઉપદેશથી આ વખતે કાંઇ ફળ મળશે ખરૂં ?" તે પછી સ્ત્રિયોની સાથે વાત કરી શ્રીગિરિજી પાછા આવી પોતાના પૂર્વસ્થાને બેઠા, અને થોડીવાર અમારી સાથે વાર્તાલાપ કરી ત્યાંથી પોતાને સ્થાને ચાલ્યા ગયા. તે જ્યારે ચાલવા લાગ્યા ત્યારે તેમના બન્ને હાથ

મૂકી શ્રી બાબાજી મહારાજ તેમની સાથે સરખાપણાનું વર્ત્તન કરવા લાગ્યા, તે પછી મેં એક દિવસે શ્રીબાબાજીને પૂછયું કેઃ શ્રીભોલાગિરિજી આપનાં દર્શન કરવા પધાર્યા હતા તો શું આપ પણ એકવાર એમને ત્યાં નહિં જાઓ? શ્રીબાબાજી મહારાજે કહ્યું: " તે સંન્યાસી છે, છતાં પણ જ્યારે માન અપમાનને ન માની તે અમને દર્શન આપવા આવ્યા હતા તો હું પણ એકવાર એમને દર્શન આપવા માટે જઇશ ખરો."

એક દિવસ શ્રી વૃન્દાવનમાં કુંભમેળા વખતે એક ધનાઢ્યના કર્મ ચારીએ ઘણા નિમન્ત્રણ પત્રો (પાસ) શ્રી બાબાજી મહારાજના હાથમાં આપ્યાં નિમન્ત્રણમાં જવા માટે બીજા અનેક સાધુ આવી એમની પાસે માગી માગીને એકેક નિમન્ત્રણ પત્ર (પાસ) લઇ જવા લાગ્યા થોડી વારે એક પરમહંસે પણ આવી તેમની પાસે એક પાસ માગ્યો ત્યારે શ્રી બાબાજી મહારાજે ગરજીને કહ્યું કેઃ " શું અમે ચિઠ્ઠીયો વેચવા માંડી છે તમે જાઓ, અહીં પાસ નહિં મળે. મારી પાસે પાસ નથી. માત્ર રોજગારને માટે તમે પાસ માગો છો. આ તીક્ષ્ણ વાતો સાંભળી પરમહંસ કાંઇ બોલ્યા નહિં. પણ ચુપચાપ બેશી રહ્યા. થોડી વાર પછી શ્રી બાબાજી મહારાજે એમને પ્રસન્નતા પૂર્વક એક પાસ આપ્યો. અભયનારાયણજી અને હું એ વખતે ત્યાં હાજર હતા. પરમહંસ પાસ લઇને ગયા પછી અમે પુછયું કેઃ "મહારાજ! આપની પાસે પાસ તો ઘણા હતા, જેણે જેણે માગ્યા તે દરેકને આપે આપ્યા, પણ આ પરમહંસ સાથે આવું વર્ત્તન કેમ ચલાવ્યું?" તેમણે હસીને કહ્યું: " બાબા! એ પરમહંસ સજ્જન છે, આપણે અવજ્ઞા અને તિરસ્કારને નિસ્સંકોચ સહન કરવાનો પાકો અભ્યાસ કર્યો છે. એ પરીક્ષા કરવા માટે મેં એમની સાથે એ પ્રકારનું

વર્ત્તન કર્યું હતું. તમે તો બાળક છો. હજુ એ વાત સમજી શકો નહિં.

શ્રી બાબાજી મહારાજના આશ્રમમાં શ્રી રાધા બિહારીજી દેવની જ્યારે પ્રથમ પ્રતિષ્ટા થઇ ત્યારે નિમંત્રિત અને અનિમન્ત્રિત અનેક લોકો જમ્યા હતા. બધા જમી રહ્યા છતાં ઘણો પ્રસાદ વધ્યો હતો, એથી બે ત્રણ દિવસ તે વહેંચવામાં આવ્યો હતો. એ વખતે એક દિવસે જ્યારે ઘણા સાધુ ભોજન માટે આવવા લાગ્યા ત્યારે શ્રી બાબાજી મહારાજ ઉગ્ર રૂપ ધારણ કરી તેમાંથી ઘણાને એક એક કરી ખદેડવા લાગ્યા ભન્ડારામાં ઘણા લાડુ. કચોરી આદિ પ્રસાદ રહેવા છતાં પણ શ્રી બાબાજી મહારાજને એ પ્રકારે સાધુઓને નસાડતા જોઈ અભયનારાયણજી મનમાં કાંઇક ઉદાસ થયા. પણ એમણે બહારથી કાંઇ જણાવ્યું નહિં. થોડી વાર પછી ધુણીવાળા ખંડમાં અમે બંન્ને બેઠા હતા અને શ્રી બાબાજી મહારાજ પણ ત્યાં બેસી તમાકુ પીતા હતા, એવામાં અચાનક શ્રી બાબાજી મહારાજ બોલ્યાઃ “ અભયરાંમ તમે કહો છો કે હું આ બધા સાધુઓને ભોજન ન જમાડતાં કેમ કાઢી મૂકું છું, બાબા, તું બાળક છે, કંઇ સમજી શકે નહિ. એમાંથી કોઇ પણ સાચો સાધુ નથી, એ સાધુ વેષ ધારી હતા. એમાંથી કોઇ ભીખારી પણ નથી, એ સર્વ ઘેર ખાઇ આવ્યા છે માત્ર રોજગાર માટે હવે ભીખ માગના ફરે છે. મેં ભૂખ્યા અને ખરા સાધુઓને કહાડી મૂકયા નથી. હવે તમે જોજો, એક સાચો ભૂખ્યો સાધુ આવશે તેને તમે સારી રીતે જમાડશો, “ એ વાત થયા પછી બે ત્રણ મિનીટે એક સાધુએ આવી કહ્યું કે એક સાધુ ભોજનને માટે આવ્યો છે. તેણે શ્રી બાબાજી મહારાજનો અભિપ્રાય જાણવાની ઇચ્છા કરી કે તેને જમાડવામાં આવશે કે નહિં. એ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યાઃ “ અભયરામ ? એ સાચો સાધુ છે. તું

બોલાવી પૂછીશ તો જાણી શકશે." એ આવેલા સાધુએ જાતે શ્રી બાબાજી મહારાજ પાસે આવી દંડવત્ કર્યા. તેમણે તેને પુછ્યું: "તમારા ગુરુ દ્વારા ક્યાં છે?" સાધુએ કહ્યું: "મારા ગુરુ દ્વારા ડાકોરજી છે." ત્યારે શ્રી બાબાજી મહારાજે કહ્યું: "અભયરામ ? જુઓ. આ સાચો સાધુ છે કે નહિં. એ ઉત્તમ સ્થાનનો ચેલો છે. એને બીજી વાતો પુંછશો તો જાણી શકશો કે એ વેષધારી સાધુ નથી, જાઓ એને સારી રીતે જમાડો." એકવાર વ્રજની પરિક્રમા સમયે ગિરિરાજવાસી એક અતિ દરિદ્ર અસહાય બ્રાહ્મણ શ્રી બાબાજી મહારાજની સાથે ગયો હતો. ઘણા પરિશ્રમ અને નિષ્ટા સાથે પરિક્રમામાં તેમની સેવા કરતો હતો. તેને દમનો રોગ હતો તે છતાં તે બીજાઓ કરતાં વધુ શારીરિક પરિશ્રમ કરતો હતો. પરિક્રમા કરવામાં ઘણે ભાગે દોઢ માસ થાય છે. પરિક્રમા જતા પહેલાં કેટલાક દિવસ અગાઉથી આશ્રમમાં રહી આશ્રમનું કામ કાજ કરતો હતો. પરિક્રમાથી પાછા આવ્યા પછી પણ તે આશ્રમમાં રહેવા લાગ્યો. પણ પરિક્રમા પછી તેનો દમનો રોગ વધવા લાગ્યો, જેથી કામકાજ કરવામાં તે એકદમ અસમર્થ થઇ ગયો, એક દિવસે તે ધૂણીની પાસે બેઠો હતો, એવામાં શ્રી બાબાજી મહારાજ પાસે આવી તેને બહુ ધમકાવવા લાગ્યા. તેમણે કહ્યું: "તું અહીં ક્યાં પડ્યો છું ! કાંઇ પણ કામ કરતો નથી. માત્ર બેઠો બેઠો સાધુનું અન્ન ખાઇ રહ્યો છૂં. જા હમણાં જ આશ્રમમાંથી નીકળી જા." આ સાંભળી એ બ્રાહ્મણ નીરુપાય થઇ આશ્રમમાંથી ચાલ્યો ગયો. હું અને અભયનારાયણજીએ વખતે ત્યાં હતા. આ બનાવથી અભયનારાયણજીના ચિત્તમાં ઘણી ઉદાસી છવાઇ રહી. તેમણે વિચાર્યું કે આ બ્રાહ્મણ ઉપર શ્રી બાબાજી મહારાજે ઘણોજ કઠોર વ્યવહાર કર્યો. તેની પાસે એક પૈસો પણ

નથી. જ્યાં સુધી બન્યું ત્યાં સુધી તો તેણે કઠણ શ્રમથી શ્રી બાબાજી મહારાજની સેવા કરી છે. હવે તો તે દમથી એકદમ અસમર્થ થઇ ગયો છે. એવી દશામાં તેને આશ્રમમાંથી બહાર કાઢી મૂકવો એ ઘણુંજ નિષ્ઠુરતાનું કામ છે, આવો વિચાર કરતા અભયનારાયણજી ધૂણીવાળા ખંડમાંથી ઉઠી આશ્રમના એક બીજા સ્થાને ગયા કે તત્કાલ શ્રી બાબાજી મહારાજ અચાનક તેમની પાસે આવી બોલ્યા. અભયરામ ? તમે કાંઇ સમજી શકતા નથી, બાળક છો, એ ગિરિરાજનો બ્રાહ્મણ સજ્જન છે. ઘણા સંકટમાં પડયો હતો તેને ભોજનનું પણ ઠેકાણું નથી, પણ હંમેશાં ભગવાનનું નામ લેતો હતો જેથી તેને આશ્રમમાં શરણુ આપ્યું હતું. પણ અહીં બહુ જમવાનું મળતાં તે ભજન કરવાનું ભૂલી ગયો છે. આશ્રમમાં રહી તેનાથી ભજન થવું અસંભવિત છે. હવે અહીંથી કાઢી મૂકયો જેથી તે પોતાને આશ્રયહીન સમજી ફરી ભજનમાં મન જોડશે. તેને ખાવા પીવાનું દુઃખ નહિં પડે. તેને ભગવત–કૃપાથી જ્યાં જશે ત્યાં ભોજન મળી જશે. તથાપિ તે પોતાને નિરાશ્રય સમજી ફરી પ્રાણ પણથી ભજન કરશે એથી અમે તેને અહીંથી ચાલ્યા જવાનું કહ્યું છે. લોકોનું યથાર્થ કલ્યાણ કઇ રીતે થાય છે તે તમે જાણતા નથી. આ વાત સાંભળી અભયનારાયણજીની શંકા અને ઉદાસીનતા જતી રહી.

એક દિવસે વાતે વાતમાં શ્રી બાબાજી મહારાજે કહ્યું: "પરોપકારને વાસ્તે સંતન ધરે શરીર" ( બીજાઓના હિત કરવાને માટે સંત મહાત્મા લોકો દેહ ધારણ કરે છે. ) કેમાર વનમાં દાવાનલ કુન્ડ ઉપર સાધુઓનો એક આશ્રમ છે, જેવા પ્રાચીન મહન્ત કલ્યાણદાસજી અનેક સાધુ અતિથિયોનો સત્કાર કરતા હતા. શ્રી બાબાજી મહારાજનાં ઉપરનાં વચન સાંભળી અમારામાંથી એકે એ કલ્યાણજીનું નામ લઇ

કહ્યું કે એ ઘણા પરોપકારી સાધુ છે. અને અભ્યાગત સાધુ શ્રી વૃન્દાવનમાં આવી તેમને ત્યાં આશ્રમ પ્રાપ્ત કરે છે. એ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યા. " અમે એવા ઉપકારની વાત કહેતા નથી, એ તો અત્યંત સામાન્ય ઉપકાર છે. ઉપકૃત પુરુષોને માટે એનું ફળ અતિ સામાન્ય છે, તેનું બહુજ થોડું દુઃખ એનાથી મટે છે. પણ કર્મ કર્તાને પુનર્જન્મ ગ્રહણ કરવું પડે છે. તે બીજા જન્મમાં રાજા થઇ શકે છે, તેની આગળ પાછળ સિપાઇઓના પહેરા આદિ ચાલી શકે છે. તેને અનેક રથ, હાથી, ઘોડા આદિ ઐશ્વર્ય હોય છે. પણ સાચા મહાત્મા લોકો કર્મલિપ્ત થતા નથી. તેમના ઉપકાર એ પ્રકારના નથી હોતા. તે તો જીવોના દુઃખના મૂળનો નાશ કરી ઉપકાર કરે છે. એથી તેમની કર્મ પદ્ધતિનો યથાર્થ ભાવ સાધારણ લોકોના સમજવામાં નથી આવતો.

શ્રી બાબાજી મહારાજ પોતાને બીજાઓ સાથે બાહ્ય વ્યવહાર કરવામાં કયા પ્રકારે છુપાવે છે તેનું એક અહીં આપવામાં ઉદાહરણ આવે છે. એકવાર હું વૃન્દાવનમાં હતો તે વખતે શ્રીહટના કરીમગંજ મુહકમાના મુખ્ત્યાર વ્યવસાય કરનાર એક પુરુષ શ્રી બાબાજી મહારાજનાં દર્શન માટે આશ્રમમાં આવ્યો. એ વખતે હું આશ્રમમાં હતો. તેણે આશ્રમમાં આવતા પહેલાં મને પ્રણામ કર્યા. હું તે સમયે ઘરની બહાર બેઠો હતો, શ્રી બાબાજી મહારાજ તત્કાલ જ " ઉઁ આં " આદિ શબ્દોથી શારીરિક ક્લેશ પ્રકટ કરતા. ઘરની અંદરથી બહાર ચાલ્યા ગયા. અને એ પ્રકારે આર્તનાદ કરવા લાગ્યા. જાણે કઠીન શારીરિક ક્લેશનો અનુભવ કરી રહ્યા હોય તેમ લાગે. જેથી પેલો મનુષ્ય તો એમને પ્રણામ પણ કરવાનું ભુલી ગયો અને એમના શારીરિક ક્લેશની શાંતિને માટે એક બે ઔષધીનાં નામ

બતાવી માત્ર પાંચ સાત મિનીટ પછી આશ્રમમાંથી ચાલ્યો ગયો તેના ચાલ્યા ગયા પછી પોતે હસી હસીને અમારી સાથે વાર્ત્તાલાપ કરવા લાગ્યા. એ સમયે અમને એમનામાં કોઇ પ્રકારે કલેશ હોવાનો કાંઇપણ પત્તો ન લાગ્યો એ જોઇ મેં વિચાર કર્યો કેઃ એ મનુષ્ય એવો મન્દ ભાગ્યનો હશે કે શ્રી બાબાજી મહારાજને પ્રણામ પણ ન કરી શકયો. વાસ્તવમાં આ પ્રકારના વ્યવહારને રોજ કરવાનો તેમને અભ્યાસ પડી ગયો હતો. બીજા પણ કેટલાય સાધુ મેં જોયા છે કે જે કોઇ આગન્તુકને જોતાંજ પોતાના ચ્હેરાને પૂર્વ કરતાં વધુ ગંભીર બનાવી દે છે. પણ શ્રીબાબાજી મહારાજનું વર્ત્તન તો એથી હંમેશાં વિપરીત હતું. ગમે તો તે તેમનો ચેલો હોય અથવા તો બીજો હોય, દરેકની સામે તે સંપૂર્ણરૂપે આત્મગોપન કરી સાધારણ અજ્ઞ સાંસારિક મનુષ્ય સરખો વ્યવહાર કરતા હતા. આ પ્રકારનો વ્યવહાર જાણે કે તેમનો સ્વભાવિક હતો. તેમના શિષ્યો અને બીજા લોકો પણ નાના પ્રકારનાં વસ્ત્રોની ભેટો વખતો વખત તેમને આપતા હતા. જેને બાંધીને તે રાખી મૂકતા. આશ્રમના સાધુઓને આપતા નહિં કોઇને કપડાંની જરૂર પડે છતાં તેને તે આપતા નહિં. પરંતુ અમારા જેવા ગૃહસ્થ શિષ્યોને કદી કદી એમાંથી એક બે સારાં કપડાં કહાડીને આપી દેતા. વસ્ત્રો ઘણે ભાગે તાકામાં પડયાં પડયાં નષ્ટ થઇ જતાં હતાં. આવા વ્યવહારનો આશય પહેલાં મારા સમજવામાં આવતો નહોતો. કેટલાક દિવસો પછી તે વાત મારા સમજવામાં આવી. હું ઘણે ભાગે સ્પષ્ટરૂપે કોઇ વિષયમાં તેમને પ્રશ્ન પૂછતો નહિં, કેમકે મને દીક્ષા આપ્યા પછી એમણે મને કહ્યું હતું કે મુખથી કદી તેમને ઉપદેશ નહિં આપે પણ અંદરને અંદર એ મારામાં ઉપદેશની પ્રેરણા કરશે. એ રીતે આભ્યંતરિક પ્રેરણાથી મને ખબર પડી કે બાબાજી મહારાજનો અંદરનો અભિ-

પ્રાય એવો હતો કે જે સાધુઓ તેમની સાથે આશ્રમમાં રહે છે, તે ભેટ તરીકે આવેલાં વસ્ત્રાદિ તથા ભોગ્ય વસ્તુપર લોભ ન રાખે અને સાધારણ સાંસારિક મનુષ્યોની માફક સેવા તથા ભજનથી બહિર્મુખ ન થઇ જાય. જેથી આશ્રમ ક્રમશઃ ભોગ વિલાસનું સ્થાન ન બની જાય. વાસ્તવમાં આજકાલ ઘણાં દેવાલયો તથા સાધુઓનાં વાસસ્થલ સાંસારિક લોકોની નિવાસ ભૂમિથી પણ વધુ ભોગ વિલાસનાં સ્થાન થઇ ગયાં છે. તેમાં ઘણાંજ થોડાં સ્થાન એવાં મળે છે કે જ્યાં સાધન ભજન તરફ ધ્યાન આપવામાં આવે છે. તેમાં કંઇ કંઈ કાંઇક શાસ્ત્ર ચર્ચા પણ જોવામાં આવે છે. પણ અંદરની શુદ્ધિ અને ભગવન્નિષ્ટા ઘણે ભાગે જણાતી નથી. એવા સ્થાનોમાં રહેનારા તો ઘણે ભાગે ભોગ વિલાસથી કાલક્ષેપ કરે છે અને સાથે એવો વિચાર પણ રાખે છે કે સર્વ સાધારણ ગૃહસ્થોનો ધર્મ છે કે તેમને માટે ભોગ વિલાસને યોગ્ય સામગ્રી અને ધનની વ્યવસ્થા કરે. શ્રી બાબાજી મહારાજ સ્વાભાવિક રીતે યત્નશીલ હતા, કે એમનો આશ્રમ એવી દશાને પ્રાપ્ત ન થાય. અને આશ્રમના સાધુઓ પ્રતિ તેમનો વ્યવહાર પણ એ નિયમને આધીન હતો. તે જાતે ઘણે ભાગે સૂર્યોદય વખતે આહાર કરતા હતા. એ સમયે એમને ભુખ લાગતી હતી એવા મિષથી તે મધ્ય રાત્રિએ સર્વને જગાડતા હતા. એથી સર્વને જાગવું પડતુ કેઇ નાહી ધોઇ રસોઇ બનાવવામાં, કોઇ ઠાકોરજીની સેવાનાં કામોમાં, અને કોઇ બીજાં બીજાં કામોમાં જોડાઇ જતા. ઘણીવાર તે ભય બતાવતા કે રાત્રે ચોર આવશે. એ બ્હાને અડધી રાત્રે આશ્રમના લોકોને જગાડતા અને સેવાનાં કામમાં જોડતા. સાધક માટે તે દિવસ રાત્રિમાં બે કે ત્રણ કલાકની નિદ્રા પુરતી છે એમ કહેતા. વળી તેઓ કહેતા કે અન્નનો આહાર દિવસમાં એક વખત કરવો સારો છે તેમનો અભિ-

પ્રાય એવો હતો કે નિદ્રા અને આહારની એવી રીતે અભ્યાસ પાડ-વાથી શરીર હલકું, આળસ રહિત અને ભજન કરવા યોગ્ય થાય છે.

વળી શરીરને દુઃખ દઇ ધર્મ કર્મ કરવામાં આવે એવો પણ તેમનો મત નહોતો. તેમણે મને એ વિષયમાં કહ્યું હતું કેઃ શરીરને કષ્ટ દઇ જે ધર્મ કર્મ કરવામાં આવે છે તે ધર્મ કર્મ તામસ છે. તેથી ભગવાન પ્રસન્ન થતા નથી. જેના સંબંધી તેમણે મને એ વાત કહી હતી તે સંબંધી નીચે પ્રમાણે હકીકત બની હતી.

એક વખતે વ્રજની પરિક્રમા સમયે લગભગ પાંચ ગાઉ ચાલી 'કોસી' નામના સ્થાનમાં શ્રી બાબાજી મહારાજની સાથે સાધુ વર્ગ અને અમો સર્વ જઇ મધ્યાન્હ સમયે આસન લગાવ્યાં. એ દિવસે બપોરના કોઇ કોઇ સાધુએ ત્યાં કહ્યું કેઃ કોશીથી બે અઢાઇ કોશ દૂર ' શેષશાયી " નામના સ્થાને મને લઇ જઇ શેષશાયી ભગવા-નની મૂર્ત્તિનાં દર્શન કરાવી લાવે તેમના કહેવાથી હું જવા તૈયાર થયો, પણ શ્રી બાબાજી મહારાજે મને ના કહ્યું અને જણાવ્યું કે "આ પરિક્રમા તમે જે કરો છો તે તમારે માટે બહુ છે. એ ઉપરાંત બીજા બે ત્રણ ગાઉ પગે ચાલી જવા, આવવાથી શરીરને ક્લેશ થશે. એ તામસ ધર્મ છે. એથી ભગવાન પ્રસન્ન થતા નથી. તેમણે ના કહ્યું જેથી મારે જવાનું બંધ રહ્યું: અને જે સાધુઓએ મને લઇ જવાનો આગ્રહ કર્યો હતો તે પણ નિવૃત્ત થયા

ઘણા દિવસ સુધી શ્રી બાબાજી મહારાજનો સંગ કરતાં કરતાં ક્રમશઃ મને એવો અનુભવ થઇ ગયો કે તેમનું ચરિત્ર મૂર્ત્તિમાન ગીતા સ્વરૂપ હતું. શ્રી ભગવદ્ ગીતામાં કહ્યું છે કેઃ—

विद्या विनय सम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ।

इहैव तैर्जितः स्वर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

પંચમ અધ્યાય ૧૮–૧૯

અને આ પાંચમા અધ્યાયના દશમ શ્લોકમાં ફરી કહ્યું છે કે–

ब्रह्मण्याध्याय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्र मिवाम्भसा ॥

શ્રી બાબાજી મહારાજનાં આચરણોને જોતાં જોતાં મને એ અનુભવ આવી ગયો હતો કેઃ એ વાકયોના એ દેદીપ્યમાન રૂપ હતા. સાધુ, અસાધુ, ધનવાન, દરિદ્ર, સર્વની સાથે તે વ્યવહાર વખતે સમભાવ ધારણ કરતા હતા, એક બે દષ્ટાન્તથી એ વિષય સ્પષ્ટ કરવામાં આવે છે.

એક દિવસ શ્રી વૃન્દાવનમાં શ્રી ગોપી નાથજીના મંદિરેથી થોડે દૂર પર એક ઘરમાં એક રાજા આવી કેટલાક દિવસ રહ્યા હતા. તે શ્રી બાબાજી મહારાજ પર વધુ ભક્તિ યુક્ત થઇ તેમનાં દર્શન કરવાની તેમને ઇચ્છા થઇ. તો તેમને દર્શન આપવા માટે શ્રી બાબાજી મહારાજ જાતે તેમના ઘેર ગયા. એમને ત્યાં ગયા પછી રાજાએ ઘણોજ આદર સત્કાર કરી તેમને અતિ મૂલ્યવાન આસન પર બેસાડયા. અને જ્યાં સુધી તે ત્યાં વિરાજમાન રહ્યા અને તેમણે નાના પ્રકારના મર્યાદા સૂચક વ્યવહાર કર્યો, જ્યારે તે ત્યાંથી ઉઠી પાછા ફરવા લાગ્યા તો તેમણે ઘરની બહાર નીચે આવી જોયું તો રાજાનો દ્વારપાલ દ્વારની પાસે બેઠો હતો. દ્વારપાલે ઉઠી તેમને દન્ડવત કર્યા તો પોતે હસીને તેની પાસે જમીન પર બેસી ગયા અને પોતાની ઝોળીમાંથી ગાંજો કહાડી એક ચલમ ભરી બંન્નેએ પીધી તથા સમભાવિક વાર્તાલાપ કરવા લાગ્યા. તે પછી થોડી વારે તે આશ્રમમાં

ગયા. રાજા પાસે આટલું માન અને મર્યાદા મેળવી તરત જ રાજાને ત્યાં તેમના દ્વારપાલની સાથે સમભાવથી બેસી જે વ્યવહાર કરી આવ્યા એથી રાજાના મનમાં જે કાંઇ ધારણા થઇ હોય તે તો તેજ જાણે છે, પણ સાધારણ મનુષ્યોમાં આ રીતનાં માન અપમાનના સમાન વ્યવહાર ઘણે ભાગે જોવામાં આવતો નથી.

કેમાર વનના દાવાનલ કુન્ડ પર જે સાધુઓનું વાસસ્થાન છે, ત્યંનો એક નવો બાળક સાધુ એક દિવસે શ્રી બાબાજી મહારાજના આશ્રમમાંથી ઔષધીને માટે દાડમનાં પાન લેવા આવ્યો. તેને પાન લેવાને નિષેધ કરી શ્રી બાબાજી મહારાજે કહ્યું: " મારૂં દાડમનું ઝાડ નાનું છે, જેથી તમને પાન નહિ લેવા દઉં. તમે બીજેથી પાન લઇ જાઓ. " અને તેની સાથે એ પ્રકારે સમભાવિક વ્યવહાર કરવા લાગ્યા કે તે પણ તેમની અવસ્થાની મર્યાદાને ભૂલી તેમની સાથે બરોબરીયાની માફક પાંદડાં લેવાની હઠ કરવા લાગ્યો. અંતે તે તે તેમની ગાળો પણ દેવા લાગ્યો, એટલે પોતે પણ તેને એવીજ ગાળો દેવા લાગ્યા. આ રીતે બંને સામ સામે ગાળો દઇ પેલો બાળક સાધુ ચાલ્યો ગયો. એ જ્યારે ચાલ્યો ગયો ત્યારે બાળકની માફક શ્રી બાબાજી મહારાજ બોલ્યા કે: " મારા ઝાડનાં પાંદડાં લેવા આવ્યો હતો. મેં તેને કેવો ગાળો દઇ નસાડ્યો. "

બાબાજી મહારાજની સાથે એકવાર હું અને બીજા તેમના બે ત્રણ શિષ્યો રેલ્વેમાં બેસી કંઇક જતા હતા. ગાડીમાં જે ડબામાં શ્રી બાબાજી મહારાજ બેઠા હતા તેની પાસેના ડબામાં અમે બેઠા હતા. વચ્ચે લોઢના સળીયા હતા. શ્રીબાબાજી મહારાજના ડબામાં પહેલાં બે મુસલમાનો બેઠા હતા જે કોઇ કામને માટે નીચે ઉતર્યા હતા. ડબાને ખાલી જાણી તેમાં શ્રીબાબાજી મહારાજ બેઠા અને અમે પા-

સેના ડબામાં બેઠા. થોડીવારે પેલા બન્ને મુસલમાનો આવી પેલા ડબામાં પેઠા અને ગાડી ચાલવા માંડી તે બંન્ને પહેલવાન જેવા મજબુત શરીરના બળવાન હતા. ગાડીમાં બેસતાંજ શ્રીબાબાજી મહારાજ એ વખતે એમની સમાન બની એમની સાથે સમભાવથી લડવા લાગ્યા. બંન્ને એક બીજાને અશ્લીલ ગાળો ભાંડવા મંડ્યા. ગાળોથી પરાસ્ત ન થયા એટલે પેલા મુસલમાનોએ પોતાની એક પોટલીમાંથી માંસ કહાડી બહાર કરવા લાગ્યા તેમણે જાણ્યું કે એ જોઇ મહારાજ નસી જશે. પણ તેમની આશા પૂર્ણ ન થઈ. બાબાજી મહારાજે કહ્યું કે, તમારો ખોરાક માંસનો યા પશુઓનો અહાર છે, ભલે તમે ખાઓ તેથી અમને શું ? અમે પણ અમારા ખાવાની વસ્તુ ખાઇશું. એમ કહી તેમણે કેરીઓ કહાડી ચાકુથી કાપીને ખાવા માંડી, તેમણે તે કાપી કાપી ચીરીઓ અમને પણ આપવા માંડી. રેલવેમાં બેસી દૂર જવા આવવામાં શરીરના રક્ષણ માટે આપદ્ધર્મ અવલંબન કરવો એ દુષિત નથી. એ વાત એમણે મને પહેલાથી કહી હતી. અને ગાડીમાં બેસી સમયાનુસાર આવશ્યકતા પ્રમાણે અમારી સાથે સાથે તેઓ પણ ફલ, કન્દ વગેરે ગ્રહણ કરતા હતા. બંન્ને મુસલમાનો તેમને પરાસ્ત કરવામાં અસમર્થ થઇ ચુપ થઇ ગયા. થોડીવારે તેઓ બીજા સ્ટેશને ગાડીમાંથી ઉતરી ગયા; તો શ્રી બાબાજી મહારાજ બાળકની માફક હસતા હસતા બોલ્યા. " એ બંન્ને સમજતા હતા કે એમના ડરથી હું મારૂં આસન છોડીશ, પણ હું એમ કાંઇ ડરૂં ખરો ? હું એકલોજ મારા શરીર બળથી એ બન્નેને પરાભૂત કરી શકું એમ છું. શું મારા શરીરમાં બળ નથી કે હું એમનાથી ડરી જઉં. " તેમના એ સમયના વ્યવહારથી અમે અત્યંત ધૈર્યથી હાસ્યને રોકી રાખ્યું.

વાસ્તવમાં શ્રી બાબાજી મહારાજના આ પ્રકારના બાલક ત

વ્યવહારને અમે ઘણી વાર જોતા હતા. એક દિવસે સ્નાન કર્યા પછી તિલકસ્વરૂપ કરી તેમણે સાધારણ વસ્ત્ર પહેરી લીધું તો અભયનારાયણે તેમને જોઇ કહ્યું: " મહારાજ ! આ ધોતીને ધારણ કરવાથી આપ ઘણા સુંદર જણાઓ છો " એ સાંભળી તે અત્યંત આનંદિત થઇ બોલ્યા, મારી બનાતની એક બંડી છે તેને જ્યારે હું પહેરૂં છું તો કેવો સારો દેખાઉં છું એ તમે હજુ જોયું નથી. હું તે બંડી પહેરી તમને બતાવીશ ત્યારે તમે જાણુશો કે હું કેવો સારો દેખાઉં છું એમના બાળકવત વાકયો સાંભળી અભયનારાણુજી અને હું સર્વ હસી પડયા.

એક દિવસે ત્રિપુરાના મહારાજના નિકટના સંબંધી જે શ્રી બાબાજી મહારાજના શિષ્ય હતા, તે એક ઉત્તમ મણીપુરી વસ્ત્રની મહારાજને ભેટ ધરી બોલ્યા:–" મહારાજ અમારા કુટુંબની સ્રિયોએ આ વસ્ત્ર આપને માટે પોતાના હાથે વણી તૈયાર કર્યું છે. એનો આપ જાતે ઉપયોગ કરશો તો અમે અત્યન્ત સંતુષ્ટ થઇશું. " એ સાંભળી તેમણે એ વસ્ત્ર ઉપાડી લઇ ઓઢયું અને કહ્યું: ' આ બહુ ઉત્તમ વસ્ત્ર છે, એને હું ઓઢીશ અને સર્વને બતાવીશ કે એ કેવું સુંદર વસ્ત્ર છે." એવું કહી તે આશ્રમથી એકાદ માઇલ દૂર શાલો વેચનારાઓનું બજાર હતું ત્યા ગયા અને ત્યાં જે કોઇ મળે તેને બોલાવી પોતે ઓઢેલું કપડું બતાવી કહેવા લાગ્યા કે: " જુઓ આ કેવું સુંદર વસ્ત્ર છે, એ ત્રિપુરાના રાજકુટુંબની સ્રીયોએ વાણીને અમને આપ્યું છે, " એવા સરલ અને મીઠા ભાવથી તે કપડાંને બતાવવા લાગ્યા કે સર્વ લોકો મુગ્ધ થઇ વાત્સલ્ય ભાવથી કહેવા લાગ્યા કે: હા, મહારાજ તમારૂં આ લુગડું ઘણું " સુન્દર છે.

વિષયી લોકોના સંસર્ગ થતા શ્રી બાબાજી મહારાજ તેમની

સાથે ધનાદિ સંબંધી સમાન ભાવે વાર્તાલાપ કરતા હતા ત્યાં સુધી કે ચોર, લંપટ આદિ પણ એમની સાથે કદી કદી જીવ ખોલીને પોતાનું દુઃખ કહેતા હતા અને એ પ્રકારના મનુષ્યોની માફક તેમની સાથે વ્યવહાર સેવવામાં સંકોચાતા નહિં. એક વાર એક કામાકુલા બંગાળી સ્ત્રી તેમની પાસે આવી, તે કેટલાક દિવસ આવતી રહી. અને નાના પ્રકારની ભાવુકતાની ચર્ચાઓ ચલાવવા લાગી. જેથી શ્રી બાબાજી મહારાજે એક દિવસ કથા પ્રસંગમાં તેને એવી કામ ભાવાપન્ન વાત કહી કે તે અતિશય શરમાઇ ત્યાંથી એવી રીતે ગઇ કે ફરી એ એમની પાસે આવવનું સાહસ કરી શકી નહિં.

સાંસારિક પાપિયોની સાથે પોતે જેવો સમભાવિક વ્યવહાર સેવતા, એવોજ ઉચ્ચસાધન-સંપન્ન અને સિદ્ધ પુરુષોની સાથે પણ બરોબર તદ્રુપ નિર્વિકાર વ્યવહાર કરતા હતા. કોઇ મોટા પ્રખ્યાત સિદ્ધ પુરુષ પણ તેમનાં દર્શન કરવાને આવતા તો પણ એમને મેં કાંઇ પણ સાવધાન થતા જોયા નથી. સધારણ મનુષ્યોની સાથે વ્યવહાર કરતી વખતે તેમનો જેવો સહજભાવ પ્રત્યક્ષ થતો હતો, તેવીજ રીતે સિદ્ધ પુરુષોની સાથે વ્યવહાર કરવામાં પણ તેમનો સહજ ભાવ લક્ષમાં આવતો. તે નીચેના દૃષ્ટાંતથી સમજાશે.

વ્રજધામમાં એક અતિ લઘુકાય સાધુ હતા. જે કદી કદી શ્રી બાબાજી મહારાજનાં દર્શને આવતા હતા. મેં ઘણી વાર તેમને જોયા છે. તેમને લોકો કલ્પાન્તી કહેતા હતા, અર્થાત્ સાધુઓમાં પ્રસિદ્ધ વાત હતી કે એમનું આયુષ્ય એક કલ્પનું છે. પણ તે દર્શનને માટે આવતા તો શ્રી બાબાજી મહારાજ તેમની સાથે જેમ કોઇ ગામડીયા માણસ સાથે વર્ત્તે તેવીજ રીતે વર્ત્તતા. તેમના વ્યવહારમાં કાંઇ પણ ભેદ જણાતો નહોતો.

શ્રી વિજય કૃષ્ણ ગોસ્વામી પ્રભુ પ્રથમ વાર શ્રી વૃન્દાવનમાં

રહેતી વખતે કદી કદી શ્રી બાબાજી મહારાજનાં દર્શને આવતા હતા. તે ઘણે ભાગે આવી દંડવત કર્યા પછી બીજાઓની માફક થોડીવાર છાનામાના બેસી રહી ફરી દંડવત્ કરી ચાલ્યા જતા હતા. શ્રી બાબાજી મહારાજ એ સમયે બહિર્દષ્ટિથી તેમની સાથે કાંઇ વાર્ત્તાલાપ કરતા જ નહિં. પરંતુ પાસેના અન્ય લોકોની સાથે અનેક પ્રકારની વાતો કરતા રહેતા. એક દિવસ અભયનારાયણજીએ શ્રી ગોસ્વામી પ્રભુને પૂછયું: " આપ શ્રી બાબાજી મહારાજની પાસે જાઓ છો પરંતુ કાઇ પણ પ્રસંગ પર ચર્ચા કર્યા વગર છાનામાના કેમ બેસી રહો છો " એના ઉત્તરમાં શ્રી ગોસ્વામી પ્રભુએ કહ્યું: " હું એમની સાથે વાર્ત્તાલાપ કર્યા કરૂં છું, તે મારા પ્રશ્નોના ઉત્તરોની અંદર ને અંદર જ પ્રેરણા કરતા રહે છે." અભયનારાયણજી બોલ્યા: " અંદર ને અંદર પ્રેરણા કેવી, એ તો મારા સમજવામા નથી આવતું. તેમણે કહ્યું: " આપ લોકો મો વડે જે પ્રકારે વાતો કરો છો, એ પ્રકારે મારા અંતઃકરણથી તે વાતો કરે છે. જે હું સાંભળી લઉં છું."

બગાલ સન ૧૩૦૦ માં પ્રયાગના કુંભ મેળામાં અનેક પ્રખ્યાત સિદ્ધ મહા પુરુષો પધાર્યા હતા. જેમાથી કોઇ કોઇ કદી કદી શ્રી બાબાજી મહારાજનાં દર્શનને માટે એમને ત્યાં આવતા અને કેટલેક દૂરથી જ તેમને દંડવત કરી પાછા જતા. પરંતુ દંડવત કર્યા પછી તે જેમ અન્ય સાધારણ માણુસોને સહજ ભાવથી હાથ ઉંચો કરી આશિર્વાદ આપતા હતા, એવીજ રીતે એ મહા પુરુષોને પણ પોતે આશિર્વાદ આપતા હતા. એ બંન્નેમાં એમના ભાવનો કાંઇ પણ ભેદ જણાતો ન્હોતો.

શ્રી વૃન્દાવનના આશ્રમમાં જ્યારે શ્રી ભગવદ્ વિગ્રહની સ્થાપના કરવામાં આવી તો એક દિવસે શ્રી રાધિકાજીની સાથે શ્રી વિ-

હારીજીની સવારી કહાડી શ્રી વૃન્દાવન નગરમાં ફેરવવામાં આવી. શ્રી બાબાજી મહારાજ અને અમે સર્વ એ સવારીની સાથે ચાલતા જ્યારે ગૌતમ પાડા નામના સ્થાનમાં પહોંચ્યા, તો ગોપિયોએ દર્શનને માટે આવી શ્રી રાધાવિહારીજીને ચારે તરફથી ઘેરી નૃત્ય ગીત ગાવાનો આરંભ કર્યો. એ સમયે અચાનક મેં જોયું કે શ્રી બાબાજી મહારાજ અંગે અંગના પ્રત્યેક લોમકૂપમાંથી વર્ષાની જલધારા માફક અવિશ્રાંત સ્વેદ વહ્યા કરે છે. એવી પરસેવાની ધારા પહેલાં મેં કદી જોઇ ન હોતી. એ જોઇ હું તરત એક પંખો લઇ તેમને પવન ઉડાડવા લાગ્યો. શ્રી બાબાજી મહારાજે હસીને કહ્યું: “ બાબા, આ ગ્રીષ્મનો પરસેવો નથી. પંખો નાંખવાથી એ બંધ નહિં થાય. એ એક પ્રકારનો પ્રેમ જ્વર આવી ગયો છે જેથી એ સ્વેદનો પ્રવાહ વહ્યા કરે છે. આવો પ્રેમ જ્વર અમને આ પહેલાં પણ ઘણી વાર આવી ગયો છેઃ એક વાર એક મહિના સુધી અવિચ્છિન્ન ભાવથી રહ્યો હતો, પરંતુ એ વારે શરીરમાંથી બિન્દુ માત્ર પણ સ્વેદ નીકળતો નહોતો. સમસ્ત શરીર અગ્નિવત તપ્ત રહેતું હતું. એ સમયે શરીર પરના વાળ અને જટા કટાની માફક ઉભી થઇ ગઇ હતી. તમારા પંખાથી મારો આ સમયનો સ્વેદ કદી બંધ નહિં થાય. એ વાતોને એમણે એવા નિર્લિપ્ત ભાવથી કહી કે જાણે કોઇ બીજાની દશાનું વર્ણન કરી રહ્યા છે. તેમના એ એક માસ કાલ સ્થાયી પ્રેમ જ્વરની દશાનાં લક્ષણ મેં મારા જ્યેષ્ટ ગુરુ ભાઇ ગરીબદાસજી પાસે પહેલાં સાંભળ્યાં હતાં. વાસ્તવમાં તેમનો બાહ્ય સંગ જેવો હતો તેવોજ તેનનો સર્વ બાહ્ય ભાવ અને વ્યવહાર પણ પ્રકટ થતો હતો પરંતુ તે જાતે એક રૂપ ઉદ્દેશ્ય શુન્ય બાલકની માફક સદા નિલિપ્ત ભાવે રહેતા હતા. પોતાના બાહ્ય વ્યવહારોને માટે તેમણે એક વાર વાતે વાતમાં મને

કહ્યું હતું કેઃ " બાબા, હાથીને બે પ્રકારના દાંત રહે છે, એક બહાર દેખાડવાના, અને બીજા અંદર ખાવાના. અંદરના દાંત બીજાઓને જણાતા નથી. સંતની પણ એવી બે પ્રકારની વૃત્તિયો રહે છે. એક બહાર દેખાડવાની બીજી પોતાના અંદરની. એની ખબર કોઇને પડતી નથી.

મને દીક્ષા લીધાને બે એક વર્ષ પછી આશ્રમમાં એક નવું મંદિર બનાવ્યું. અને તેમાં શ્રી રાધાવિહારીજીની મૂર્ત્તિ સ્થાપિત કરી. શ્રી ઠાકુરજીની પ્રતિષ્ઠા પછી એક યા બે દિવસ વ્યતીત થયા પછી બપોરના સમયે પ્રસાદ લઇ હું, મારી સ્ત્રી અને અભયનારાયણજી ત્રણે આશ્રમના એક ખંડમાં બેસી વાતો કરતા હતા, અને શ્રી બાબાજી મહારાજ ધુણીવાળા ખંડમાં બેઠા હતા, અચાનક ત્યાંથી ઉઠી અમારા ખંડના બારણા આગળ આવી ઉભા, જેથી અમે ત્રણે ઉઠી ઉભા થયા, ત્યારે તેમણે મારા સામું જોઇ કહ્યું: બાબુ ? તને આ ઠાકુરજીને મહા ભારી કરામતી ઠાકુર જાણજો. તમે આ સમયે એમના મંદિરમાં જાઓ અને મનમાં જે ઇચ્છા હોય તે વરદાન માગી લ્યો. એમાં કાંઇ સંકોચ ન કરશો. જે મનમાં હોય એ માગજો. હું હાથ જોડી બોલ્યો: " બાબા ! આપ પ્રસન્ન રહો એ હું ઇચ્છું છું. આપના પ્રસન્ન રહેવાથી મને કઇ વાતની કમી હોઇ શકે? બીજું શું વરદાન હું માગું ? " તેમણે કહ્યું:-હા તમારી વાત સાચી છે, અહું છાનો માનો મંદિર તરફ ગયો, તો શ્રી બાબાજી મહારાજે અભયનારાયણજી અને મારી સ્ત્રીને પણ કહ્યું કેઃ " તમે બંન્ને પણ મારા પ્રસન્ન હોવાથી તમને સર્વ કાંઇ મળી શકે છે અને તમને મળશે પણ ખરું, પરંતુ પરીક્ષા તો કાંઇ કરવી જોઇએ. હું કહું છું કે જાઓ. જે મનમાં હોય તે વરદાન માગી લ્યો. " એ સાંભળી

જઇને વર માગી લ્યો. " હું શ્રીજીના મંદિરમાં ગયો અને મામાં ને મનમાં કાંઇક વિશેષ પ્રાર્થના કરી અને તે પછી અભયનારાયણજી અને મારી સ્ત્રીએ પણ જઇ દન્ડવત કર્યા, એ બંન્નેએ શું શું વરદાન માગ્યું તે હું જાણતો નથી. આ સમયે શ્રી બાબાજી મહારાજ પાછા ધુણી વારા ઘરમાં જઇ બેઠા હતા. પણ હું જ્યારે પાછો આવી મારી બેઠકના ખંડમાં પહોંચ્યો ત્યાં શ્રી બાબાજી મહારાજ પાછા એ ઘરમાં દ્વાર પર આવી ઉભા અને કહેવા લાગ્યા કે: " બાબા ! તમારૂં એ કામ થશે. થશે. ( મેં જે જે પ્રાર્થના કરી હતી તે તે કહી બતાવી એ પ્રકારે એની પુર્તિની વાત કહેવા લાગ્યા. ) અને અંતે તે બોલ્યો કે—" તમારૂ એ કામ ન થાય તો હું સાચો સાધુ નથી એમ માનજો " અભયનારાયણજી અને મારી સ્ત્રીને પણ તેમણે એવા જ આશિર્વાદ આપ્યા. એ બેમાંથી કોને શું આશીર્વાદ તેમણે આપ્યા એ મને અત્યારે યાદ નથી. કેમ એ બંન્ને એ શું શું વરદાન માગ્યાં હતાં એ તેમને પૂછયું નહોતું પરંતુ શ્રી બાબાજી મહારાજે અભયનારાયણજીને જે જે આશીર્વાદ આપ્યા હતા એમાંથી એક વાત મને યાદ છે. કે તમને ભક્તિનો લાભ થશે. "

એક દિવસે કથા પ્રસંગમાં મારા ગુરુભાઇ અભય નારાયણજીએ શ્રી બાબાજી મહારાજને કહ્યું: " બાબા ! આપ એ પ્રમાણે આત્મગોપન કરો છો કે સાધારણ વિદ્યાહીન મનુષ્ય કરતાં આપ વધુ શક્તિ સંપન્ન છો એ કેઇ ને ખબર ન પડે, જેથી અમે પણ કદી કદી તો સંદેહમાં પડીએ છીએ. આપ આપને આટલા બધા કેમ છુપાવો છો ? એ વાત સાંભળી કાંઇક ઉદાસ થઇ શ્રી બાબાજી મહારાજે કહ્યું: " અભયરામ, તમે પણ એવી વાત કરો છો ! ઠીક, તમારા મનમાં જે હોય તે કહો, પછી હું બતાવી આપીશ કે.... પરંતુ

પછી ફરી મારાં દર્શન તમને નહીં થાય. એ વખતે હું અહીંથી નાસી જઇશ." અભયનારાયણે કહ્યું: એવી વાત આપ કેમ કહો છો ? ફરી આપનાં દર્શન કેમ નહિં થાય ? તેમણે કહ્યું: " આપની સાચી શકિતનો કાંઇ પણ ભાગ જો હું પ્રકટ કરૂં તો અગ્નિને જોઇ જેવી રીતે કીટ પતંગાદિ ચારે તરફથી આવી તેમાં પડે છે એવીજ રીતે અસંખ્ય મનુષ્યો આવી મને ઘેરી લેશે. જેથી આવી સાચી વાત સાંભળી અભયનારાયણજી શાંત થઇ ગયા.

શ્રી બાબાજી મહારાજનાં બાહ્ય આચરણ અને વ્યવહારને જોઇ તેમના અંદરના ભાવનો ભેદ કે જે એમણે ઉપર જણાવ્યો હતો તે જાણવો સાધારણ લોકોને માટે અસંભવિત હતો. તેમનાં કોઇ કોઇ કાર્ય સાધારણ બુદ્ધિથી એટલાં પર હતાં કે જેમણે તે કાર્યોને જાતે. જોયાં છે તેમના સિવાય બીજાઓ તો તેના પર બિલ્કુલ વિશ્વાસ કરી શકે નહિં. હવે શ્રી બાબાજી મહારાજ જે ઉપદેશ આપતા હતા એમાંથી કેટલીક હકીકત અહીં આપીએ છીએ.

શ્રી મહારાજ બાબાજી ઉપદેશ આપતા હતા કેઃ સાધારણ કલ્યાણાર્થે મનુષ્યોએ નિષ્કપટ ભાવથી અને આળસ રહિત થઇ નિષ્ઠા પૂર્વક શ્રી ભગવદ વિગ્રહ ( મૂર્ત્તિ ) અને મહાત્મા પુરુષોની સેવા કરવી એ ખાસ જરૂરનું છે. રાત્રિના છેવટના ભાગે બે કલાક અને અને સંધ્યાકાળ સમયે બે કલાક ઇષ્ટ મંત્રના જપ કરવા જોઇએ. એવા કરતાં કરતાં ચિત્ત એકાગ્ર થતાં વાસ્તવિક ભજન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. સેવાથી ચિત્ત નિર્મળ થાય છે આળસ જતું રહે છે અને ક્રમશઃ નિષ્ટા વૃદ્ધિની સાથે સાથે ચિત્તની એકાગ્રતા વધતી રહે છે. એક વાર આશ્રમ સંબધી કામ માટે બજારમાં જવાનું હતું, પણ હું જપ કરવા બેઠેલો તેથી મને વાર થતી જોઇ શ્રી

બાબાજી મહારાજે અપ્રસન્નતા દર્શાવી હતી. એક દિવસ એક વ્રજવાસી ભાઈને એક પગે ઉભા રહી કોઇ મંત્ર જપતા જોઇ તેને કોઇ કામમાં જોડવાના વિચારથી શ્રી બાબાજી મહારાજે પૂછ્યું. તું શું કરે છે? તેમણે કહ્યું: " મહારાજ, હું ભજન કરૂં છું " એથી તેમણે હસીને કહ્યું. " અરે! ભજનનું ઘર તો બહુ દૂર છે. ભજન હમણાં તારાથી નહિં થાય. તું હવે સેવાનું કામ કરતો રહે. "

એક દિવસ મેં શ્રી બાબાજી મહારાજને વિનયપૂર્વક કહ્યું કે: " મહારાજ ! હું ભજન તો કાંઇ પણ કરી શકતો નથી, બેસીને જપ કરવામાં પણ વધુ સમય મળતો નથી, અને જપ કરવા બેસું છું તો મારૂં મન સ્થિર થતું નથી. " તેમણે કહ્યું: " હા, એ હું જાણું છું. તું હવે શુ ભજન કરીશ ? ભજન કરવાનું કાંઇ સામર્થ્ય હાલ તારામા નથી; તારૂં ભજન તો હું જ કરી રહ્યો છું. " વળી એક દિવસે મેં જોયું કે મારા શરીરની અંદર મારા હૃદય પ્રદેશમાં કુંડલિ શકિત પહોંચીને ત્યાં રોધિત થઇ રહી છે. મેં શ્રી બાબાજી મહારાજને કહ્યું: " મહારાજ ! મારા વક્ષઃસ્થલની અંદર શકિત અટકી રહી છે. " તેમણે કહ્યું: હા, ત્યાં ક્રમગ્ર છે તે રોકી દે છે. " મેં કહ્યું, મહારાજ ! એને આપ કૃપા કરી છોડવી દો. " એ સાંભળી બહુજ ગુસ્સાથી તે બોલ્યા " હું નહિ છોડાવું. " એમના આ ઉત્તરનો અર્થ સમજવામાં અસમર્થ થઇ હું ચુપ રહ્યો થોડીવાર પછી તે પોતે બોલ્યા, આ સમયે જો તમે તમારા હૃદયની આ ગ્રંથીને છોડાવી દેશો તો તમારાથી બીજું કોઇ કામ નહિં બને તમારે હજુ સંસારનાં બહુ કામ કરવાં પડશે. સમય આવશે ત્યારે તેને હું છોડાવી દઇશ."

તેમણે મને ઉપદેશ આપ્યો હતો કે, " ભગવત પ્રાપ્તિ વિષયમાં ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમમાં કોઇ ભેદ નથી. સંન્યાસાશ્રમ ધારણ

કરી સમુચિત સાધનાદિ સાધવાથી ઘણી અલૌકિક શકિતયો આવી જાય છે. જે વડે સાંસારિક મનુષ્યોનાં અનેકાનેક હિત કરી શકાય છે. એવી શકિતયો ગૃહસ્થાશ્રમમાં ઘણે ભાગે નથી આવતી. બંન્નેમાં માત્ર એટલોજ ભેદ છે. ભગવદ્દર્શન માત્ર ગુરુની કૃપાથીજ થાય છે. એ સંબંધમાં તો બંન્ને આશ્રમ સરખા છે. તેમનો એ ઉપદેશ હતો કે વિધિપૂર્વક સર્વ કામકાજ કરતા જાઓ અને અંતઃકરણમાં સદા ભગવાનનો ભય રાખો. ભગવાન હંમેશાં સાથે છે. અને તમારા સામે થઇ રહ્યા છે. એ ધ્યાનમાં રાખી કામકાજ કરવાથી જીવ સહજમાં કલ્યાણ પ્રાપ્ત કરે છે. આ ઉપદેશને તે વારંવાર દેતા હતા.

## સપ્ત ભુમિકા

ચિત્ત નિર્મળ થતાં ક્રમશઃ સાત સિદ્ધ ભૂમિયોની વાત શ્રીબાબાજી મહારાજ ઘણે ભાગે પ્રકટ કરતા નહોતા મેં એકજ દિવસે આ ભુમિયોનું તત્ત્વ એમની પાસે સાંભળ્યું હતું. એમાંથી પાંચ ભુમિયોનો ભેદ સાધારણ ગ્રન્થાદિમાં લખ્યાં છે. પાંચ ભુમિયોનું અતિક્રમણ કરનાર પુરૂષ દરેક યુગમાં ઓછા હોય છે. એથી એ પાંચ ભુમિયોનું વિવરણ સંક્ષેપમાં અહીં લખીએ છીએ. આ ભુમિયોના વિષયમાં ચિન્તન કરવાથી એક તો સાધારણ સાધકોનો સાધનાભિમાન દુર થઇ શકે છે. અને બીજું ઉચ્ચ ભુમિયોનો આદર્શ ધ્યાનમાં આવવાથી સાધન વિષયમાં યત્ન અને નિષ્ઠાની વૃદ્ધિ થઇ શકે છે. એ વિચારથી એ ભૂમિયોનું વૃતાંત નીચે લખવામાં આવે છે.

**પ્રથમ ભુમિઃ**—આ ભુમિના સાધકની સ્થિતિ આ પ્રકારે છે.

ગુરુતીરથ અનુરાગ વિષય વિષ કર માન
એને જ જાણો પ્રથમ ભુમિકા પ્રમાણ.

આ ભૂમિમાં વિષયો પ્રતિ સંપૂર્ણ અનાસક્ત ભાવ અને ગુરૂ અને તીર્થમાં સ્વાભાવકિ અનુરાગ ઉત્પન્ન થાય છે- એવો ભાવક્ષણુ સ્થાયી નહિં પરંતુ પ્રથમ ભુમિને પ્રાપ્ત થયેલા સાધકનો એ ભાવ સાધારણ રીતે ચિરસ્થાયી હોય છે.

**બીજી ભુમિ**-અમારામાં કોણ, જગત્મા કોણ એનું ધ્યાન એને જાણો બીજી ભુમિનું પ્રમાણ

જગત્નાં અસંખ્ય કાર્યોની શૃંખલા અને જીવના ભાવસમૂહના નિયામક અને પ્રવર્ત્તકનું ધ્યાન જેને સ્વાભાવિક થઇ ગયું છે, તે બીજી ભૂમિમાં પહોંચ્યો છે. એ ધ્યાન માત્ર થોડી વારને માટે નહિં પણુ સર્વકાલ સ્થાપી હોય છે. તૃષાતુર મનુષ્ય જેવી રીતે સર્વત્ર જળની શોધ કરે છે અને એ નથી મળતું ત્યાં સુધી કોઇ પ્રકારે શાંત થતા નથી, એ પ્રકારે બીજી ભૂમિને પ્રાપ્ત કરનારા પુરૂષો પણુ પોતાને અને જગતના નિયન્તાને જાણ્યા વગર અહર્નિશ તેનો તરસ્યો બની રહે છે.

**ત્રીજી ભુમિકા**—એક બ્રહ્મ જગતમાં, જીવમાં વસે છે, અન્ય સર્વનું કારણુ એ છે ત્રીજી ભુમિનું પ્રમાણ.

ત્રીજી ભૂમિને પ્રાપ્ત સાધકને એ અનુભવ થાય છે કે બ્રહ્મસર્વત્ર વ્યાપક છે અને એકજ બ્રહ્મશકિત આપણા તેમજ સમસ્ત જગત્ના આધારરૂપ છે. અનુમાન દ્વારા ઘણા આ સિદ્ધાન્તને જાણે છે પરંતુ અનુમાનથી જે જ્ઞાન થાય છે તે કોઇ ભૂમિનું લક્ષણુ નથી. ત્રીજી ભૂમિકાને પ્રાપ્ત પુરુષનું જ્ઞાન ક્ષણુ સ્થાપી આનુમાનિક જ્ઞાન નથી. એવા જ્ઞાનિયોનું ચિત્ત જગત્ના સર્વ વ્યાપારોનો અતિક્રમ કરવાને લીધે જગત્ સંબંધી સિદ્ધિયો એને હસ્તગત થાય છે.

**ચોથી** ભુમિકા-સર્વત્ર સમદર્શન અને અખંન્ડ સંતોષ એ છે ચોથી ભુમિનું પ્રમાણુ.

સર્વત્ર એક બ્રહ્મ શકિતનું કાર્ય થઇ રહ્યું છે, એ ભાવ ચોથી ભુમિને પ્રાપ્ત પુરુષોમાં પ્રકટ થાય છે. એથી એની ભેદ બુદ્ધિ સમૂળગી ટી જાય છે. ચોથી ભુમિને પ્રાપ્ત પુરૂષો ઘણા વિરલા છે. સુખ દુઃખ, લાભ હાનિ આદિની કોઇ અવસ્થા આ ભૂમિને પ્રાપ્ત પુરૂષને સંતોષમાં કાંઇપણ ન્યુનતા કરી શકતી નથી.

**પાંચમી ભુમિકા**—નારદ ભકિત પ્રેમ પંચમ ભુમિનું પ્રમાણ.

પાંચમી ભુમિમાં પહોંચેલા સાધકમાં અહેતુક પ્રેમ ઉપજે છે. જે પરાભક્તિ નામથી પણ પ્રખ્યાત છે. નારદ ઋષિએ ભગવાનના વરદાનથી એ પ્રેમમય ભુમિને પ્રાપ્ત કરી હતી. ત્યારથી એ ભૂમિ નારદ ભૂમિના નામથી પ્રસિદ્ધ છે. આ ભૂમિમાં પહોંચવાથી ચિત્તપૂણ નિર્મલ હોવાને લીધે સાધકનું અધઃપતન થવું કદી સંભવિત નથી. એ ઉપરાંત જે બે ભૂમિયો રહી તે સાધકને એક પછી એક પ્રાપ્ત થાય છે. એ ભૂમિયોના સ્વરૂપનું વિશેષ વર્ણન કરવામાં શ્રી બાબાજી મહારાજની અપ્રવૃત્તિનું સ્મરણ કરી હું છઠી અને સાતમી ભૂમિકાનાં લક્ષણોના વર્ણનથી નિવૃત્ત થાઉં છું.

આ સાત ભુમિયોમાંથી કઇ કઇમાં કોણ કોણ વિખ્યાત ઋષિઓ પહોંચ્યા હતા તથા કઇ કઇ માં આધુનિક કાલમાં મહાત્મા ગુરુ નાનક, તુલસીદાસ, શ્રીધર આદિ પહોંચ્યા હતા એ શ્રી બાબાજી મહારાજ દ્વારા પ્રસંગોપાત સાંભળ્યું હતું. પરંતુ એ વિષયનો ઉલ્લેખ કરલો અહીં અસંગત હોવાથી કરી શકતા નથી. બાહ્ય તર્ક પ્રમાણથી આ મહાત્માઓની ગતિ અને સ્થિતિનો યથાર્થ નિર્ણય થવો વાસ્તવમાં અસંભવ છે. જેની દિવ્યદષ્ટિ પ્રસ્ફુટિત થઇ છે, કેવળ એમનાંજ પ્રત્યક્ષ દર્શનથી આ વિષયોનો ભેદ ખુલ્લો થઇ શકે છે.

સપ્તમ ભૂમિને પ્રાપ્ત મહા પુરુષોના વિષયમાં ગુરૂજી મહારાજના ઉપદેશાનુસાર કેવળ એટલીજ વાત કહી આ ગ્રંથના અંશને હું પૂરો કરૂં છું કે તેમનાં કાર્ય કલાપ લીલા મય હોય છે. તનુ લીલા મય અને દેહ ત્યાગ વગેરે કાર્ય પણ લીલા માત્ર હોય છે. તેમનાં કર્મ આદિના વિષયમાં જીવના સર્વ વિધ વિચાર વ્યર્થ અને નિષ્ફળ હોય છે. તે બીજાંઓની ઉપાસના અને ભજનના પાત્ર હોય છે.

## અંતરધ્યાન

આ પ્રકારની લીલા કરતા કરતા બંગલા સન ૧૩૧૬ વર્ષના માઘ માસની આઠમી તારીખે રાત્રિના અંતિમ ભાગે શ્રી બાબાજી મહારાજે મનુષ્ય લીલા સમાપ્ત કરી, એ વર્ષના કાર્તક માસના છેવટના ભાગમાં હું શ્રી વૃન્દાવનથી કલકત્તા પાછા ફરતી વખતે તેમની પાસે રજા લેવા ગયો તો તે બોલ્યા કે: " બાબા, મારી એક વાત સાંભળો, મારા શરીરનું હવે કાંઇ ઠેકાણું નથી. કહી શકતો નથી કે ક્યારે શું થશે. તમને તાર કરવામાં આવશે, તાર મળતાં જ તમે તરત અહીં આવી જજો. " તેમની આ વાત સાંભળી હું દુઃખી થઇ બોલ્યો. " મહારાજજી ! તમે મને પહેલાં કહ્યું હતું કે નવું મંદિર બની રહ્યું છે, જેમાં તમે જઇ બેસશો અને મને પણ કામથી સ્વતંત્ર કરી આપની પાસે રાખશો. પણ મંદિર તૈયાર થવાને તો હજુ બહુ વાર છે, અને તમારી વાત હજુ સુધી કાર્ય રૂપે જણાઇ નથી. તો હમણાં તમે શરીરને શી રીતે છોડી શકશો ? આપની એ પહેલાંની વાતો શું મિથ્યા થશે ? " આ સાંભળી શ્રી બાબાજી મહારાજ બોલ્યા: " ના, મારી વાત કદી મિથ્યા નહિં જાય પણ મારી આ વાત કે જે મેં તમને હમણાં કરી તે પણ તમે ભૂલશો નહિં, આ પ્રકારની બીજી પણ એક બે વાતો થયા પછી હું કલકત્તા ગયો.

શ્રી બાબાજી મહારાજનું શરીર આ વખતે સ્વાભાવિક હતું, તેમનામાં કાંઈ વિશેષ અસ્વસ્થતા મારા જોવામાં આવી નહોતી. પરંતુ હું કલકત્તા પહોંચ્યો તે પછી બે માસે માઘ માસની ૯ મી તારીખે મને તાર દ્વારા સમાચાર મળ્યા કે શ્રી બાબાજી મહારાજે શરીર છોડી દીધું છે. હું તે દિવસે મેલમાં વૃન્દાવન જવા નીકળ્યો. અને ૧૧ મી તારીખે આશ્રમમાં જઇ જોયું તો આશ્રમની ગાય આંખોમાંથી આંસુ વહી રહ્યાં છે. મેં જાણ્યું કે શ્રી બાબાજી મહારાજના અંતર્ધ્યાન થયાથી આ પ્રકારે અશ્રુપાત કરી મી છે. બીજું પણ જોયું કે મંદિરમાં સ્થાપેલી શ્રી રાધિકાજીની મૂર્ત્તિનાં નેત્રોમાંથી મંદ ભાવથી અશ્રુવત રસ ગળી રહ્યો છે. બંન્ને ઠાકુરનાં વિગ્રહો ( મૂર્ત્તિયો ) ની સુખ કાન્તિ મલિન થઇ ગઇ છે. અને મૂર્ત્તિયોએ અત્યંત ભીષણ ભાવ ધારણ કર્યા છે, તથા આશ્રમ પણ સર્વથા શ્રીહીન થઇ ગયો છે. મેં સાંભળ્યું કે ૮ મી તારીખે દિવસે તો શ્રી બાબાજી મહારાજ સ્વસ્થ હતા. માત્ર બપોરના નિયમિત સમયે તે એ દિવસે શૌચ જવા ગયા નહિં. અર્ધ રાત્રિ પછી તેમણે પોતાના સુતેલા સાધુ સ્વભાવ રામફલ નામના એક ટહેલીયાને બોલાવી પાણી પીધું અને તેને કહ્યું કે: " રામ ફલ. લે ભાઇ, તારા હાથનું પાણી પણ હવે પી લીધું, હવે તું સૂઇ જા. અમે પણ હવે જઇશું. " રામ ફલ એમની આ વાતનો ઠીક અર્થ એ ચે વિશેષરૂપે સમજી શકયો નહિં. એથી તે ફરી સૂઇ ગયો. તે પછી કાંઇક વાર પછી કાશીરામ નામના એક વ્રજવાસી સોયો બ્રાહ્મણ અને કાશીદાસ નામના એક સાધુ બંધુએ અચાનક જોયું તે ન નું બધું સ્થાન એક મહા જ્યોતિથી પરિપૂર્ણ છે. એ જોઇ એ બંન્નેએ વિસ્મિત થઇ શ્રી બાબાજી મહારાજના ઘરમાં પ્રવેશ કરી જોયું તો તે પોતાના આસન પર નિસ્પ-

ન્દ ભાવથી ઉપ વિષ્ટ છે. તેના નિશ્વાસ અને પ્રશ્વાસ બંધ કરે છે. ત્યારે તે બંન્નેએ તેમના શરીરને હાથ અડકાવી જોયુ તો આખું શરીર હિમની માફક શીતલ થઇ રહ્યું છે. માત્ર બ્રહ્મરન્ધ્ર ઉષ્ણ છે. આ સ્થિતિ જોઇ કોઇ કોઇએ કહ્યું કેઃ શ્રી બાબાજી મહારાજ સમાધિસ્થ છે. બીજા કોઇએ કહ્યું કે એ શરીર છોડી રહ્યા છે, થોડી વારે જોયું તો બ્રહ્મરંધ્રની ઉષ્ણતા પણ જતી રહી. અંતે ૯ મી તારીખે પ્રાતઃકાલે સાધુ અને વ્રજ વાસિયોએ મળી ધુમ ધામથી યમુનાજીના તટ પર લઇ જઇ એમના શરીરને જળશાયી કર્યું.

હું આશ્રમમાં ગયો, સર્વ વાત સાંભળી યમુનાજીના તટપર જઇ જોયું તો યમુનાજીએ પોતાના કલેવરને વિસ્તૃત કરી શ્રી બાબાજી મહારાજના સ્મશાન સ્થાનને ગર્ભસ્થ કરી લીધું છે. જળમાંથી એમનાં અસ્થિ વીણીલાવી મેં આશ્રમમાં સંસ્થાપિત કર્યા અને નવા મંદિરના પ્રતિષ્ટા સમયે ત્યાંથી એ અસ્થિ લઇ જઇ એ મંદિરના ભવનના એક સ્થાનમાં રાખ્યાં.

સ્થાનીય પ્રથા અનુસાર તેરમા દિવસે આશ્રમમાં શ્રી બાબાજી મહારાજના નામનો ભંડારો કર્યો. એ દિવસથી આશ્રમસ્થ શ્રી રાધિકાજીનાં નેત્રોમાંથી વ્હેતી અશ્રુવત રસની ધારાનો પ્રવાહ બંધ થઇ ગયો. અને બંન્ને દેવ વિગ્રહોનાં મુખારવિન્દોનો મલિન ભાવ પણ અદશ્ય થઇ ગયો. પૂર્વોકત પ્રકારે રસધારા કેટલાક દિવસ વ્હેવાથી શ્રી રાધિકાજીનાં નેત્ર કાંઇક વિરુપ થઇ ગયાં હતાં. જેથી તે નેત્રો બદલી અમને બીજાં નેત્રો લગાડવા ઠીક ન લાગ્યાં.

વાસ્તવમાં શ્રી બાબાજી મહારાજની મનુષ્ય લીલાના વિસ્તારની ઘટનાવલી જેમ સાધારણ મનુષ્યોની બુદ્ધિથી પર છે, એવીજ રીતે

તેમની લીલા સમાપ્તિની ઘટનાવલી પણ મનુષ્યની બુદ્ધિને માટે અગમ્ય છે. છેલ્લી વાર તેમનાથી વિદાય થઇ પાછા આવવાના સમયે તેમણે જે વાતો પહેલાં કહી હતી તેનો વાસ્તવિક આશય હું સમજ્યો નહોતો. તેમના અંતર્ધાન થયા પછી પણ મારા મનમાં એ સંદેહ રહી ગયો કે એમની એ વાતો નિષ્ફળ થઇ. પરંતુ જ્યારથી શ્રી બાબાજી મહારાજે વ્યવસાયના કાર્યથી મને વિમુક્ત કરી નવા આશ્રમમાં બેસાડયો છે ત્યારથી સમજવા લાગ્યો છું કે એમની કહેલી વાતો કદી નિષ્ફળ અને વ્યર્થ થવાની નથી. વાસ્તવમાં તેમનું શરીર છોડવું એ પણ એક લીલા માત્ર હતું. એ જ્યારે અદ્યાવધિ પોતાના કોઇ કોઇ શિષ્યને પૂર્વવત્ દર્શન આપી તેમની સાથે વાર્ત્તાલાપ કરે છે, તો તેમાં સંદેહ જતો રહે કે તેમનું મૃત્યું થયું નથી. અને શ્રુતિયોમાં જે ઉલ્લેખ વારંવાર આવે છે કેઃ બ્રહ્મજ્ઞ પુરુષ અમર હોય છે, તે અનુસાર તેમણે પણ અમરત્વ પ્રાપ્ત કર્યું છે. જીવનના દિવસોમાં પણ જ્યારે તે એકજ સમયે જૂદા જુદા સ્થાનોમાં દર્શન દઈ વિવિધ વ્યવહાર કર્યા કરતા હતા તો એમના કયા શરીરનું મૃત્યુ થયાની વાત કહી શકીએ આ ભારત ભૂમિ વાસ્તવમાં ધન્ય છે, કેમકે હજુ સુધી આવા બ્રહ્મર્ષિ આ ભૂમિમાં જન્મ લઇ લીલાનો વિસ્તાર કરી એને પવિત્ર કહે છે. इत्मलम् !

ॐ तत्सत्

---

# પરિશિષ્ટ

જે મહાપુરુષના ચરિત્રનુ આ ગ્રંથમાં કાંઇક થોડું ઘણું વર્ણન અહીં કરવામાં આવ્યું છે, તે ભારતવર્ષના સાધુ સમાજમાં શ્રી ૧૦૮ શ્રી સ્વામી રામદાસ કાઠીયા બાબાજી વ્રજ વિદેહી મહન્ત મહારાજ ન મર્થી સુપ્રસિદ્ધ હતા. તે શ્રી નિમ્બાર્ક સમ્પ્રદાયના વૈશ્નવ આચાર્ય હતા. બંગદેશમાં આ સંમ્પ્રદાયના વૈષ્ણવો બહુ જ વિરલ છે. ઘણા તો એ પણ જાણતા નથી કે આ નામનો કોઇ સમ્પ્રદાય છે. એથી સંક્ષેપમાં અહીં એ સંમ્પ્રદાયનો કાંઇક પરિચય આપીએ છીએ.

આ સમ્પ્રદાયના પ્રથમ ઉપદેશક આચાર્યજી હંસ ભગવાન જાતે હતા શ્રી હંસ ભગવાને પહેલાં બ્રહ્મપુત્ર આ જન્મ બ્રહ્મચર્ય વ્રતાવસ્થિત સનક, સનન્દન, સનાતન અને સનત્કુમાર ઋષિયોને પરમાર્થ વિદ્યાનો ઉપદેશ કર્યો. શ્રીમદ ભાગવતના એકાદશ સ્કંધના ત્રયોદશ અધ્યાયમાં આ મોક્ષપ્રદ પરમયોગની સારી રીતે વ્યાખ્યા કરવામાં આવી છે. જેનો ઉપદેશ શ્રી હંસ ભગવાને કર્યો હતો. શ્રીમદ ભાગવતમાં આ પ્રકારે ઉલ્લેખ છે કે: સર્વ લોક પિતામહ કમલાસન બ્રહ્મ જીની સેવામાં સનકાદિ ઋષિયોએ જઇ એ પ્રશ્ન કર્યો કે; સંસાર સાગરને પાર કરવાનો શું ઉપાય છે. તો કમલયોનિ તેનો ઉત્તર દેવામાં અસમર્થ થઇ ભગવદ ધ્યાન પરાયણ થયા. જેથી હંસની મૂર્તિમાં આવિર્ભૂત થઇ ભગવાને એ પ્રશ્નના ઉત્તરમાં ઋષિયોના પરમ તત્ત્વનો ઉપદેશ કર્યો. તે પછી સનકાદિએ ભગવાન મહર્ષિ નારદને એ પરાત્પરા વિદ્યાનો ઉપદેશ આપ્યો. એ ઋષિયોને પોતાના ગુરુવરણ કરી નારદજીએ પ્રશ્ન કર્યો તો ભગવાન સનત્કુમારે તેમને

જે પરમ તત્ત્વનો ઉદ્દેશ આપ્યો હતો, તેનું વિસ્તૃત વર્ણન સામ વેદાન્તર્ગત છાન્દોગ્યોપનિષદના સાતમા તથા આઠમા અધ્યાયોમાં છે. મહર્ષિ નારદના શિષ્ય ભગવાન શ્રી નિમ્બાર્ક સ્વામી થયા જેમનું વાસ્તવિક નામ શ્રી ૧૦૮ શ્રી નિયમાનન્દ સ્વામી હતું. તે સાધુ સમાજમાં શ્રી ભગવચ્ચક્રાવતારના નામથી પ્રસિદ્ધ છે. એકવાર અનેક યતિઓ દિવસ આથમતાં આચાર્યજીના આશ્રમમાં અતિથી થઇ ને ગયા, તો તેમણે યોગબળથી તેમના સમસ્ત આહારની સામગ્રિયો હાજર કરી. પરંતુ અતિથિયોએ કહ્યું કે સૂર્યાસ્ત પછી તે ભોજન કરતા નથી. આ લોક ભૂખ્યા રહેશે એ વિચારથી આચાર્ય ઋષિજી પોતાના આશ્રમના એક ઉંચા લીમડાના ઝાડ પર ચઢ્યા અને તેના ઉપર આકાશમાં શ્રી ભગવાનના સુદર્શન ચક્રનું આવાહન કરી સ્થાપિત કર્યું. અને એ ચક્ર સૂર્ય સમાન પ્રભાવન થઇ યતિયોને સૂર્ય સ્વરૂપ પ્રતિભાત થયું અને તે તે જોઇ ભોજન સામગ્રી ગ્રહણ કરવા સંમ્મત થયા. પરંતુ જ્યારે એઓ જમી રહ્યા ત્યારે આચાર્યજીએ સુદર્શન ચક્રનો પ્રત્યાહાર કર્યો, ત્યારે તે અતિથિ યતિઓએ જોયું કે રાત્રિનો ચોથો ભાગ વ્યતીત થઇ ગયો છે. આ અદ્ભુત ઘટનાથી આચાર્યજી "નિમ્બાદિત્ય" કહેવાય છે, કેમકે તેમણે લીમડાના વૃક્ષપર આસીત થઇ આદિત્ય અર્થાત સૂર્યને સ્થાપિત કર્યા હતા. એથી તે નિમ્બાદિત્ય અથવા નિમ્બાર્ક નામથી પ્રસિદ્ધ થયા.

શ્રી નિમ્બાર્ક ભગવાનના શિષ્યોની પરંપરાથી જે વૈષ્ણવોનો સમ્પ્રદાય ચાલ્યો આવે છે, તે નિમ્બાર્ક સમ્પ્રદાયના નામે પ્રસિદ્ધ છે. આ સમ્પ્રદાયનો હંસ સંપ્રદાય તથા સનત સમ્પ્રદાય નામથી પણ પુરાણાદિમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હંસ ભગવાનથી પ્રથમ પ્રવર્તિત હોવાથી આ 'હંસ' સમ્પ્રદાય કહેવાય છે અને સનકાદિ

ચતુઃ ' સન ' દ્વારા પરમ્પરા ક્રમથી પ્રવર્તન હોવાને લીધે ' સન ' સમ્પ્રદાય નામથી પણ પ્રખ્યાત છે. આ સમ્પ્રદાયના લોકો વિષ્ણુ ભગવાનની ઉપાશના કરે છે. વિષ્ણુ પુરાણો તર્ગ તષષ્ટાંશના ચતુર્થા ધ્યાયના ૩૮ મા અને ૩૯ મા શ્લોકોમાં ઉપાસ્ય વિષ્ણુ સ્વરૂપ નિચે વર્ણેલા રૂપથી ઉકત છે.

**प्रकृतिर्या मया ख्याता व्यक्ताव्यक्त स्वरुपिणी ।**
**पुरुश्चाप्युभावेतौ लीयते परमात्मनि ॥ ३८ ॥**
**परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः ।**
**विष्णुर्नाम्ना स वेदेषु वेदान्तेषु च गीयते ॥३९॥**

અર્થઃ વ્યકત સ્વરૂપા ( મહદાદિથી લઇ ક્ષિતિ પર્યન્ત વિશ્વ-રૂપા ) અને અવ્યક્ત સ્વરૂપા પ્રકૃતિ જેના વિષયમાં મેં વર્ણન ક્યું છે અને પુરુષએ બંન્નેય પરમાત્મામાં લીન થઇ જાય છે. ૩૮

પરમાત્મા સર્વના આધાર આશ્રય રૂપ છે. તેજ પરમેશ્વર છે. વેદો અને વેદાન્તોમાં તે વિષ્ણુ નામથી પ્રખ્યાત છે. ૩૯

એ વિષ્ણુ જેના ઉપાસ્ય છે તે વૈશ્નવ કહેવાય છે. પરમાત્મા વિષ્ણુ પુરાણ નાષષ્ટાશના સપ્તમ અધ્યાયમાં કહેલું છે કે,

**आश्रयश्चेतसो ब्रह्म द्विधा तच्च स्वभावतः ।**
**भूप मूर्त्तम मूर्त्तञ्च परञ्चा परमेवच ॥ ४७ ॥**

અર્થ—હે ભુપ ! (વિષ્ણુપાસકના) મનના આશ્રય (ધ્યાન-ના આધાર) બ્રહ્મ છે. જેના સ્વભાવત બે પ્રકારનાં રૂપ મૂર્ત્ત અને તથા પર અને અપર છે. ૪૭

આ શ્લોકની શ્રીધર સ્વામીએ નીચે પ્રમાણે ટીકા લખી છે, " બ્રહ્મજ મનનો આશ્રય છે. સાધકોમાં ઉત્તમ, મધ્યમ અને અધમ એ ભેદથી આ ( ધ્યેય )રૂપ મૂર્ત અમૂર્ત તથા પર અપર ચાર પ્રકારનું

છે. એમાથી પર અમૂર્ત રૂપજ નિર્ગુણ બ્રહ્મનામથી ઉક્ત થાય છે અને અપર અમૂર્તરુપ ષડૈશ્વર્ય વિશિષ્ટ ઇશ્વરરૂપ છે. પદ્મનાભાદિલીલા વિગ્રહ રૂપજ પર મૂર્તરૂપ છે, અને હિરણ્ય ગર્ભાદિ વિશ્વરૂપ અપર મૂર્તરૂપ છે.

પૂર્વોક્ત પર અને અપર રૂપોનું અપર રૂપોનું અને અવિદ્યા શક્તિનું વર્ણન એ અધ્યાયના ૬ મા આદિ શ્લોકોમાં કહેલું છે.

> एतत्सर्वमिद विश्व जगदेत च्चराचरम् ।
> परब्रह्म स्वरुपस्य विष्णोः शक्ति समन्वितम् ॥६०॥
> विष्णुशक्तिः पराप्रोक्ता क्षेत्रज्ञाख्या तथा परा ।
> अविद्या कर्मसंज्ञान्या तृतीया शक्तिरिष्यते ॥६१॥
> यथाक्षेत्रज्ञ शक्तिः सा वेष्टिता नृप सर्वगा ।
> संसार तापानखिला नवाप्नोत्यनु सन्ततान् ॥६२॥
> तया तिरोहितत्वाच्च शक्तिः क्षेत्रज्ञसंहिता ।
> सर्वभूतेषु भूपाल ! तारतम्येन लक्ष्यते ॥६३॥
> अप्राणवत्सु स्वलपाल्पा स्थावरेषु ततोऽधिका ।
> सरीसृपेषु तेभ्योऽन्याप्यति शक्त्या पतत्रिषु ॥६४॥

**અર્થ**—સમસ્ત વિશ્વ ચરાચર સર્વ જગત્ પરબ્રહ્મ સ્વરૂપ વિષ્ણુની શક્તિનો પ્રકાશ છે. ( વિષ્ણુ શક્તિ સમન્વિત થઇ પ્રકટ થયા છે ) ૬૦

એ વિષ્ણુની ત્રણ પ્રકારની શક્તિયો છે, એમાં એકનું નામ પરાશક્તિ, એની ક્ષેત્રજ્ઞા શક્તિને અપરા શક્તિના નામથી વર્ણન કરે છે. એ ઉપરાંત એક અને તૃતીયા શક્તિ છે, જેને અવિદ્યા નામની કર્મશક્તિ કહે છે.

હે ભૂપ ! આ કર્મ શક્તિથી આચ્છાદિત ભાવના વશમાં થઇ

પૂર્વોક્ત ક્ષેત્રજ્ઞ શક્તિ ( વિભિન્ન પદાર્થોમાં ) ન્યુનાધિકરૂપથી પ્રકટ થાય છે. ૬૩

પ્રાણહીન પદાર્થોમાં તે શક્તિ અત્યલ્પ પરિણામમાં પ્રકટ થાય છે. સ્થાવર વૃક્ષાદિમાં એનાથી કાંઇક અધિક, સરીસૃપાદિમાં એથી પણ વધુ અને પક્ષિયોમાં એથી પણ વધુ પ્રકટ થાય છે. ૬૪

આ પ્રકારથી પશુ, મનુષ્ય, દેવતાથી લઇ હિરણ્યગર્ભ સુધીમાં એ ચિત શકિત ક્રમશઃ અધિકાધિક પ્રકટ થાય છે. પરન્તુ એ સર્વ કેવલ પરબ્રહ્મ વિષ્ણુનીજ શકિતનો વિકાશ માત્ર છે.

પૂર્વોક્ત મૂર્તામૂર્તરૂપ સંબંધમાં એ અધ્યાયના ૬૯ અને ૭૦ માં શ્લોકોમા નીચે પ્રમાણે રૂપનું વર્ણન છેઃ—

अमूर्तं ब्रह्मणोरूपं यत्सदित्युच्यते बुधैः ।
समस्ताः शक्तयश्चैता नृप यत्र प्रतिष्ठिता ॥६९॥
तद्विश्वरूपं-रूपं वैरुपमन्यद्धरेर्महत् ।
समस्त शक्तिरुपाणि तत्करोति जनेश्वर ॥७०॥

અર્થ—હે નૃપ ! બ્રહ્મનું જે અમૂર્ત રૂપ છે, તે સત્ શબ્દથી આખ્યાત છે. સર્વ પ્રકારની શક્તિયો એ સત્–સ્વરૂપમાં પ્રતિષ્ટિત છે ॥ ૬૯ ॥

હે નરેન્દ્ર ! એ ઉપરાંત 'મહત' જે વિશ્વરૂપ મૂર્ત્તિ હે, તે તેમનું ( હરિનું ) અન્યરુપ છે. તે સમસ્ત શકિત સમ્પન્ન ( વિશેષ વિશેષ ) રૂપોને પ્રકાશિત કરે છે. ૭૦

આ પ્રકારના વિષ્ણુની વૈશ્નવ લોક ઉપાસના કરે છે. એ ઉપાસનામાં વૈષ્ણુવ જે પ્રકારે પ્રવૃત્ત થાય છે, તેનો વિષ્ણુ પુરાણુમાં નીચે લખ્યા પ્રમાણે ઉલ્લેખ છેઃ—

मूर्ते भगवतो रुपं सर्वापाश्रय निस्पृहम् ।
यथा वै धारणाज्ञेया यच्चित्तं तत्र धार्यते ॥७७॥
तच्चमूर्तं हरेरुपं यादृक् चिन्त्यं नराधिप ।
नतच्छ्रूया मनाधारे धारणा नोप पद्यते ॥७८॥
प्रसन्न चारुवदनं पद्मपत्रोपमे क्षणम् ।
सुकपोलं सुविस्तीर्णं ललाट फल कोज्वलम् ॥७९॥

× × × × ×

चिन्तयेत्तन्मना योगी समाधात्ममा नसम् ।
तावद् यावद् दढीभूता तत्रैव नृप धारणा ॥८४॥

અર્થ આપર સર્વ પ્રકારના વિષયોની સ્પૃહાને છોડી જ્યારે ( સાધકનું ) ચિત્ત ભગવાનના મુર્તિમાન રૂપની ધારણા કરવા લાગે છે ત્યારે તેજ ( વાસ્તવિક ) ધારણા થાય છે. ૭૭

હે નરેશ ! અમૂર્ત રૂપૃની ધારણા થઇ શકતી નથી. એથી હ-રિના જે મૂતિમાન રૂપની ધારણા કરવાની છે તે કહું છું સાંભળો ।૭૮।

જેનું મુખ પ્રસન્ન અને મનોહર છે. જેનાં નેત્રો કમળ પત્ર જેવાં છે, જેનું કમળ અત્યંત રમણીક છે. જેનું લલાટ સુવિસ્તુત અને સમુજ્વલ છે. ૭૯

× × × ×

એવીજ મૂર્તિનું યોગી એકાગ્ર ચિન્તથી તન્મય થઇ જ્યા સુધી ધારણા દઢીભૂત ન થાય ત્યાં સુધી ભાવના કર્યા કરવી. ૮૪

तद्रूप प्रत्ययाचैका सन्ततिश्चान्यनि स्पृहा ।
तद्ध्यानं प्रथमैरङ्गैः षड्भिर्निष्पाद्यते नृप ॥८९॥

અર્થ, ( ધારણા સિદ્ધ થયા પછી ) જ્યારે બીજા કોઇ વિષયમાં ચિત્ત ન દોડે અને કેવળ ધ્યેય ભગવદ્‌પમાં ધારણા–સ્રોત અવિચ્છિન્ન

રૂપથી પ્રવાહિત રહે ત્યારે તેને ધ્યાન કહેવામાં આવે છે! એ (યમ-નિયમાદિ) ષડંગ યોગાવલમ્બનથી નિષ્પાદિત થાય છે. ૮૯

तस्येव कल्पनाहीनं स्वरूपग्रहणं हियत् ।
मनसा ध्यान निष्पाद्यः समाधिः सोऽभिधीयते ॥९०॥
विज्ञानं प्रापकं प्राप्ये परे ब्रह्मणि पार्थिव ।
प्रापणीय स्तौथ्यात्मा प्रक्षीणाशेषे भावनः ॥९१॥

અર્થ: (એ પછી) જ્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રિવિધ કલ્પનાથી વિરહિત થઇ કેવળ ધ્યેય સ્વરૂપમાં સાધકનું ચિત અવસ્થિત થાય છે, ત્યારે એ સ્થિતિને સમાધિ કહેવામાં આવે છે. માનસિક દ્દઢ ધ્યાન–દ્વારા એ નિષ્પાદિત થાય છે. ૯૦

હે પૃથ્વીનાથ! (એ સમાધિથીજ ઉપાસ્ય સ્વરૂપનાં દર્શન થાય છે એને વિજ્ઞાન કહે છે.) એ વિજ્ઞાનથીજ પાછળથી (સ્વભાવત;) પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. સર્વ પ્રકારના ભેદોથી રહિત આત્માનેજ ગંતવ્ય કરીને જાણો. ૯૧

શ્રીમદ ભાગવત પુરાણમાં વૈશ્નવ ભાગવત લોકોને ત્રણ શ્રેણીઓમાં વિભક્ત કર્યા છે. એ પુરાણના એકાદશ સ્કન્ધના દ્વિતીય અધ્યાયમાં આ પ્રકારે વર્ણન છે:—

सर्व भूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ ४३ ॥
ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु वा ।
प्रेम-मैत्री-कृपापेक्षायः करोति समध्यनः ॥४४॥
अर्च्चयामेव हरये पूजांयः श्रद्धयेहये ।
न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः ॥४५॥

*  *  *  *  *

न यस्य स्वः परइति वित्तोष्वात्मनि वा भिदा ।
सर्वभूतसमः शान्तः स वै भागवतोत्तमः ॥५०॥
त्रिभूवन विभव हेतवेऽप्य कुण्ठ स्मृति रजितात्म सुरादिभिर्वि मृग्यात् । न चलति भगवत्पदार विन्दाल्लव निमिषार्द्धं स वैष्णवाग्र्यः ॥५१॥

અર્થઃ—જે સર્વ ભૂતોમાં સર્વાત્મા ભગવાનનેજ દેખે છે અને સર્વ ભુતોને પરમાત્મા ભગવાનમાં જ સ્થિત દેખે છે, એને ભાગવત પ્રધાન જાણવા. ૪૩

અને જે ઇશ્વરમાં પ્રેમ, તેને અધીન ભકતોની સાથે મિત્રતાનો ભાવ અને સાધારણ અજ્ઞાનો પર કૃપા તથા ( ભગવાન અને તેના ભકતો પટ ) દ્વેષભાવાપન્ન લોકો પ્રતિ ઉપેક્ષા બુધ્ધિ પ્રકટ કરે છે તેમને મધ્યમ કોટિના ભાગવત ગણવામાં આવે છે. ૪૪ (શ્રીધર સ્વામીએ ટીકામાં કહ્યું છે કે આ પ્રકારના ભકતને મધ્યમ શ્રેણીનાએ માટે કહેવામાં આવે છે કે એમની ભેદબુદ્ધિ દૂર થઇ નથી. )

જે માત્ર પ્રતિમાદિમાં શ્રદ્ધાની સાથે ભગવાનને પૂજે છે પણ એમના ભકતો અને બીજાઓમાં ( ભગવદભાવ સમજવામાં અસમર્થ હોવાથી ) પૂજ્યતાનો અનુભવ નથી કરતા, એમને પ્રાકૃત અર્થાત ભકિત માર્ગમાં સાધારણ રૂપથી પ્રવિષ્ટ ભકત સમજવા. ૪૫ (એ ક્રમશઃ ઉચ્ચાધિકાર પ્રાપ્ત કરતા રહે છે. )

\+ \+ \+ \+

જેને વિત્તાદિમાં ( ધનપુત્રાદિ ) માં અહીં સુધી કે પોતાના શરીરના વિષયમાં પણ પોતાનું અને પારકાનાનો અનુભવ નથી, જે સર્વ ભુતો સમદર્શી તથા પ્રશાન્ત છે તેને ભાગવતોમા ઉત્તમ સમજવા. ૫૦

જે આ જે યાત્મા ( હરિગત પ્રાણ ) દેવતાદિ દુર્લભ ભગવત્પદાર વિન્દથી લવનિમેષા છે, કાલને માટે પણ ચલચિત્ત થયા નથી તથા તેમના સ્મરણમાં પ્રતિક્ષણ રત રહે છે, તેથને વૈષ્ણવોમાં અગ્રગણ્ય સમજવા. ૫૧

ભાગવત—ધર્માનુષ્ટાન કયા પ્રકારે કરવામાં આવે છે એ વિષયમાં ઉદ્ધવજીની જીજ્ઞાસાથી ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રજી એ સ્વયં શ્રી મુખથી શ્રી મદ્દભાગવતના એકદશ સ્કન્ધના ૨૯ મા અધ્યાયમાં નીચે પ્રમણે ઉપદેશ આપ્યો હતો:—શ્રી ભગવાન બોલ્યા: “ હે ઉદ્ધવ, મારા જે મંગલપ્રદ સર્વ ધર્મોનું શ્રદ્ધાની સાથે આચરણ કરી મર્ત્યલોકના મનુષ્ય દૂર્જય મૃત્યુને જીતી શકે છે, એ ભાગવદ્ ધર્મોના વિષયમાં હું કહું છું ( ૮ ) મારામાં મન અને ચિત્તને અર્પણ કરી અને મારા ધર્મ ભજનમાં નિષ્ટાપુર્વક દત્તચિત્ત થઇ તથા અસમ્ભ્રાન્ત મનથી મારૂં સ્મરણ કરતા સર્વ કર્મોને કરવાં ઉચિત છે. ૯

મારા ભક્ત સાધુ લોકો જે સર્વ પુણ્યમય સ્થાનોમાં નિવાસ કરે છે, ત્યાંના આશ્રય લેવો ઉચિત છે. અને દેવતા અસુર આદિ મનુષ્યોમાં જે લોકો મારા ભક્ત થયા છે તેમના આચરણોને અનુસરવા જોઇએ. ૫૦

એકાકી અથવા મારા ભક્તની સાથે સમ્મિલિત થઇ મહારાજાજીત ઉપચારો દ્વારા અને નૃત્ય ગીતાદિ કરતા છતાં મારા ઉદ્દેશે પર્વ યાત્રા મહોત્સવાદિ કરવાં અને કરાવવાં ઉચિત છે. ૫૧

એમ કરતાં કરતાં નિર્મળ થઇ સર્વ ભૂતોની અંદર બહાર સર્વ વ્યાપી આકાશની માફક પ્રકાશમાન અને પોતાના અંતઃકરણમાં પણ આત્માના રૂપમાં વિરાજમાન મને જોવો જોઇએ ૫૨

× × × +

જે પુરુષ મનુષ્ય માત્રમાંજ મને નિરંતર વિદ્યમાન જોઇ શકે છે તેનો અહંકાર અને તેની બીજા પર સ્પર્દ્ધા, દ્વેષ અને તિરસ્કાર વિષયક બુદ્ધિ થોડાજ સમયમાં જતી રહે છે. ૫૫

બીજાનાં હાસ્ય અને મિત્રતાની તરફ ધ્યાન આપ્યા વગર હું ઉત્તમ છું, તે નીચ છે. ઇત્યાદી શરીર સંબંધી દષ્ટિ અને લજ્જા આદિનો પરિત્યાગ કરી અશ્વ, ચાંડાલ, ગાય, ગર્દભાદિ સર્વને ભૂમિ પર પડીને દંડવત પ્રણામ કરવા ઉચિત છે. ૫૬

જ્યાંસુધી સર્વ ભૂતોમાં મારી સત્તાનો અનુભવ ન થાય ત્યાંસુધી તન,મન, વચનથી આ પ્રકારે ઉપાસનામાં સંલગ્ન રહેવું જોઇએ ૫૭

* * * *

તન, મન, વચનથી સર્વ ભૂતોમાં મારા ( ભગવદ ) ભાવનો અનુભવ કરવો એજ મારા વિચારમાં સર્વ શ્રેષ્ટ સાધન છે. ૫૭

ઉદ્ધવના પ્રશ્નના ઉત્તરમાં ભગવદ ભક્તિનાં કારણોને સમજાવવામાં ભગવાને જે ઉપદેશ આપ્યો હતો, તેનું શ્રીમદ ભાગવતના એકાદશ સ્કંધના ૧૯ મા અધ્યાયમાં નીચે પ્રમાણે વર્ણન કરેલું છે.

હે નિષ્પાપ ઉદ્ધવ ? મેં તારી પાસે ભક્તિ યોગનું વર્ણન આ પૂર્વે જ કરી દીધું છે. પણ હવે તમારા સંતોષને માટે હું ભગવદ ભક્તિનું શ્રષ્ટ કારણનું વર્ણન કરૂં છું. ૫૯

તે સંબંધી અમૃતોપમ કથાઓમાં શ્રદ્ધા રાખવી, હંમેશાં મારા ગુણોનું કીર્તન કરવું. મારા પુજનમાં સમ્યક્ નિષ્ટા રાખવી, નાના પ્રકારની સ્તુતિયોથી મારૂ સ્તવન કરવું. મારી સેવાનો આગ્રહ કરવો. સર્વાંગ દ્વારા મને નમસ્કાર કરવા અને મારા ભકતોની પૂજાથી પણ વધી સર્વ ભૂતોમાં મારી સત્તાને જોવી. ૫૦

મારી સેવા કરવાને માટેજ સર્વ શારીરિક કર્મો કરવાં, મારા ગુણોનું વર્ણન કરવાને માટેજ બોલવું, મારામાં મનને જોડવું. અને અન્ય સર્વ કામનાઓનો પરિત્યાગ કરવો. ૨૦ મારે માટે ધન, ભોગ અને સુખનો ત્યાગ કરવો. મારે માટે યજ્ઞ, દાન, હવન, જાપ અને તપશ્ચરણ કરવું. ૨૫

હે ઉદ્ધવ ! મારામાં આત્મ નિવેદન કરી જે મનુષ્ય આ સર્વ ધર્મોનું પાલન કરે છે, તેની મારા પર ભક્તિ ઉપજે છે. ત્યારે બીજુ કાંઇ પણ તેને પ્રાપ્તવ્ય બાકી રહેતું નથી. ૨૨

શૌચાચાર, તપશ્ચરણાદિ શાસ્ત્રે પરિષ્ટ ધર્માનુષ્ટાનનો વૈશ્નવ અનાદાર કરતા નથી. શ્રીમદ ભગવદ ગીતામાં કેટલાક સ્થાને તથા અંતમાં તેના અષ્ટાદશ અધ્યાયના પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં શ્રી કૃષ્ણ ભગવાને આ વિષયનો જે ઉપદેશ આપ્યો છે, તેનો વૈશ્નવ લોકો આદરપૂર્વક સ્વીકાર કરે છે. પરંતુ તે જે કાંઇ કર્મ કરે છે, તે કેવળ ભગવત્સેવાર્થે કરે છે. એથી પુણ્ય વિશેષ પ્રાપ્ત કરવું એ એઓનો અભીષ્ટ નથી.

વૈષ્ણવ લોકો શમદમાદિ યોગાભ્યાસ અને દાનાદિ ધર્મ શા માટે કરે છે, એ વિષયના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને જે ઉપદેશ આપ્યો હતો તે શ્રીમદ ભાગવતના એકાદશ સ્કન્ધાન્તર્ગત ૧૯ મા અધ્યાયમાં નીચે પ્રમાણે વર્ણવેલો છે અને તે વૈશ્નવોનો આદર્શ છે.

" ( ઇશ્વર સ્વરુપ ) મારામાં બુદ્ધિની નિષ્ટા ( સ્થરતા ) રાખવી તેને શમ કહે છે. ઇન્દ્રિયોને સંયમિત કરવી એનું નામ દમ છે. દુઃખની સહન શીલતા ( દુઃખ તરફ ઉપેક્ષા બુદ્ધિ ) ને તિતિક્ષા કહે છે. રસના અને ઉપસ્થ એ બે ઇન્દ્રિયોના વેગને સંભાળવા એનું નામ ધ્રુતિ છે. ૩૩ સર્વ જીવોની વિરુદ્ધ વિદ્રોહ ચરણુથી નિવૃત્ત

થવાનું નામ દાન છે. કામનાઓનો ત્યાગ કરવો એનું નામ તપસ્યા છે, પોતાના સ્વભાવને જીતવો એ વાસ્તવિક વીરત્વ છે. અને સર્વત્ર સમદર્શન એજ સત્ય છે. ૩૪

પંડિત લોકો સુનૃતા વાણીને [ સત્ય વાક્યને ] ઋત નામથી આવાહન કરે છે. કર્મમાં આસક્તિ ન રાખવી એ શૌચ છે અને સર્વ પ્રકારનાં ફળોની ઉપેક્ષાની આકાંક્ષાનો ત્યાગ કરવો એજ સન્યાસ છે. ૩૫.

નિરપેક્ષતા આદિ ગુણજ પુરુષની શોભા છે. સુખ અને દુઃખની ઉદાસીનતાજ વાસ્તવિક સુખ છે. કામ સુખની આપેક્ષા એજ દુઃખ છે. બન્ધ અને મોક્ષના તત્ત્વને જેમણે જાણ્યું છે તેજ વાસ્તવિક પન્ડિત છે.

જે અસંતોષી, છે તેજ દરિદ્ર છે. જે અજીતેન્દ્રિય છે તેજ કૃપણ છે, જે વિષયોમાં અનાસકત છે, તેજ વાસ્તવિક સ્વાધીન છે. અને જે વિષયાસકત છે, તેજ વાસ્તવિક પરાધીન છે. ૪૧

ગુણ અને દોષનું વિશેષ રૂપે વર્ણન કરવાની જરૂર નથી. ગુણ અને દોષનું જે જ્ઞાન છે તેનું નામ દોષ છે અને એ બંન્નેનો ત્યાગ કરવો એજ ગુણ છે, એટલું જાણવું બરોબર છે. ૪૩

મન જ્યાં સુધી પૂર્ણ રૂપે સ્થિર થતું નથી. ત્યાં સુધી આ પ્રકારની ઉપાસનાનાં કર્મ વૈષ્ણવો એ કરવાં જોઇએ. વાસ્તવમાં નિર્ગુણ પરમાત્મા રૂપને મન પોતાનું ધ્યેય નથી બનાવી શકતું. એથી વૈષ્ણવ લોકો સગુણ પરબ્રહ્મની જ ઉપાસના કરે છે. વિશ્વ બ્રહ્માન્ડમાં જેટલાં રૂપ છે, તે સર્વ પરમાત્માનાં સગુણ રૂપ છે. એથી સર્વ રૂપ બ્રહ્મ બુદ્ધિથી વૈષ્ણવોનું ધ્યેય છે. પણ એ સર્વ રૂપોમાં બ્રહ્મના અવતાર રૂપની શકિત સર્વથી વધુ છે. અને અવતારના રૂપમાં ભકિતની સાથે

ઉપાસના કરવાથી બીજાઓની ઉપાસના કરતાં શીઘ્ર ફળ મળે છે. બીજી ઉપાસના સર્વથા સરલ પણ છે, એથી અવતારના રૂપની ઉપાસના વૈશ્નવ લોકો સાધારણ રીતે મુખ્ય રુપે કરે છે. જેમાંથી શ્રી કૃષ્ણ રૂપ ધારી ભગવાનનેજ નિમ્બાર્ક સમ્પ્રદાયના વૈશ્નવો પોતાના ઉપાસ્ય રૂપે માને છે. એ લોકો શ્રી કૃષ્ણ ગત–પ્રાણ થઇ પૂર્ણ પર બુદ્ધિથી એમની ઉપાસના કરે છે, એમનો યજ્ઞ કરે છે, અને એમના–માજ આત્મનિવેદન કરે છે. આ પ્રકારે ભજન કરતાં કરતાં જ્યારે ચિત્ત તન્મય થઇ જાય છે, ત્યારે શ્રી કૃષ્ણનું સર્વ વ્યાપી વિશ્વરુપ સર્વાતીત ઇશ્વર રૂપ તથા ગુણાતીત ગુણાશ્રય અમૂર્ત પરબ્રહ્મરુપ સ્વરૂપ એમાં જાગ્રત થાય છે. તથા એ સર્વત્ર બ્રહ્મ દર્શન કરવા લાગે છે.

કોઇના હૃદયમાં એ વિતર્ક ન ઉઠવો જોઇએ કે શ્રી કૃષ્ણનું જ્યારે મૃત્યુલોકના મનુષ્યો જેવું શરીર સર્વ લોકોના જોવામાં આવતું. તો એમનું સનાતન ગુણાતીત બ્રહ્મરુપથી ધ્યાન કરવું કેની રીતે યોગ્ય ગણી શકાય. જે કાંઇ જણાય છે સર્વ વાસ્તવમાં બ્રહ્મ છે. એવો સર્વ શાસ્ત્રોનો મત છે. બ્રહ્મથી કાંઇ ભિન્ન નથી. માયાબદ્ધ જીવ એ ધારણા નથી કરી શકતા, એથી તે પ્રાકૃતિક વસ્તુઓને બ્રહ્મથી ભિન્ન સમજે છે. પણ તેની અવિદ્યા જ્યારે છુટી જાય છે, ત્યારે તેનો એ ભ્રમ જતો રહે છે, " પૂર્ણમદઃ પૂર્ણમિદમ, " ઇત્યાદિ શ્રુતિયો પણ વારંવાર ઘોષણા કરી કહી છે કે સદ્રુપ બ્રહ્મ અખંડ અને હંમેશાં પૂર્ણ છે. વિશેષ વાત એ છે કે સાધારણ જીવ અવિદ્યાની શકિતની દબાઇ પોતાને બ્રહ્મથી ભિન્ન સમજવામાં અભિમાન રાખે છે. પરંતુ સર્વ લોકોનો સિદ્ધાંત એ છે કે શ્રી કૃષ્ણચંદ્ર એ પ્રકારની અવિદ્યા શકિતથી વશીભૂત નહોતા. એથી એમનું પૂર્ણ બ્રહ્મરૂપથી ધ્યાન કરવું એ ઠીક અને સત્ય છે. એ કેવળ મિથ્યા

કલ્પનાજ નથી, પણ એ માનવું પડશે કે એમના મૃત્ર્ય મનુષ્ય રૂપનું દર્શનજ એમના પૂર્ણ સ્વરૂપનું દર્શન નથી. એ મૂર્તિમાં એમના પૂર્ણ ભાવથી વિદ્યમાન રહેવા છતાં પણ તેમનું પુર્ણ રૂપ સર્વ સાધારણને દષ્ટિ ગોચર થતુ નથી. એ જ્યારે કૃપા કરીને કોઇ જીવમાં દિવ્ય દર્શન શકિતનો પ્રકાશ કરે છે ત્યારે એ જીવ એ અનુભવ કરે છે કે દષ્ટતઃ પરિચ્છિન્ન એમના એ મનુષ્ય રૂપમાંજ સનાતને પૂર્ણ બ્રહ્મ વિરાજમાન છે.

આ ભગવદ્રુપનું ધ્યાન એવું મંગલકારક છે કે ચાહે તે ભાવ તેને ચિત્તમાં દઢરૂપે સ્થાપિત કરી લેવામાં આવે તો તે પોતાની સ્વાભાવિક શકિતથી સાધકના ચિત્તને નિર્મલ બનાવે છે અને અહંબુદ્ધિ રુપ ક્ષુદ્રતાને મટાડી દે છે. તથા સાધકના ચિત્તની અનન્તતા સંપાદિક કરે છે. ત્યારે પરાભક્તિ ( અહેતુક સ્વભાવ સિદ્ધ અનુરાગ ) ચિત્તમાં આવિર્ભૂત થઇ અંતમાં ચિતને પરબ્રહ્મમાં લીન કરી દે છે. અને સાધક પરબ્રહ્મની સાથે આચ્યુત એકતા પ્રાપ્ત કરે છે. એ વિગ્રહ રુપના ચિન્તનના મહિમાનું વર્ણન કરવામાં શ્રીમદ ભાગવતકારે સપ્તમ સ્કન્ધના પ્રથમાધ્યાયાન્તર્ગત ચતુર્દશ શ્લોકથી આરંભ કરીને કહ્યું છે કે ચેદિરાજ શિશુપાલ ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રની સાથે આજન્મ શત્રુતા કરી અંતમાં શ્રી કૃષ્ણની નિન્દા કરતો હતો તે વખતે શ્રીકૃષ્ણ પ્રેરિત ચક્રથી જ્યારે માર્યો ગયો ત્યારે તેના શરીરમાંથી જીવાત્મા જ્યોતિર્મરૂપે નીકળી સર્વની સામે શ્રીકૃષ્ણના શરીરમાં લીન થઇ ગયો. એ જોઇ યુધિષ્ટિરે ચકિત થઇ દેવર્ષિ નારદજીને પૂછ્યું કેઃ જે શિશુપાલ ચિરકાલથી શ્રી કૃષ્ણચન્દ્રની સાથે અટલ ભાવે શત્રુતા કરતો આવ્યો છે, અને જેણે શ્રી કૃષ્ણની નિન્દા કરતાં કરતાં જ શરીરનો ત્યાગ કર્યો છે, તે ઘોર નરકમાં પતિત ન થતાં અનન્ય ભકતોને પણ

પણ દુર્લભ સાયુજ્ય ગતિને કયા પ્રકારે પ્રાપ્ત થયો. દેવર્ષિ નારદે તેનો ઉત્તર આપ્યો કેઃ ભગવાન શ્રીકૃષ્ણ અખિલાત્મા પરમેશ્વર છે. તે હંમેશાં અવિદ્યાજનિત દેહાત્મબુદ્ધિથી વિરહિત છે એથી શરીરની નિન્દા, પ્રશંસા, તિરસ્કાર ઇત્યાદિ એમની દૃષ્ટિમાં સમાન છે. પરંતું એમની મૂર્તિ સ્વયંસિદ્ધ છે. એથી એ મૂર્તિની સાથે કોઇ ભાવથી જીવનું તન્મય થઇ જવું એજ પરમાર્થ માનવામાં આવે છે. એમ કહી નારદજી બોલ્યા.

એથી વૈરભાવ અથવા મિત્રભાવ, ભય, સ્નેહ અથવા કામાદિ જે જે ભાવથી કૃષ્ણમાં ચિત્ત જોડવામાં આવે, ( એને ચિત્તમાં સ્થાપિત કરવામાં આવે ) તો નિરંતર એમનાં દર્શન થાય છે. બીજા કોઇનાં નહિં. ૨૫ વૈરભાવથી મર્ત્ય લોકના મનુષ્ય જેટલા સહજ ભાવથી તન્મય થઇ શકે છે એટલાજ સહજ ભાવથી ભક્તિ યોગથી નથી થઇ શકતા. એ મારો નિશ્ચિત અભિમત છે (૨૬) જુઓ ભ્રમર પોતાના નિવાસ સ્થાનમાં બીજા કીડાને લઇ જઇ જ્યારે બંધ કરે છે તો તે કીડો ભ્રમર પ્રતિ દ્વેષ બુદ્ધિ વશ ભયભીત થઇ તેના રૂપનું ધ્યાન કરતાં કરતાં જલદીજ એ ભમરના રૂપને પામી જાય છે. (૨૭) એ પ્રકારે માયા વિરચિત મનુષ્ય શરીર ધારી ભગવાન્ શ્રીકૃષ્ણ સાથે વૈરભાવથી પણ અનુચિન્તન કરવા છતાં ઘણાએ નિષ્પાપ થઇ તેમને મેળવ્યા છે. (૨૮) એવાં અનેક દૃષ્ટાંત છે કે જેવી રીતે ભક્તિથી, તેવીજ રીતે કામ, દ્વેષ અથવા ભયથી ઇશ્વરમાં મનને સંલગ્ન કરી અનેક લોકોએ નિષ્પાપ થઇ ભગવદ્ગતિ મેળવી છે. જુઓ ગોપિયો કામવશ, કંસ ભય વશ, શિશુપાલાદિ દ્વેષવશ, યાદવ કુટુમ્બતા વશ એમને પ્રાપ્ત કર્યા છે. ૨૯

પાતંજલિ યોગ સુત્રમાં એ સુત્રથી કે वीतराग विषयं वा

चित्तम् સ્પષ્ટ રૂપે વર્ણન છે કે નિર્મલાત્મા સાધુઓનું ધ્યાન ચિત્તને સ્થિર કરવાનો એક ઉત્તમ ઉપાય છે. સાધુસંગથી સાધુ ચિત્તનું ધ્યાન સહજથી થાય છે. અને અનાયાસ જ ચિત્તમાં નિર્મલતા આવી જાય છે. એથી ચાહે તે કોઇ ભાવથી હો, હૃદયમાં શ્રી કૃષ્ણની મૂર્તિની ધારણા કરવી એ સર્વશ્રેષ્ટ સાધુસંગ તથા સમાધિક મંગલપ્રદ છે. એમાં કોઇ સંદેહ નથી. શ્રીમદ ભાગવતમાં એ અનેક જગ્યાએ કહ્યું છે કે, ગોપિયો શ્રીકૃષ્ણને જોઇ કામાર્ત થઇને પણ હંમેશાં એમનું ચિન્તન કરતાં કરતા તન્મય થઇ અંતમાં એમના સ્વરૂપને સર્વાત્મરુપ સમજી એમની સાથે એકતા પ્રાપ્ત કરવામાં સમર્થ થઇ હતી ભાગવતના એકાદશ સ્કંધના દ્વાદશ અધ્યાયમાં કહ્યું છે કેઃ—

" પ્રેમવશ મારામાં ગતપ્રાણ થઇ ગોપિયો પતિપુત્રાદિ સ્વજનોને, આલોક અને પરલોકને એમજ ત્યાં સુધી કે તે પોતે પોતાના શરીરને પણ ભૂલી ગઇ હતી. મુનિ લોકો સમાધિની સ્થિતિમાં જેવી રીતે આત્મબોધનો સંપૂર્ણ રૂપે ત્યાગ કરી કેવલ ધ્યેયના આકારમાં ચિત્તમા પરિણિત કરે છે અને જેમ નદિયો પોત પોતાનાં નામ રૂપને છોડી સમુદ્ર સાથે એકીભૂત થાય છે. તેવી જ રીતે ગોપિયોનું ચિત્ત પણ મારાથી એક થઇ ગયું હતું ૧૧

ગોપિયો અબળા (નારી) હોવાથી મારા વાસ્તવિક સ્વરૂપને જાણતી નહોતી. મારા પ્રતિ કામના યુક્ત થઇ તથા મારા સંગના લાભથી નિષ્પાપ બની શત સહસ્ત્ર ગોપિયો રતિસુખપ્રદ ઉપપતિ ભાવથી જ મને પરબ્રહ્મરુપ રૂપે મેળવ્યો હતો. ૧૨

ભગવદ્રુપમા એ પ્રકારના પ્રેમથી સમાધિસ્થ હોવાને લીધે ગોપિયો અંતે સર્વાત્મરુપ પરબ્રહ્મમાંજ સામ્મલિત થઇ હતી. શ્રીમદ ભાગવતમાં દશમ સ્કન્ધના ૮૨ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ ગોપિયો કુરુક્ષેત્રમાં

વસુદેવજીના યજ્ઞ સ્થલમાં જ્યારે સો વર્ષ પછી શ્રીકૃષ્ણને ફરી મળી તો એમણે એમને આ પ્રમાણે ઉપદેશ આપ્યો હતો.

હે ગોપિયો ! હું તમારો પરિત્યાગ કરી ઘણા લાંબા વખતથી બીજે નિવાસ કરૂં છું એથી તમારે ઉદાસ ન થવું. હું શત્રુઓના નાશ કરવાના કાર્યમાં એટલો વ્યસ્ત હતો કે તમારા આગળ પાછા આવવાનો મને અવસર પણ મળ્યો નથી. વાસ્તવમાં એ સર્વ વિધિની વ્યવસ્થા હતી. ભૂતભાવન ભગવાનજ જીવોને એકવાર મેળવે છે અને ફરી તેમને વિયુક્ત કરે છે. પણ એથી તમને કોઇ હાનિ થઇ નથી. કેમકેઃ

**मयि भक्तिर्हि भूता नाम मृतत्वाय कल्पते**
**दिष्टया यदासीन्मत् स्नेहो भवतीनां मदापनम् ॥३१॥**

મારા ઉપર ભક્તિજ જીવોને અમૃતત્વ મળવામાં હેતુરૂપ છે એથી મારા પર તમારો સ્નેહ જ્યારે સંપૂર્ણ વિદ્યમાન છે, તો તમારૂં કલ્યાણ જરૂર થશે અને તમે મને મેળવશોજ. ૩૧

એમ કહી ભગવાને નિર્મલ હૃદય ગોપિયોને પોતાના સ્વરૂપ તત્ત્વનો ઉપદેશ આપ્યો કે—

હે અંગના ગણ! સર્વ ભૌતિક પદાર્થ જેમકે આકાશાદિ પંચમહા ભૂતાત્મક (પંચમહાભૂતમાં વર્ત્તમાન) છે. તેવીજ રીતે હું પણ સર્વ જીવોના આદિમાં (કારણ રૂપથી) એમની બહાર (શરીર રૂપે) અને એમની અંદર (અંતર્યામી રૂપે) વિરાજમાન છું (૩૨) આકાશાદિ પંચ મહાભૂત (ઉપાદાન રૂપે) સર્વ શરીરમાં વિદ્યમાન છે અને આત્મા (જીવાત્મા) ભોક્તા રુપમાં સર્વત્ર વ્યાપ્ત છે, પણ એ બંન્ને જડ અને ચૈતન્ય (ભૂત વર્ગ અને જીવાત્મા) ને અક્ષર પરમાત્મરુપ મારામાં પ્રકાશિત જુઓ. (૩૩) શ્રીકૃષ્ણના બહુ વર્ષના વિરહ વેદના ભોગવવાને લીધે ગોપિયોના સમસ્ત સંચિત કર્મોનો વિનાશ થઇ ગયો હતો.

એથી એમનું હૃદય એવું નિર્મલ થઇ ગયું હતું કે તે અનાયાસ જ એ ઉપદેશને સમજી ગઇ હતી.

વિરહ જનિત વેદના પણ ક્લેશજ છે. સંભોગજનિત સુખ પણ સુખજ છે. પણ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાન્ત એ છે કે: દુઃખ ભોગવવાથી સંચિત પાપોનો અને સુખ ભોગથી સંચિત પુણ્યોનો વિનાશ થઇ જાય વ્રજ ગોપિકાઓનાં સંચિત પાપનો શ્રીકૃષ્ણની વિરહજનિત વેદનાના ભોગથી વિનાશ થઇ ગયો હતો.

ભાગવતના કથાકાર શ્રી શુકદેજી કહે છે:

अध्यात्म शिक्षया गोप्यं एवं कृष्णेन शिक्षिता: ।
तदनुस्थरण ध्वस्तजीव कोषारत मध्यगन ॥३४॥

આ પ્રકારે ગોપિયો શ્રી કૃષ્ણ પાસેથી અધ્યાત્મ વિદ્યાનો ઉપદેશ પામી એમની ધારણાથી અન્નમયાદિ જીવકોષોનું અતિક્રમણ કરી ઉત્તમ પુરુષ ભગવાનને પ્રાપ્ત થઇ.

આ શ્લોકની શ્રીધરસ્વામીકૃત વ્યાખ્યા પણ નીચે આપીએ છીએ.

अध्यात्मशिक्षया स्वरुपोपदेशेन, शिक्षिना बोधिता: । तस्यानुस्मरणेन ध्वस्तो जीवकोषोलिङ्गं यासां ता: टामे वाध्यगन प्रापु: ॥ ३ ॥

અધ્યાત્મ શિક્ષા એ પદનો અર્થ સ્વરુપોપદેશથી શિક્ષિતાનો અર્થ પ્રબોધિત થઇ એના અનુસરણ (ચિન્તન) દ્વારા જીવકોષ અર્થાત સ્થૂલ, સૂક્ષ્મ કારણરૂપ લિંગદેહનું અતિક્રમ કરી (એ સર્વ શરીરોમથી આત્મબુદ્ધિ નિવૃત્ત કરી) ગોપિયો એમને (ઉત્તમ પુરુષ ભગવાનને) 'અધ્યગન' મેળવી ચૂકી.

શ્રીમદ ભગવદ ગીતાના ૧૮ મા અધ્યાયમાં પણ અર્જુનને

ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રે ઉપદેશ આપ્યો છે કે: " આ પ્રકારે ક્રમથી વૈશ્નવોએ ભગવાનની ઉપાસના કરવી જોઇએ."

सर्व गुह्यतमं भूयः श्रृणुमे परमं वचः।
इष्टोऽसि मे दृढमिति ततोवक्ष्यामिते हितम् ॥६४॥
मन्मनाभव मद्भक्तो मद्याजीमां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यंते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥

અર્થ-સર્વાપેક્ષા ગુહ્ય ( સર્વનો સાર ) મારા આ પરમ વાકયને સાંભળો તમે મને ધણા પ્રિય છો, જેથી તમારા હિતની આ વાત હું તમને કહું છું. ૬૪

તમે મારામાં તમારા ચિત્તને જોડી મારા ઉપર ભક્તિ સ્થાપિત કરો અને મારી ઉપાસનામા સંલગ્ન રહો. તથા મારામાં આત્મ સમર્પણ કરી મને નમસ્કાર કરો. એમ કરવાથી તમે મને મેળવશો. તમને પ્રિય જાણી હું પ્રતિજ્ઞાપૂર્વક એ કહું છું ૬૫

પોત પોતાના સ્વાભાવિક ગુણાનુસાર કર્માચરણથી ભગવદર્ચના કરી ક્રમથી જે જે સ્થિતિયોને ભગવદ્ ભક્ત પ્રાપ્ત કરે છે, તેનું આ અષ્ટાદશ અધ્યાયમાં ભગવાને પહેલાંજ વર્ણન કર્યું છે કે:

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्म्मणा तमभ्यर्च्च्य सिद्धिं विन्दति मानवः ॥४६॥

અર્થ—જે પ્રાણિયોને કર્મ ચેષ્ટા હોયછે, જે આ સમસ્ત વિશ્વમાં વ્યાપ્ત છે તેની પોતાના ગુણાનુસાર કર્મથી અર્ચના કરી મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ૪૬

આ કર્મ યોગના સિદ્ધ થયા પછી કેવા સાધન કરવાં જોઇએ, એનો ઉપદેશ કરવા માટે ભગવાન કહે છે કે,

કર્મ દ્વારા ભગવત્સેવા અને એમની અર્ચના કરતાં કરતાં ભોગની

સ્પૃહા રહેતી નથી. સાધકની ઇન્દ્રિયો વશ થઇ જાય છે અને તે સર્વ વિષયોની આસક્તિથી રહિત થઇ જાય છે. ત્યારે તે સર્વ કર્મફલ ત્યાગરૂપ સંન્યાસથી સર્વ પ્રકારનાં કર્મોની કર્તૃત્વ બુધ્ધિથી નિરહિત થાય છે (૪૯) નૈષ્કર્મ્ય સિધ્ધિ પ્રાપ્ત આ પ્રકારના સાધક જેવી રીતે બ્રહ્મને મેળવે છે, અને જે જ્ઞાનની અંતિમસીમા છે, એને હવે હું સંક્ષેપમાં સંભળાવું છું. સાંભળો. ૫૦

વિશુધ્ધ બુધ્ધિવાળો પુરુષ ધારણા દ્વારા મનને સ્થિર કરી દ્વેષ શૂન્ય થઇ શબ્દાદિ ભોગ્ય વિષયોનો પરિત્યાગ કરી નિર્જન સ્થાનમાં રહી સ્વલ્પાહારી થઇ અને તન, મન વચનનો સંયમ કરી વૈરાગ્ય દ્વારા હંમેશાં બ્રહ્મ ધ્યાન પરાયણ થઇ અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહનો પરિત્યાગ કરી ' હું " " મારૂં " ઇત્યાદિ અહં બુધ્ધિથી રહિત થઇ જાય છે. અને સદા શાન્ત સ્વભાવ થવાને લીધે બ્રહ્મરૂપ થઇ જાય છે. ૫૧–૫૨–૫૩

આ પ્રકારે ( ક્ષુદ્ર અહંબુદ્ધિનો પરિત્યાગ કરી ) વ્યાપક બ્રહ્મભાવને પ્રાપ્ત કરવાથી સાધક હંમેશાં પ્રસન્નાત્મા થાય છે. તેનો શોક ટળી જાય છે, સર્વ પ્રકારની આકાંક્ષાઓની નિવૃત્તિ થઇ જાય છે અને સર્વ ભૂતોમાં સમદર્શન ઉત્પન્ન થાય છે. એની નિર્મલાવસ્થા પ્રાપ્ત કરવા છતાં પણ તે મારી પરાભક્તિનો લાભ પામે છે. ૫૪

આ પરાભક્તિના પ્રભાવથી તત્ત્વો સહિત તે મને જાણી મારામાં પ્રવેશ કરે છે. ( મારા સ્વરૂપને પામે છે. ) ૫૫

વૈષ્ણવોની ભજન પદ્ધતિ શાસ્ત્રોક્ત પ્રમાણો સાથે ઉપર બતાવી છે. ભક્તિ પૂર્વક ભગવદર્ચનાજ તેમનો ધર્મ છે. નિંબાર્ક સંપ્રદાયના વૈષ્ણવ આ ધર્મના વધુ પક્ષપાતી છે. આ ભક્તિ બે પ્રકારની છે. એક સાધન રુપિકા ભક્તિ છે, જે વડે તે ભગવદ વિ-

ગ્રહની સેવા અને અર્ચના અને સર્વત્ર ભગવદ્ભાવનું ચિન્તન કરે છે. એથી ચિત્ત નિર્મળ થતાં જ્યારે સર્વત્ર સમદર્શન બુધ્ધિ આવી જાય છે, ત્યારે તે સ્વાભાવિક રીતે પરાભકિતને મેળવી લે છે. જેથી સમસ્ત જગત્તત્ત્વ અને જીવતત્ત્વ તેમના હૃદયમાં જાગ્રત થઇ જાય છે તે પછી ગુણાતીત પરબ્રહ્મરુપના સ્વત; પ્રકટ થતાં તે ( વૈષ્ણવ ) તેમાં પ્રવેશ કરી પરબ્રહ્મ રૂપની સાથે અભિન્નતા પ્રાપ્ત કરે છે. આ વિશ્વ સંસારને નિમ્બાર્કીય વૈષ્ણવ અધીક અને મિથ્યા માનતા નથી પણ તેને ભગવાનનું સગુણ રૂપ સમજે છે.

શ્રી નિમ્બાર્ક સ્વામીએ જાતે " વેદાન્ત કામધેનું " નામના ગ્રન્થમાં કહ્યું છે કે.

**सर्वंहि विज्ञानमतो यथार्थकम् श्रुतिस्मृतिभ्यो निखिलस्य वस्तुनः । ब्रह्मात्मकत्वादिति वेदविन्मतम् त्रिरुपताऽपि श्रुतिसूत्र साधिता ॥ ७ ॥**

અર્થ—એ સવ વિજ્ઞાનમય હોવાને લીધે યથાર્થ છે. કેમકે શ્રુતિયો સ્મૃતિયોમાં સર્વત્ર આ અખિલ વિશ્વ બ્રહ્માત્મક પ્રમાણિત થયું છે. એવો વેદજ્ઞોનો અભિમત છે. અને બ્રહ્મની ત્રિરુપતા પણ (પ્રકૃતિ પુરૂષ અને ઇશ્વરરુપતા ) શ્રુતિયોએ સિધ્ધ કરી છે. ૭

પહેલાંજ કહ્યું છે કે; ભગવાન શ્રી કૃષ્ણ નિમ્બાર્ક સમ્પ્રદાયના વૈશ્નવોની ગતિ છે. આ વિષયમાં ભગવાન નિમ્બાર્ક સ્વામી આ ગ્રંથમાં કહે છે કેઃ—

" ભકતોના કલ્યાણાર્થે જેમણે સુચિન્ત્ય વિગ્રહ રૂપ ધારણ કર્યું, જેમનો મહિમા અપાર છે, જેમની શક્તિની સીમા નથી, એ અચિન્ત્ય જગત્ શાસનકર્ત્તા શ્રી કૃષ્ણના બ્રહ્મા શિવાદિવંદિત ચરણ કમલોને છોડી જીવની બીજી કોઈ ગતિ જણાતી નથી. ॥ ૮ ॥ "

તેમને પ્રાપ્ત કરવાના ઉપાયનું વર્ણન કરતાં શ્રી નિમ્બાર્ક સ્વામી એજ વેદાન્ત કામધેનુ નામ । ગ્રન્થમાં કહે છે કેઃ

" દૈન્યાદિ ગુણવાળા પુરુષમાં એમની ( ભગવાન શ્રીકૃષ્ણજીની ) કૃપા ઉપજે છે. એ કૃપાથી એ સર્વેશ્વર પરમાત્મા પર પ્રેમ વિશેષ રુપ ભકિત ઉપજે છે. એ ભકિત બે પ્રકારની છે. એક સાધન રુપિકા અપરા ભકિત અને બીજી ઉત્તમ ભકિત."

શ્રીમદ ભાગવતના ૧૧ મા સ્કંધના ૨૯ મા અધ્યાયના ૬૫ આદિ શ્લોકોમાં સાધન રુપિકા અપરા ભકિતનું વર્ણન કર્યું છે અને શ્રીમદ ભગવદ ગીતાનો ઉપરના અધ્યાયના ૫૪ થી ૫૫ મા શ્લોકોમાં ઉત્તમા પરા ભકિતનું વર્ણન છે.

ભગવાન શ્રી કૃષ્ણ નિમ્બાર્ક સમ્પ્રદાયના ઉપાસ્ય હોવા છતાં પણ વૈષ્ણવ શ્રી કૃષ્ણની સશકિતક ઉપાસનાનેજ વધુ ફલ પ્રદમાને છે. ભગવાનની પુરુષ મૂર્ત્તિયોમાં જેમ શ્રી કૃષ્ણની મૂર્ત્તિ મુખ્ય છે, તેવીજ રીતે સ્ત્રી મૂર્ત્તિયોમાં શ્રી રાધિકાની મૂર્તિ મુખ્ય છે. શ્રી રાધકાજીએ શ્રી કૃષ્ણજીની સર્વ પ્રધાન શકિત છે. સશકિત ભગવન્મૂર્ત્તિની ઉપાસનાથી જેટલું મહત ફલ મળે છે એમાં એફલ વધુ લાભકારી છે કે એ ઉપાસનાથી જલ્દી સત્સાધકની કામ પ્રવૃત્તિની નિવૃત્તિ થાય છે. ભગવાનની સાથે સંયુકત ભાવથી સ્ત્રી મૂર્ત્તિની ભકિતપૂર્વક અર્ચના કરવાથી સ્ત્રી મૂર્ત્તિ પર સાધકનો કામ ભાવ છૂટી જાય છે અને સ્ત્રી પુરુષના મૈથુનિક ભાવને ભગવલ્લીલા રૂપે દર્શન કરતા કરતાં, એ શિક્ષાનો પ્રભાવ સાધક પર એ થાય છે કે, તે અનાયાસ સમદર્શિત્વ પ્રાપ્ત કરે છે. એથી ઉપાસ્યના સ્વરુપનું વર્ણન કરવામાં શ્રી નિમ્બાર્ક સ્વામી " વેદાન્ત કામધેનું " નામના ગ્રન્થમાં કહે છે કેઃ

**स्वभावतोऽपास्त समस्तदोषम् अशेष कल्याण गुणै**

**कराशिम् । व्यूहाङ्गिन ब्रह्मपरं वरेण्यम् ध्यायेम कृष्णं कमलेक्षणं हरिम् ॥ ४ ॥**

**अङ्ग तु वामे वृष भानुजां मुद्रो विराजमाना मनुरुप सौभगाम् । सखी सहस्रैः परिसेवितां सदा स्मरेम देवीं सकलेष्ट कामदाम् ॥ ५ ॥**

અર્થ—જે સ્વભાવતઃ સમસ્ત દોષોથી રહિત છે, જેનામાં સર્વ પ્રકારના કલ્યાણપ્રદ ગુણ–સમૂહ વિદ્યમાન છે, (મહાવિરાટાદિ) ચતુર્વિધવ્યૂહ જેનું અંગ છે, જે સર્વના વરેણ્ય પરબ્રહ્મ છે, જેનાં નેત્ર કમલ જેવાં છે, એ શ્રી કૃષ્ણ રૂપ હરિનું અમે ધ્યાન કરીએ છીએ. ૪

એના વામાંગમાં પ્રસન્નવદના વૃષભાનુ–સુતા વિરાજે છે, જે શ્રી કૃષ્ણને અનુરૂપ સૌન્દર્યાદિ ગુણ–વિશિષ્ટા છે. અને જેની સેવામાં એક હજાર સખિયો સદા હાજર રહે છે. એવી સર્વાભીષ્ટ–પ્રદાયિની દેવીનું અમે ધ્યાન કરીએ છીએ. ૫

શ્રી નિમ્બાર્કસ્વામીના ઉપદેશ અનુસાર નિમ્બાર્ક સમ્પ્રદાય યુગલ રૂપનીજ ઉપાસના કરે છે. ઉપર જે કાંઇ લખ્યું એથી નિમ્બાર્ક સમ્પ્રદાયના વૈષ્ણવોનો યથેષ્ટ પરિચય થઇ જશે, અને વધુ લખવાની આવશ્યકતા નથી. ઇતિ.

કલિકાલમાં જીવોને ઉપાસનાને માટે ઇશ્વર પરબ્રહ્મ શ્રીકૃષ્ણ રૂપે પ્રકટ થયા એ વિષે શાસ્ત્રનાં ઘણાં પ્રમાણ મળે છે. મહાભારતના વન પર્વના ૧૪૯ માં અધ્યાયમાં કહ્યું છે કે:

" હનુમાને ભીમસેનને કહ્યું: સનાતન ધર્મ જે સમયે ચાલતો હતો એ સમયનું નામ કૃત ( સત્ય ) યુગ હતું. એ ઉત્તમ યુગમાં

અભીપ્રિત સમસ્ત કર્મ સિદ્ધ ( કૃત ) થતાં હતાં. કોઇ કર્મ અસમ્પન્ન રહેવા પામતાં નહિં.

યોગિયોની પરમગતિ એક પરબ્રહ્મજ એ કાલમાં ઉપાસ્ય રૂપે હતા. સર્વ જીવોના આત્મા નારાયણે એ સમયે શુકલ વર્ણ ધારણ કર્યો હતો.

હવે જે યુગમાં યજ્ઞરૂપ સાધન ચાલતું હતું એ ત્રેતાયુગના સંબંધી સાંભળો. એ કાલે ધર્મનો એક પાદ ઘટે છે અને અચ્યુત વિષ્ણુ રક્તવર્ણ ધારણ કરે છે.

દ્વાપરયુગમાં ધર્મના બે પાદ ઘટે છે. વિષ્ણુ પીત્તવર્ણ હોય છે અને વેદ ચાર ભાગમાં વિભક્ત હોય છે.

હે કુન્તીકુમાર ! કલિયુગમાં ધર્મનો માત્ર એકજ પાદ બકી રહે છે. એ તામસ યુગને પ્રાપ્ત કરી નારાયણ કૃષ્ણ વર્ણ થઇ જાય છે.

વરાહ પુરાણના ત્રીજા અધ્યાયમાં પણ એવીજ વાત જણાય છે.

**कृतेसितं रक्ततनुं तथा च त्रेतायुगे पीततनुं पुराणम् ।**
**तथाहरिं द्वापरत: कलौच कृष्णो कृतात्मानमथो नमामि॥१८॥**

અર્થ--જેણે સત્યયુગમાં શુકલ, ત્રેતામાં રક્ત, દ્વાપરમાં પીત્ત, કલિયુગમાં કૃષ્ણતનું ધારણ કર્યું હતું, એમને હું નમસ્કાર કરૂં છું. ૧૮ ફરી ૬૮ માં અધ્યાયમાં કહ્યું છે કે:

વિષ્ણુ સત્યયુગમાં શુક્લવર્ણ, ત્રેતાયુગમાં રક્તવર્ણ, દ્વાપરયુગમાં પિંગલવર્ણ અને કલિયુગમાં કૃષ્ણવર્ણના હોય છે. ૭

વારાહપુરાણમાં બીજે સ્થળે પણ એ પ્રકારની વાત જણાય છે. બ્રહ્મવૈવર્ત્ત પુરાણના શ્રીકૃષ્ણ જન્મ ખંડના ૧૩ મા અધ્યાયના ૪૯ થી ૬૨ મા શ્લોકોમાં ગર્ગજીએ નંદજીને શ્રી કૃષ્ણજીનું જન્મવૃતાન્ત કહ્યું છે. એમણે પણ એ રૂપે વર્ણન કર્યું છે કે: કલિયુગમાં ભગવાન કૃષ્ણવર્ણ શ્રીકૃષ્ણરૂપે પ્રકટયા છે.

ભવિષ્ય પુરાણના ચોથા ખંડના પાંચમા અધ્યાયના ૨૧, ૨૨ અને ૨૩ મા શ્લોકોમાં એ સ્પષ્ટરૂપે વર્ણવ્યું છે કે શ્રી કૃષ્ણજી કલિયુગના અવતાર છે.

બીજા પુરાણોમાં પણ એ પ્રકારે લખેલું જણાય છે. પણ શ્રીમદ ભાગવતના દ્વાદશ સ્કન્ધના બીજા અધ્યાયમાં એ ઉલ્લેખ જણાય છે કે કલિકાળની પૂર્વથી વિદ્યમાન હોવા છતાં પણ જ્યારે શ્રી કૃષ્ણચન્દ્ર અવતીર્ણ થઇ પૃથ્વીમાં વિરાજમાન હતા ત્યાં સુધી કલિકાલને પણ પોતાનો પ્રભાવ ફેલાવવાનું સામર્થ્ય નહોતું એ તો સ્વાભાવિક છે. પરંતુ ભાગવતથી એ ખુલ્લું થાય છે કે શ્રીકૃષ્ણ કલિકાલમાં જ અવતીર્ણ થયા હતા. એ વિષયનું વર્ણન નીચે પ્રમાણે છે.

यावत स पादपद्माभ्यां स्पृशन्नास्ते रमापतिः ।
तावत् कलिर्वै पृथिवीं पराक्रान्तुं न चा शकत ॥२४॥

અર્થ: રમાપતિ શ્રી કૃષ્ણજી જ્યાં સુધી પોતાના ચરણ કમળોથી પૃથ્વીનો સ્પર્શ કરતા રહ્યા, ત્યાં સુધી કલિકાલ [ પહેલાંથી પ્રવિષ્ટ હોવા છતાં પણ ] પૃથિવી પર પોતાના પરાક્રમને પ્રકટ કરી શકયો નહોતો. ૨૪

આ શ્લોકની શ્રીધર સ્વામીએ ટીકા કરી છે કે: " એ સત્ય છે કે પૃથિવીમાં શ્રી કૃષ્ણ વિદ્યમાન હોવા છતાં પણ સન્ધ્યારૂપી કલિ પ્રવિષ્ટ થયો હતો, તથાપિ તે યાવત વિરાજમાન રહ્યો ત્યાંસુધી કલિ પરાક્રમ પ્રકટ કરી શકયો નહિં. એ એ શ્લોકમાં કહ્યું છે. "

કલિ કાલ રાત્રિ સ્વરૂપ તમોમય કાલ પુરાણોમાં જણાવ્યો છે. એ સત્ય છે કે સૂર્યનો અસ્ત થતાંજ વાસ્તવમાં રાત્રિનો આરંભ થાય છે. પરંતુ સૂર્યાસ્ત પછી પણ કાંઇક વાર સુધી દિવસનો પ્રકાશ

રહે છે. જે સંધ્યાકાળના નામથી પ્રખ્યાત છે. કલિના એ. સંધ્યા નામના કાલમાં શ્રી કૃષ્ણ અવતીર્ણ થયા હતા. એ શ્રીધર સ્વામીએ પોતાની ટીકામાં વર્ણન કર્યું છે. જેમ સૂર્યાસ્ત પછી સંધ્યાકાલ સાધારણ ભાષામાં દિવસ કહેવાય છે. તેમ પુરાણોમાં દ્વાપરયુગ પછીના સન્ધ્યાકાલને પણ કંઈ કંઈ શાસ્ત્રોમાં દ્વાપરયુગ કહ્યો છે. એથી એ વિષયમાં મતભેદ હોવો એ પ્રકાશિત થતો નથી.

મહાભારતના શાંતિ પર્વના ૩૩૯ મા અધ્યાયના ૯૦ મા શ્લોકમાં લખ્યું છે કે દ્વાપર અને કલિના સંધિકાળના અવસાન સમયે કંસના વધને માટે મથુરામાં શ્રી કૃષ્ણનો અવિર્ભાવ થશે.

એ પ્રકારે શ્રી રામચન્દ્રનો અવતાર પણ દ્વાપરના પ્રારંભમાં થયો હતો. એ એ અધ્યાયના ૫૦ મા શ્લોકમાં બતાવ્યું છે.

જ્યોતિષ શાસ્ત્રનો વિચાર કરતાં પણ એ સિદ્ધ થયું છે કે શ્રી કૃષ્ણનો અવતાર થતા પૂર્વેજ કલિકાલનો પ્રવેશ થઇ ચૂકયો હતો. રાજતરંગણીમાં પણ એ ઉલ્લેખ છે કે: શ્રી કૃષ્ણ જન્મનાં ઘણે ભાગે ૭૦૦ વર્ષ પૂર્વે કલિનો પ્રવેશ થયો હતો. એથી એ સિદ્ધ થાય છે કે: શ્રી કૃષ્ણજીના કલિયુગમાં અવતાર થયા સંબંધમાં કાંઇ મત ભેદ નથી. મહાભારત અને વારહાદિ પુરાણોનાં જે પ્રમાણો ઉપર આપ્યાં છે તેનું પણ સમર્થન થાય છે.

ગર્ગાચાર્યજી કહે છે. હે નન્દ ! તમારા બીજા પુત્રે ક્રમશઃ શ્વેત, રકત અને પીત વર્ણનાં શરીર ધારણ કર્યાં હતાં. હવે એમણે કૃષ્ણતા પ્રાપ્ત કરી છે, એથી આ વખતે એમનું નામ કૃષ્ણ પડયું. અર્થાત એમણે સત્ય યુગમાં શુકલ વર્ણ, ત્રેતામાં રકત વર્ણ અને દ્વાપરમાં પીતવર્ણનું શરીર ધારણ કર્યું હતું. એ સર્વ અતીતકાલની

ઘટના છે. હવે આ કલિકાલમાં તે કૃષ્ણવર્ણના થયા છે. એથી એમનું નામ કૃષ્ણ પડ્યું.

શ્રીમદ્ ભાગવતના ૧૧ મા સ્કંધના પાંચમા અધ્યાયમાં પણ વિશેષ રુપે વર્ણન છે કે:

સત્યયુગમાં તે ભગવાન શુક્લ વર્ણ ચતુર્ભુજ હોય છે. ત્યારે એમનો પહેરવેશ વલ્કલ હોય છે, અને એમના મસ્તક પર જટા રહે છે. ૨૯

ત્રેતાયુગમાં તે ચતુર્ભુજ ત્રિગુણિત મેખલા યુક્ત હોય છે. અને રક્ત વર્ણ રૂપ ધારણ કરે છે. ૨૨ દ્વાપરયુગમાં ભગવાન અતસી પુષ્પ જેવા શ્યામવર્ણ હોય છે. અને પીતામ્બર અને પોતાનાં ચક્ર આદિ વસ્ત્ર સમૂહ ધારણ કરી પ્રકટ થાય છે ૨૫

આ ૨૫ મા શ્લોકમાં કહ્યું કે દ્વાપરયુગમાં ભગવાનનો શ્યામ વર્ણ હોય છે અભિધાનમાં શ્યામ શબ્દનો અર્થ હરિત વર્ણ અને કૃષ્ણ વર્ણ બંનેય છે. શ્યામા શબ્દનો પણ એ પ્રકારે બે અર્થમાં ઉપયોગ થાય છે, હરિદ્રાનું પણ એક નામ શ્યામા છે. શ્લોકના શ્યામ શબ્દનો આશય હરિદવર્ણ ( પીળો રંગ ) છે એ શ્રીધર સ્વામીએ ટીકામાં બતાવ્યુ છે. સર્વ લોકોની સમ્મતિ છે કે શ્રી રામચંન્દ્રજીના શરીરનો વર્ણ હરિત ( પીળો ) હતો. તેમના શરીરના વર્ણનું વર્ણન કરવામાં ભગવાન વાલ્મીકિજીએ પોતાના રામાયણના પ્રથમ અધ્યાયથી આરંભ કરી અનેક સ્થાને ' શ્યામ ' શબ્દનો પ્રયોગ કર્યો છે. એ સ્થળે શ્યામ શબ્દનો અર્થ કૃષ્ણવર્ણ કદી નથી થઇ શકતો. એ ઉપરાંત સમસ્ત પુરાણિકોના મતથી એ નિશ્ચય થાય છે કે ભગવાન દ્વાપરયુગમાં પીતવર્ણ કલેવર ધારણ કરે છે. તો શ્રીધર સ્વામીજીની શ્યામ શબ્દની વ્યાખ્યા બરોબર છે.

કલિકાલના જીવ એમનું કયા રૂપથી દર્શન કરે છે અને કયા પ્રકારે પુજા કરે છે.

कृष्णवर्णंत्विषा कृष्णं साङ्गोपाङ्गास्त्र पार्षदम् ।
यज्ञैः सङ्कीर्तन प्रायैर्यजन्ति हिसुमेधसः ॥ २९ ॥

કલિકાલમાં વિવેકી પુરુષ વર્ગ કૃષ્ણ વર્ણ કિન્તુ ( ઇન્દ્રનીલ મણિવત્ ) ઉજ્વલ કાન્તિયુક્ત ભગવાનના અંગ, ઉપાંગ, અસ્રો અને પાર્ષદાદિ સહિત નામોચ્ચારણ અને સ્તુતિથી આરાધના કરે છે. ૨૯

આ શ્લોકની શ્રીધર સ્વામીએ નીચે પ્રમાણે વ્યાખ્યા કરી છે. કૃષ્ણ વર્ણ શબ્દથી રૂક્ષતાનો બોધ થાય છે એ સમજાવવા માટે ભગવાન કૃષ્ણ વર્ણ હોવા છતાં પણ રૂક્ષતા (કઠોરતાથી) રહિત છે **त्विषा** શબ્દથી એ બતાવ્યું કે ભગવાન્ 'अकृष्ण' કાંતિવાળા અર્થાત ( ઇન્દ્રનીલ મણિવત ) ઉજવલ વર્ણના છે. અથવા **त्विषा कृष्ण** કૃષ્ણાવતાર એવો પાઠ ગ્રહણ કરવો.

અથવા ભગવદરૂપની સાથે બીજા અવતારોનાં રૂપને કંઇ પણ સાદશ્ય નથી. પરંતુ કૃષ્ણાવતારનું રૂપ ભગવદરૂપની સદશ હતું. એથી કૃષ્ણાવતારનું પ્રાધાન્ય ગ્રન્થકારે સૂચિત કર્યું એમ સમજવું જોઇએ.

શ્રીકૃષ્ણનું રૂપ શ્રી ભગવાન શ્રીહરિના રૂપની સંપૂર્ણ સદશ હતું એવું મહાભારતના સ્વર્ગારોહણ પર્વના ૪ થા અધ્યાયના પ્રારંભમાં પણ વર્ણન છે.

આ પહેલાં કહ્યું કે ક્રમાનુસાર સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગમાં ભગવાન વસ્તુતઃ શુકલ, રકત, પિત્ત અને કૃષ્ણવર્ણનાં કલેવર ધારણ કરે છે. એ કહેવાનો આશય એ નહિં કે કલિયુગમાં જ ભગવાન્ કૃષ્ણવર્ણના હોય છે.

શ્રીધર સ્વામીની વ્યાખ્યા એ છે કે ' કૃષ્ણ ' શબ્દનો અર્થ સાધારણ કૃષ્ણવર્ણની માફક રૂક્ષ નહીં પણ ઇન્દ્રનીલ મણિવ ઉજવલછે.

મહાભારતમાં પણ ભગવાન શંકરે વસુદેવના સ્વરૂપનું એવુંજ વર્ણન કર્યું છે અનુશાસન પર્વના ૧૪૭ મા અધ્યાયના બીજા શ્લોકમાં લખ્યું છે કે:

पिता महादपि वरः शाश्वतः पुरुषोहरिः ।
कृष्णजाम्बु नदाभासा व्यभ्रे सूर्य इवोदितः ॥२॥

વિશેષ કરી આ અર્થ અપરાપર પુરાણોના વર્ણનને મળતો છે એથી પ્રચલિત શાસ્ત્રોના પ્રમાણથી શ્રી કૃષ્ણજી કલિયુગમાં ભગવદાવતાર છે અને ઉપાસ્ય છે એ નિશ્ચય થાય છે.



